# सृष्ट पदार्थ नियम

અને

# सुधारणा.

રા. શંકર રામચંદ્ર હતવલણેએ

મરાઠીમાં તૈયાર કરેલું

તેનું

ભાષાન્તર. કર્ત્તા

**પરમાનંદ ભોલાભાઇ પારેખ.**

ફર્સ્ટ કલાસ મુનસીફ અને સ્પેશિયલ મેજીસ્ટ્રેટ

સિદ્ધપુર, પ્રાંતકડી.

**કીંમત ચૌદ આના.**

## ભાષાન્તર કર્ત્તાની પ્રસ્તાવના.



ગુજરાતી પુસ્તકો નવીન રચવાનું અને બીજી ભાષામાંથી ભાષાન્તરો કરવાનું કામ ગૂજરાત વર્નાક્યુલર સોસાઇટી કરે છે; તોપણ ગૂજરાતીમાં જોઇએ તેવાં અને તેટલાં પુસ્તકો રચાયેલાં હજી નથી—તેમ ભાષાન્તરો થયેલાં નથી. ગુર્જરભાષા કરતાં મરાઠીભાષા વિશેષ ખેડાયલી છે, ને તેમાં પુસ્તકો કેટલાંક ઘણાં ઉત્તમ લખાએલાં છે, એમ કહ્યા વગર ચાલતું નથી.

ગુર્જર રાજ્યાધિપતિ નામદાર શ્રીમંત સરકાર શયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બાહાદુર મહારાજા, સરસ્વતિના પૂર્ણભક્ત હોવાથી તેમની આજ્ઞાએ કેટલાંક પુસ્તકોનાં ગુર્જર ભાષાન્તર થયાં છે. એ નામદારની ઇચ્છા પ્રજા જ્ઞાનવાન થવા અતિ શ્રેષ્ટ છે એમ જાહેર થઇ ચુકેલું છે. માત્ર ઇચ્છા છે એમ નથી, તેમ થવાને લાયક સાધનો પણ પુરાં પાડવામાં આવેલાં ને જેમ જોઇએ તેમ પુરાં પડાય છે, એ પ્રજાનું સુભાગ્ય છે.

આ ભાષાન્તર નામદાર માહારાજા સાહેબના કિમતી આશ્રયથી અને દેશી કેળવણી ખાતાની સૂચનાથી કરવામાં આવી બહાર પાડવામાં આવ્યું છે.

આ ગ્રંથ મરાઠી ભાષામાં રા. રા. શંકર રામચંદ્ર હતવલણેએ તૈયાર કરી પ્રસિદ્ધ કરેલો છે. એમણે ગુર્જર

ભાષામાં ભાષાન્તર કરી પ્રસિદ્ધ કરવા વિનંતી કરે મને તેમ કરવા જરાપણ આનાકાની વગર પરવાનગી આપી તેથી તેમનો અતિ પાડ આ જગ્યાએ માનવામાં આવે છે.

સિદ્ધપુર. સંવત ૧૯૪૮.

**પરમાનંદ. ભો. પારેખ.**



# ગ્રંથકારની પ્રસ્તાવના.

સૃષ્ટપદાર્થનિયમ અને સુધારાણા એ આ ગ્રંથનું નામ છે; પણ આ ઉપરથી ગ્રંથમાંના વિષયના સ્વરૂપ વિષે સારી રીતે બોધ થઇ શકશે નહીં તેથી એ વિષે ખુલાસો કરવો જરૂર છે.

વરસાદ, ભૂમિકંપ, જ્વાળામુખી પર્વત, હવા, જમીન, નદીઓ, પર્વત, સમુદ્ર, વાવાઝોટાં વગેરે સર્વે સૃષ્ટપદાર્થ સંબંધી કારણો છે; વરસાદ થયાથી ધાન્ય પાકે છે ને તેથી માણસોનું પોષણ થાય છે; પણ તે ન વરસે તો દુષ્કાળ પડીને માણસોના બેહાલ થાય છે—તેમના મનને તથા તનને સ્વાસ્થ્ય મળતું નથી. વરસાદ તેમને આધીન રેહેતો નથી, પણ વરસાદને આધીન તેમને રહેવું પડે છે. સારાંશ જે લોકોને ગુજરાન સારૂ વરસાદ ઉપર આધાર રાખીને રહેવું પડે છે તેમની કેટલેક દરજ્જે પરતંત્ર સ્થિતિ હોય છે.

જમીન ફળદ્રુપ હોય એટલે પાક ઘણો થાય છે ને વધારે શ્રમ લેવાનું કારણ પડતું નથી. મહેનત કરવાની જરૂર ન પડે એટલે—અર્થાત્ આળસ ઉત્પન્ન થવાનો સંભવ હોય છે. પણ જમીન ખરાબ હોય એટલે વધારે મેહેનત કરવી પડે છે. એ વાત ગૂજરાત અને કોંકણમાંના લોકોની સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે, હવા સારી હોય એટલે શરીર તથા મનને સુખ થાય છે. ને કામ સારૂં થાય છે. જ્વાળામુખી તથા ભૂકંપાદિ ઉત્પાત થાય છે ત્યારે

દ્રવ્યની તો શું, પણ પ્રાણની સુદ્ધાં હાનિ થાય છે; ને સુધારણાને ધોકકો લાગે છે; નદીઓમાં પુર આવીને ગામ તણાઇ જાય છે, ને કોઇ કોઇ વાર પ્રાણની હાની થાય છે; વાવાઝોટાવડે દ્રવ્ય તથા પ્રાણની હાનિ થાય છે; શીળીના તથા કોગળીયાના રોગથી અકાળે મરણ પ્રાપ્ત થાય છે ને મનમાં વિલક્ષણ કલ્પના તરંગ ઉઠે છે. સર્પ, વ્યાઘ્ર વગેરે હિંસક પ્રાણીઓવડે જીવને ઘાત થાય છે. આ ઉપરથી સૃષ્ટપદાર્થ સંબંધી કારણોનો તથા માણસનો સંબંધ છે કે નહી, ને આ કારણોથી માણસના શરીર ઉપર તથા મન ઉપર ને તેથી તેની સુધારણા ઉપર અસર થાય છે કે નહી તે જણાશે. સૃષ્ટપદાર્થોવડે કોઇ કોઇ વાર ફાયદો થાય છે ને કોઇ કોઇ વાર હાનિએ થાય છે. પણ તેઓવડે પોતાનું નુકશાન ન થવા દેતાં ફાયદો માત્ર કરી લેવાનો, તેમને આધીન ન રહેતાં તેઓને પોતાને આધીન રાખવાનું અને તેઓનો અમલ પોતાના મન ઉપર તથા શરીર ઉપર ન ચાલવા દેતાં તેમનું આકલન કરવા વિષે સામર્થ્યસંચય કરવા વગેરે સુધારણાનું ફળ છે. અને મનની પરવશતા તથા દુર્બળતા થવા ન દેતાં બાહ્યસૃષ્ટિ મનને આધીન રાખવી એજ સુધારણાનું પર્યવસાન છે. પણ આ ફળ મેળવવાને માટે અથવા એ ઉદેશ પાર પાડવાને માટે સૃષ્ટ પદાર્થના ધર્મ અને નિયમ કરવાને તેથી કયાં કાર્ય થાય છે એમ સમજવું અવશ્ય છે. એ સમજવાને સારૂ કાંઇ સાધન હોવું જોઇએ એવા હેતુથી આ ગ્રંથ હાથમાં લેવાની જીજ્ઞાસા થઇ.

સૃષ્ટ પદાર્થના કયા કયા ધર્મ છે અને તદ્વિષયક નિયમોના વ્યાપારથી શાં શાં કાર્ય થાય છે? એ સમજવાથી સુધારણાના કામમાં દહાડે દહાડે યૂરોપિયન લોકોનું પગલું આગળ પડતું જાય છે. તેઓએ જે શોધ કર્યા છે તે વડે નાનાં મોટાં, વિદ્વાન્ અવિદ્વાન્ અને ગરીબ તવંગર એ સર્વેને સુખ થાય છે એ વાત મનમાં લાવીએ તો, અને સૃષ્ટપદાર્થ શાસ્ત્રનું જ્ઞાન જેવું હોવું જોઇએ તેવું ન હોવાથી, આપણી સુધારણા રૂપી ઇમારત કાચી રહીને આપણું ઘણું નુકશાન થયું છે, અને હજી થાય છે, એ વાત ધ્યાનમાં લાવીએ તો આ શાસ્ત્રનો અભ્યાસ કરવો કેટલું અવશ્યકતા ભરેલું છે તે ધ્યાનમાં આવશે. આ શાસ્ત્રનો અભ્યાસ આપણામાં જેમ જેમ વધતો જશે તેમ તેમ આપણી વહેમી સમજણો દૂર થતી જશે. ધરતીકંપ, કોગળીયા જેવા રોગ, તીડની ધાડ વગેરે સૃષ્ટ ચમત્કાર એ ઇશ્વરી ક્ષોભથી થાય છે કે શું? ગ્રહણ રાહુ કેતુવડે થાય છે કે શું? એ અને બીજી વાતો ધ્યાનમાં આવશે. સારાંશ, હાલમાં જે વાતો તથા જે ચમત્કાર દૈવી કારણોથી બની આવે છે એવું ઘણા લોકો માને છે, તે વાતો અથવા તે ચમત્કાર તેવી રીતે બનતા નથી પણ સૃષ્ટપદાર્થ નિયમોના વ્યાપારથી બની આવે છે એવું સમજાઇને સુધારણાનો ક્રમ સુયંત્ર ચાલશે. આ શાસ્ત્રનો અભ્યાસ કરવા વિષે પ્રીતિ ઉત્પન્ન થાય તથા સુધારણાને અવશ્યક જે ચોકસપણું તેની વૃદ્ધિ થાય એવો હેતુ છે.

સુધારણામાં જે ફેરફાર થાયછે તે કેવળ કૃત્રિમ કારણોથી

થતો નથી–સ્વાભાવિક કારણોનું જોર કાંઇ ઓછું હોતું નથી. દેશની બાલ્યાવસ્થા છતાં આ કારણોનું જોર બહુ હોય છે. માટે સુધારણા વિષે વિચાર કરતાં આ બંને કારણો વિષે વિચાર કરવો જોઇએ. પણ હિંદુ સુધારણા વિષે વિચાર કરતાં એકજ દિશાથી વિચાર કરેલો છે એવું દેખાય છે. બીજી દિશાથી એટલે સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોના વ્યાપારથી હિંદુસ્તાનમાં શા શા પરિણામ બની આવ્યા એ સંબંધી ગૂજરાતીમાં સ્વતંત્ર અને વિગતવાર વિચાર કરેલો જણાતો નથી. દેશની સારી નરતી સ્થિતિ થવાને સૃષ્ટ–પદાર્થ સંબંધી કારણો કેટલે દરજ્જે સહાયકારી થાય છે, ને તેથી શાં કાર્ય થાય છે, એ વિષે માહિતી મળીને હિંદુસ્તાન દેશની સ્થિતિ સુધારવાને કઈ યોજનાઓ કરવી જોઇએ, એ બદલનો વિચાર કરવાને આ પુસ્તકથી થોડું ઘણું સહાય્ય થશે, એવી આશા છે. આપણી સુધારણા એ વિશેષ કરીને નવી પ્રજાના કર્તૃત્વ ઉપર આધાર રાખીને છે. એ પ્રજાની બુદ્ધિ જાગૃત કરીને તેને વિચાર કરવાનું વલણ લગાડવાને, તેમનો જેઓની સાથે નિકટ સંબંધ હોય છે એવા જે શિક્ષક, તેઓને આ ગ્રંથનો પરિચય થવાથી એ વલણ લગાડતાં થોડી ઘણી મદત થશે એવું લાગે છે.

સુધારણાનો ઇતિહાસ એ નામનો જે પ્રસિદ્ધ ગ્રંથ બકલ સાહેબે કર્યો છે તેનો આ ગ્રંથને મુખ્ય આધાર છે. શિવાય ગિઝો, ડ્રેપર, મિલ, મોક્ષમુલર, મનુ, હુંબોલ્ટ વગેરે કેટલાક ગ્રંથકારોના ગ્રંથોનો આધાર છે. એ વિષે ટીપ આપીને સ્થલ પરત્વે ઉલ્લેખ કરેલો છે. એ ગ્રંથ દક્ષિણ પ્રાઇઝ

કમેટી તરફ મોકલ્યો હતો. ગ્રંથ કમેટીને પસંદ પડવાથી છાપ્યો છે. સભાસદોએ, અને રા. રા. વિનાયક કોંડદેવ ઓક, રા. રા. ગોવિંદ માધવ પુંડલીક વગેરે કેટલાક મિત્રોએ જે સુચનાઓ કરેલી તેમનો વિચાર કર્યો છે.

પ્રકૃત ગ્રંથનો વિચાર નવીન હોવાથી સ્થળપરત્વે નવા શબ્દોની યોજના કરવી પડી છે. ગ્રંથ ઉપયુક્ત અને સુબોધદાયક થાય એવા ઉપાયો કર્યા છે.

આ ઠેકાણે એક સૂચના કરવી જોઇએ: તે એ કે, સૃષ્ટપદાર્થ સંબંધી નિયમોવડે અમુક એક કાર્ય થયું એવું પ્રસંગોપાત્ કહેલું છે. આ ઉપરથી સૃષ્ટપદાર્થ કારણો શિવાય બીજા કારણોનું કંઇપણ સહાય્ય નહોતું એવું કેહેવાનો અમારો હેતુ નથી; પણ સૃષ્ટપદાર્થ વિષયક કારણો એ પ્રધાન કારણો હતાં અને તેમનું જોર ઘણું હતું એવું કહેવાનો અમારો હેતુ છે. એ ધ્યાનમાં રાખીને ગ્રંથ વાંચવામાં આવે એટલે અતિશયોક્તિ બદલનો દોષ અમારા ઉપર આવશે નહી.

એ ગ્રંથ, જે થવાનો છે, તેનો પૂર્વ ભાગ છે. એ અલ્પ પ્રયત્ન લોકોને પસંદ પડશે એટલે ઉત્તર ભાગ હાથમાં લેવાનો વિચાર છે. તેમાં સૃષ્ટપદાર્થ ચમત્કારવડે મનની દુર્બળ સ્થિતિ થઇને સુધારણાને કેવી રીતે ધક્કો લાગે છે એ વિષે, મુખ્યત્વે કરીને હિંદુસ્તાન વિષે–વિચાર કરવાનો ઉદ્દેશ છે.

આખર જે પ્રસિદ્ધ ગ્રંથકારનો આ ગ્રંથને મુખ્ય

આધાર છે તેનો, જે મોટા ગ્રંથકારોના ગ્રંથોનો ઉપયોગ કર્યો છે તેમનો, દક્ષિણ પ્રાઇઝ કમેટીનો અને મિત્રોનો આભાર માનીને તથા આ ગ્રંથમાં સ્થળપરત્વે જે દોષ રહ્યા હશે તે જો કોઇ લખી જણાવશે અથવા નવીન સૂચના કરશે તો તેમની મહેરબાની થશે એવું કહીને આ લેખ અત્રે પૂર્ણ કરૂં છું.

ધુળીયા, તા૦ ૨૫ મી આગષ્ટ ૧૮૮૯.

શાં. રા. હ.



# અનુક્રમણિકા.


| વિષય. | પૃષ્ઠ, |
|---|---|
| **ભાગ ૧ લો.–સામાન્ય વિચાર... ... ... ...** | **૧–૧૩** |
| સૃષ્ટપદાર્થ સંબંધી કારણો, હવા, અન્ન, જમીન સૃષ્ટ ચમત્કાર ... ... ... ... ... ... | ૧ |
| સૃષ્ટ ચમત્કાર–ભુકંપ, પર્જન્ય, તીડની ધાડ, વગેરે | ૧ |
| પર્યાયનાં કારણનું મહત્વ. ... ... ... ... | ૨ |
| સુધારણાને માટે ધનસંગ્રહની આવશ્કતા ... ... | ૩ |
| સૃષ્ટપદાર્થ સંબંધી કારણો ઉપરથી ધનનું નીયમન | ૪ |
| ધનોત્પત્તિ બે વાત ઉપર આધાર રાખીને હોય છે. ઉત્સાહપૂર્વક અને નિયમિત રીતે શ્રમ અને સૃષ્ટ પદાર્થની છત. ... ... ... ... ... ... | ૫ |
| જમીનની ફળદ્રુપતા કઇ વાત ઉપર આધાર રાખે છે. | ૫ |
| જમીનની હાલની અવસ્થા. ... ... ... ... | ૧૦ |
| હવાથી થતાં કાર્ય ... ... ... ... ... ... | ૧૦ |
| દેશબાલ્યાવસ્થામાં હોય છે, તે વખતનું સૃષ્ટપદાર્થ સંબંધી કારણોનું જોર. ... ... ... ... | ૧૩ |
| **ભાગ બીજો–એશિયા. ... ... ... ... ...** | **૧૪–૩૯** |
| એશિયાના ઉત્તર પ્રદેશ વિષે વિચાર. ... ... ... | ૧૪ |
| સામોજદીજ લોકોનું વર્ણન ... ... ... ... | ૨૦ |
| આસ્તજક લોકો વિષે હકીકત. ... ... ... ... | ૨૧ |
| ઉત્તર પ્રદેશમાં રહેનારા લોકોની સ્થિતિ ઉપરથી સુઝેલા વિચાર. ... ... ... ... ... ... | ૨૩ |
| એશિયાખંડનો મધ્ય પ્રદેશ, ચીનાઈ તાર્તરી... ... | ૨૪ |

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| સ્વતંત્ર તાર્તરી, તિબેટ, ઈરાન, અફગાનિસ્તાન અને અરબસ્તાન. ... ... ... ... ... ... ... | ૨૪ |
| ગોબીનું રણ. ... ... ... ... ... ... ... | ૨૬ |
| ચીનાઈ તાર્તરીનું વર્ણન. ... ... ... ... ... | ૨૭ |
| અરબસ્તાન. ... ... ... ... ... ... ... | ૨૯ |
| આરબ લોકો વિષે વિચાર. ... ... ... ... | ૩૩ |
| ઈરાન. ... ... ... ... ... ... ... ... | ૩૭ |
| એશિયાખંડના પ્રાચીન કાળે સુધારણા હિંદમાં થઈ. | ૩૯ |
| **આફ્રિકા** ... ... ... ... ... ... ... ... | ૪૦-૫૦ |
| આફ્રિકાખંડની સ્થીતિ. ... ... ... ... ... | ૪૦ |
| આફ્રિકામાંના પ્રદેશ વિષે તપાસ... ... ... ... | ૪૧ |
| આફ્રિકામાંની સુધારણા. ... ... ... ... ... | ૪૫ |
| નિગ્રો લોક ... ... ... ... ... ... ... | ૪૫ |
| આફ્રિકામાં સુધારણા થવાને અડચણો. ... ... | ૪૭ |
| સહરાનું રણ. ... ... ... ... ... ... ... | ૪૮ |
| સૃષ્ટપદાર્થ સંબંધી કારણોને લીધે આફ્રિકાની ખરાબ હાલત.... ... ... ... ... ... ... ... | ૫૦ |
| **અમેરિકા.** ... ... ... ... ... ... ... | ૫૧-૭૯ |
| અમેરિકાનો શોધ. ... ... ... ... ... ... | ૫૨ |
| હંબોલ્ટે કરેલા શોધ અને મેળવેલી માહિતી. ... | ૫૬ |
| ઉત્તર અમેરિકાના ઉત્તર પ્રદેશ વિષે વિચાર... ... | ૫૭ |
| ઈસ્કીમો લોકો વિષે વિચાર. ... ... ... ... | ૬૦ |
| ઉત્તર અમેરિકાના મધ્ય પ્રદેશ વિશે વિચાર... ... | ૬૩ |
| ઉત્તર અમેરિકાનો દક્ષિણ પ્રદેશ ... ... ... | ૬૫ |
| દક્ષિણ અમેરિકા ... ... ... ... ... ... | ૬૬ |
| દક્ષિણ અમેરિકાનો દક્ષિણ ભાગ ... ... ... | ૬૭ |
| દક્ષિણ અમેરિકાનો ઉત્તર પ્રદેશ.... ... ... ... | ૬૮ |
| લેનાસનું ઉજડ મેદાન. ... ... ... ... ... | ૬૯ |

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| દક્ષિણ અમેરિકાનો મધ્ય પ્રદેશ, બ્રાઝીલ. ... ... | ૭૧ |
| બ્રાઝીલદેશ ફળદ્રુપ છતાં ત્યાં સુધારણા કેમ થઈ નહોતી. | ૭૨ |
| વ્યાપારોપયોગી પવન ... ... ... ... ... | ૭૨ |
| બ્રાઝીલદેશ ઘણો ફળદ્રુપ શાથી ? ... ... ... | ૭૪ |
| સૃષ્ટપદાર્થ સંબંધી નિયમોથી બ્રાઝીલમાં શી સ્થિતિ થઈ. ... ... ... ... ... ... ... ... | ૭૬ |
| ઈંડિયન લોક. ... ... ... ... ... ... | ૭૮ |
| સુધારણાને જે બાધક કારણો, તે વિષે વિચાર. ... | ૭૮ |
| **ભાગ ત્રીજો-યૂરોપખંડ વિષે વિચાર.** ... ... | ૮૦-૯૦ |
| હવાથી શરીર અને મનપર થતી અસર. ... ... | ૮૦ |
| જ્યુ લોકોનો દાખલો. ... ... ... ... ... | ૮૧ |
| સમશીતોષ્ણ હવામાંના લોકોનું ઉપરીપણું. .. | ૮૨ |
| યૂરોપિયન સુધારણાને હવા કેવી રીતે કારણીભૂત થઈ. | ૮૪ |
| યૂરોપમાં હવાનું માન સારૂં હોવાનાં કારણો ... | ૮૪ |
| હવા અને મનુષ્યનો સંબંધ ... ... ... ... | ૮૬ |
| ભાંજગડનો સંબંધ એટલે શું ? ... ... ... | ૮૬ |
| યૂરોપ અને બીજા ત્રણ ખંડમાંની સુધારણા વિષે સામાન્ય વિચાર... ... ... ... ... ... ... | ૮૯ |
| **ભાગ ચોથો.** ... ... ... ... ... ... ... | ૯૧-૧૧૬ |
| સૃષ્ઠ પદાર્થ નિયમોને લીધે ધનની વહેંચણીનાં નીયમ | ૯૧ |
| સંપત્તિ એ એક શક્તિ છે. ... ... ... ... | ૯૨ |
| ધનની વહેંચણી વિષે વિચાર. ... ... .. ... | ૯૩ |
| મજુરદારની સંખ્યાને પ્રતિબંધ હોવાની જરૂર. ... | ૯૭ |
| ધર્મ સંબંધી સમજણો. ... ... ... ... ... | ૯૮ |
| અન્નવડે મજુરોની સંખ્યામાં ફેરફાર થાય છે. ... | ૯૯ |
| અન્નવડે થતાં કાર્ય, શરીરમાંનાં ઓછાં થયલાં તત્વ, પરમાણુ પુરાં પાડવાં તથા ઉષ્ણતા પેદા થવી... | ૧૦૦ |
| શરીર યંત્ર. ... ... ... ... ... ... ... | ૧૦૧ |

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| શરીરની ઘસામણ. ... ... ... ... ... ... | ૧૦૪ |
| શરીરની ઘસામણ પુરી પાડવા માટે ને તેમાં ઉષ્ણતા પેદા થવાને માટે જુદા જુદા પ્રકારના ખોરાકની જરૂર શા માટે? ... ... ... ... ... ... | ૧૦૫ |
| રક્તશુદ્ધિ અને તજ્જન્ય શરીર પોષણ. ... ... | ૧૦૬ |
| ત્વચાવડે શ્વાસોશ્વાસ ને તેથી યોગાભ્યાસ કેવી રીતે થાય છે. ... ... ... ... ... ... ... | ૧૦૭ |
| અન્નવડે થતાં કાર્યોનો ને માણસોનો સંબંધ. ... | ૧૦૯ |
| હવાનો અને ધનની વહેંચણીનો સંબંધ. ... ... | ૧૦૯ |
| શીતદેશમાં તથા ઉષ્ણ દેશમાં જુદો જુદો ખોરાક. ... ... ... ... ... ... ... | ૧૧૩ |
| એકંદર હકીકત ઉપરથી કયા સિદ્ધાંત સિદ્ધ થાય છે. | ૧૧૪ |
| **ભાગ પાંચમો–હિંદુસ્તાન** ... ... ... ... ... | ૧૧૮–૨૧૩ |
| ધનનો સંગ્રહ અને ધનની વેંહેંચણી વિષે સિદ્ધાંત હિંદુસ્તાનને કેવી રીત લાગુ પડે છે? ... ... | ૧૧૮ |
| હિંદુસ્તાનની કીર્ત્તિ શા માટે? ... ... ... ... | ૧૧૯ |
| ખરો ઈતિહાસ ઉપલબ્ધ ન હોવાથી જુદા જુદા તર્ક. | ૧૨૦ |
| જૂનો ઈતિહાસ કેમ મળી આવતો નથી? ... ... | ૧૨૧ |
| બ્રાહ્મણોએ ઈતિહાસનો નાશ કર્યો હશે? ... ... | ૧૨૩ |
| હિંદુસ્તાનના પ્રાચીન ઈતિહાસનાં સાધનો પુરાણાદિ ગ્રંથ, ગ્રીક અને રોમન ગ્રંથકાર, નાણાંના શિક્કા, શીલાલેખ અને તામ્રપટ્ટ ... ... ... ... ... | ૧૨૫ |
| હિંદુસ્તાનની પ્રાચીન, અને યૂરોપની હાલની સુધારણા સરખાવવી એ બરાબર નથી ... ... ... | ૧૨૬ |
| પ્રોફેસર વિલસનનો અભિપ્રાય ... ... ... ... | ૧૨૭ |
| હિંદુ સુધારણા પ્રાચીન ... ... ... ... ... | ૧૨૯ |
| હિંદુ સુધારણાનું સ્વરૂપ; મનુસ્મૃતિ, એલફિન્સ્ટન, થાર્નહન, બ્રાઈસ, થામસન, માર્શમન, એમના અભિપ્રાય... ... ... ... ... ... ... ... | ૧૩૦–૧૩૪ |

| વિષય. | પૃષ્ટ. |
|---|---|
| મિલ સાહેબે કરેલા આરોપ વિષે વિચાર ... ... | ૧૩૪ |
| હિંદના આચરણ વિષે પરકીય લોકોના અભિપ્રાય ને મનુસ્મૃતિ, રામાયણ વગેરે ગ્રંથમાંના આધાર ... | ૧૩૬–૧૪૨ |
| હિંદુ સુધારણા વિશે એલફીન્સ્ટન, સર ટામસમનરો, બીશપ હિબર અને મોક્ષમુલર એમના અભિપ્રાય... | ૧૪૪–૧૫૪ |
| ભાષા ઉપરથી સુધારણાનું અનુમાન. ... ... ... | ૧૫૫ |
| સ્ત્રીઓની સ્થીતિ ઉપરથી સુધારણાનું અનુમાન, મનુસ્મૃતિ, ભારત, અને બૃહત્સંહિતામાંનાં વચનો... | ૧૬૧ |
| સ્ત્રીઓની હીનસ્થીતિ થવાનાં કારણો ... ... | ૧૬૨–૧૬૩ |
| ધર્મ અને નીતિ એ ઉપરથી સુધારણા વિષે અનુમાન. મનુસ્મૃતિ, ભગવદ્‌ગીતા, રામાયણ અને ગરૂડ પુરાણમાંનાં વચનો. ... ... ... ... ... | ૧૬૪–૧૬૬ |
| હિંદુ સુધારણા જે કારણથી નાશ પામી, તે વિષે મતભેદ, જુલમ, જાતિભેદ અને મૂર્તિપૂજા, એ વાસ્તવિક કારણો છે કે? ... ... ... ... | ૧૬૯ |
| હિંદુસ્તાનની ફળદ્રુપતા ને તે વડે ધન સંચય .. ... | ૧૭૦ |
| હિંદુસ્તાનની હવા ... ... ... ... ... ... | ૧૭૨ |
| પ્રાચીન હિંદનું ખાવાનું ધાન્ય ... ... .. | ૧૭૫ |
| અન્ન, વસ્ત્ર, વગેરે આવશ્યક વાતોની ટુંકામાં સગવડ ને તેને લીધે લોક સંખ્યાની વૃદ્ધિ ... ... ... | ૧૭૬ |
| લોક સંખ્યાની વૃદ્ધિવડે મજુરીનો દર ઓછો. ... | ૧૮૧ |
| મજુરીનો દર વ્યાજના દર ઉપરથી તથા વેરા ઉપરથી સમજવો. ... ... ... ... ... ... ... | ૧૮૨ |
| મનુસ્મૃતિ તથા મિતાક્ષરા ઉપરથી વ્યાજના દર વિશે માહિતી. ... ... ... ... ... ... ... | ૧૮૨ |
| વ્યાજનો દર કેમ વધે છે એ વિશે વિચાર (મિલ અને ફાસેટના અભિપ્રાય) ... ... ... ... | ૧૮૪ |
| વ્યાજનો દર સાહુકારને લીધે વધે છે કે? ... ... | ૧૮૬ |

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |
| વેરાની બાબતમાં મતભેદ. ... ... ... ... ... | ૧૮૯ |
| વેરાની બાબતમાં પૂર્વેની વ્યવસ્થા. ... ... ..., | ૧૮૯ |
| વ્યાજ અને વેરો ઘણો આકરો તેથી મજુરીનો દર ઓછો.... ... ... ... ... ... ... ... | ૧૯૩ |
| એતદ્દેશિય સંસ્થાનિકો વેરાની છૂટ આપે છે. ... | ૧૯૩ |
| છૂટ આપવાની આવશ્યકતા, ટાઈમ્સ, બાંબે ગ્યાઝીટ, બાંબે રિવ્યુ પત્રનો અને લાર્ડ લિટનનો અભિપ્રાય. | ૧૯૭ |
| ગોચર જમીન.... ... ... ... ... ... ... | ૧૯૯ |
| હિંદુસ્તાન ખરેખર શ્રીમાન હતો કે? ... ... ... | ૨૦૦ |
| ભ્રાંતી મૂલક સમજાયાને લીધે શા પરિણામ થયા... | ૨૦૩ |
| હિંદુસ્તાન ગરીબ દેશ છે. ... ... ... ... | ૨૦૪ |
| સોંઘવારીને લીધે ધનની વહેંચણીમાં ન્યુનાધિક્ય... | ૨૦૬ |
| થોડાક જણના હાથમાં અધિકાર હોવો એ હિતકારક થઈ પડતું નથી. ... ... ... ... ... ... | ૨૦૬ |
| સોંઘવારીને લીધે આળસ તથા તૃપ્તિ વધી પડયા... | ૨૦૭ |
| સૃષ્ટપદાર્થ નિયમ કેટલે દરજ્જે જાતિભેદને કારણભૂત | ૨૦૮ |
| હિંદુસ્તાનની હવા દુર્બળતા લાવનારી છે. ... ... | ૨૧૨ |
| **મિસર દેશ.** ... ... ... ... ... ... ... | ૨૧૪–૨૩૫ |
| મિસરનો રાજ્યકિય ઇતિહાસ. ... ... ... ... | ૨૧૪ |
| મિસરની ફળદ્રુપતા નાઇલ નદી ઉપર આધાર રાખે છે. | ૨૧૯ |
| ગુજરાનના સાધન વિષે વિચાર... ... ... ... | ૨૨૦ |
| હવા વિષે વિચાર. ... ... ... ... ... ... | ૨૨૪ |
| સોંઘા અન્નને લીધે લોકસંખ્યાની વૃદ્ધિ, ને સાધારણ લોકોની કંગાળ હાલત. ... ... ... ... ... | ૨૨૬ |
| મિસર દેશમાંના મિનારા અને બીજી ઈમારતો ... | ૨૨૭ |
| મિસરમાંના જાતિભેદ ... ... ... ... ... | ૨૩૩ |
| સામાન્ય વિચાર ... ... ... ... ... ... | ૨૩૪ |

| વિષય. | પૃષ્ટ. |
| --- | --- |
| **મેક્સિકો અને પિરૂ** ... ... ... ... ... ... | **૨૩૫–૨૫૩** |
| મેક્સિકોમાંની સુધારણાની માહિતી ... ... ... | ૨૩૬ |
| પિરૂમાંની સુધારણા વિશે વિચાર. ... ... ... | ૨૪૦ |
| મેક્સિકો તથા પિરૂમાંની જમીનની ફળદ્રુપતા અને ઉપજીવિકાનું સાધન. ... ... ... ... ... | ૨૪૩ |
| લોક સ્થિતિ ... ... ... ... ... ... ... | ૨૪૫ |
| મેક્સિકોમાંના મિનારા. ... ... ... ... ... | ૨૫૦ |
| હિંદુસ્તાન, મિસર, મેક્સિકો અને પિરૂ એ દેશ વિશે સામાન્ય વિચાર. ... ... ... ... ... | ૨૫૨ |



# सृष्टपदार्थनियम

અને

# सुधारणा.

---

## भाग पहेलो.

### સામાન્ય વિચાર.

જે સૃષ્ટ પદાર્થોનાં કારણોવડે જુદા જુદા રાષ્ટ્રોની સુધારણામાં ફેરફાર થએલો છે તે કારણો કયાં, એ વિષે આપણે વિચાર કરવા બેસીએ તો, તે મુખ્યત્વે કરીને હવા,* અન્ન, જમીન અને સૃષ્ટિ ચમત્કાર છે, એવું આપણા ધ્યાનમાં આવશે. હવામાં જે પ્રમાણે ફરક હશે તે પ્રમાણે લોકોની રીતભાતમાં અને એથી તેમની સુધારણામાં ફેર નજરે આવે છે. સૃષ્ટિ ચમત્કાર એટલે ભૂકંપ, જ્વાળામુખી પર્વત, પર્જન્ય, વિદ્યુત, મેઘ-ધનુષ, પર્વત, નદીઓ, તીડની ધાડ વગેરે દેખાવ જોઇ જુદા જુદા રાષ્ટ્રોના લોકોનાં મનમાં કલ્પના આવી, તેમને વિચાર કરવાની ભિન્ન ભિન્ન ટેવ પડેલી છે. સૃષ્ટિ ચમત્કાર અથવા સૃષ્ટિ વૈભવના અવલોકનથી માણસની કલ્પનાશક્તિ પ્રફુલ્લિત થઇ. જ્ઞાનના પ્રસારને અડચણ લાવનારૂં જે ધર્મભોળાપણું, તેનો જારી અમલ થાય છે. આ ઉપરથી સૃષ્ટિ ચમત્કાર જોવા નહી એવું અમારૂં કહેવું નથી. સૃષ્ટિચમત્કાર જોઇ તે કેવી રીતે

---

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૩૯; અને ડ્રેપર્સ ઇંટલેક્ચ્યુઅલ ડેવલપમેંટ આફ યુરોપ ભા. ૧ પૃ. ૧૧ મું.

થાય છે, તેવડે કયાં કયાં કાર્યં થાય છે; આ ચમત્કારનું સ્વરૂપ ભયંકર હશે તો તો તેમનું અવલોકન કેવી રીતે કરવું એ સંબંધી વિચાર કર્યા શિવાય, જ્ઞાન પૂર્ણ દશામાં આવવાનું નથી. આ વાત તો નિર્વિવાદ છે. પણ આ ચમત્કારથી* લોકોની પ્રવૃત્તિ ધર્મભોલાપણા તરફ થઇ, અને જે દેશની બાલ્યાવસ્થા છે, અને જ્યાં આ ચમત્કારો વારે વારે થાય છે અને તે ભયંકર સ્વરૂપમાં હોય છે તે દેશમાં, ધર્મભોલાપણાનું જોર બહુ હોય છે, એવું કહેવાનો અમારો હેતુ છે. જેમ જેમ સુધારણા થતી જાય છે તેમ તેમ બીજા કારણોવડે સુધારણામાં ફેરફાર થતો જાય છે–એ વાત સત્ય છે; તથાપિ, દેશ બાલ્યાવસ્થામાં હોય છે ત્યારે ધર્મભોલાપણાનું જોર બહુ હોય છે તેથી, સૃષ્ટિમાંના ચમત્કાર પ્રમાણે લોકોના સ્વભાવમાં, ધર્મમાં, અને ગ્રંથમાં કાંઈ વિશેષ દીસી આવે છે; આ વાત આપણને પ્રાચીન ગ્રંથ ઉપરથી માલૂમ પડે છે. જે પ્રમાણે આપણને સૃષ્ટચમત્કાર વડે જુદા જુદા રાષ્ટ્રોની સ્થિતિમાં પ્રત્યક્ષ રીતે ફેર પડેલો જણાય છે તે પ્રમાણે હવા, અન્ન અને જમીન, આ ત્રણ કારણો વડે જો કે પ્રત્યક્ષ ફેરફાર થએલા દેખાતા નથી, તોપણ એમનાવડે સુદ્ધાંત ભિન્ન ભિન્ન રાષ્ટ્રોની સ્થિતિમાં ફેરફાર થએલા છે એવું આપણને જણાઇ આવે છે. હવા, અન્ન, જમીન એ કારણોવડે પ્રત્યક્ષ કાર્યો થતાં નથી, તેઓ વડે પરોક્ષ રીતે કાર્યો થાય છે, એજ ઉપરથી તે સંબંધી વિચાર ન કરવો એ દુરસ્ત નથી. અપ્રત્યક્ષ† કારણો ઘણા મહત્વના હોય છે; તેવડે ઘણો વખત‡ ગયા પછી પરિણામ

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૩૯; અને ડ્રેપર્સ ઇંટલેક્ચ્યુઅલ ડેવલપમેંટ આફ યુરોપ ભા. ૧ પૃ. ૩ મું.

† ગિઝેકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૧૦૭ મું.

‡ ગિઝેકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૧૦૮ મું.

થાય છે એ વાત ખરી છે; તથાપિ, તેજ કારણોથી તે બલવત્તર થાય છે, એ વાત ધ્યાનમાં અવશ્ય રાખવી જોઈએ.

હવા, અન્ન અને જમીન આ ત્રણ કારણો એક બીજા ઉપર ઘણે ભાગે આધાર રાખીને રહે છે, એટલે એકાદ દેશમાં હવાનું જે બંધારણ હોય છે તેનો અને તેજ દેશમાં જે અનાજ પાકે છે તેનો નિકટ સંબંધ હોય છે; અને જે જમીનમાં ધાન્ય થાય છે, તે જમીન સમુદ્રના પૃષ્ઠભાગથી જેમ ઊંચાણમાં અથવા નિચાણમાં હશે તેજ પ્રમાણે તે ઉંચાણ અથવા નીચાણથી, અથવા વાતાવરણ પ્રમાણે અનાજના ગુણ અથવા અવગુણમાં ફેરફાર થશે.

કોઈપણ દેશ વિષે વિચાર કરીએ, તો, ત્યાં હવા, અન્ન અને જમીનથી ધનસંચય થવાનો એ પહેલું કાર્ય છે. આ કાર્ય બહુ મહત્વનું છે. જ્ઞાનની જેમ જેમ વૃદ્ધિ થાય છે તેમ તેમ ધનની* વૃદ્ધિ થાય છે. એવું ઘણા વખત થયા આપણા જોવામાં આવે છે, એ ખરૂં છે; તથાપિ, દેશ બાલ્યાવસ્થામાં છતાં જ્ઞાનની વૃદ્ધિ થતાં અગાઊ, ધનના સંઘરાની અવશ્યકતા છે. કારણ, નિર્વાહની સગવડ નહિ હશે તો જ્ઞાન સંપાદન થાય નહિ; અને જ્ઞાનની અભિરૂચી લાગવી પણ કઠણ છે. જ્યાં સૂધી હરએક માણસ પોતાના ગુજરાનની તજવીજોમાં ગુંથાએલો રહેશે ત્યાં સૂધી જે જ્ઞાન, સુધારણાને માટે અવશ્યક છે તે પ્રાપ્ત કરી લેવા તરફ તેનું ધ્યાન ખેંચાતું નથી. એ ઉપરથી એ

* ધન આ શબ્દમાં રોકડ નાણાનોજ સમાવેશ થાય છે, એટલુંજ નહિ; પણ જે ચીજ આપ્યાથી તેને બદલે બીજી ચીજ મળે છે તે. આ વ્યાખ્યા પ્રમાણે હવા એ ધન નથી. કારણ હવા એ સર્વત્ર હોવાથી તે વેચાય એવી ચીજ નથી, એટલે તે આપણે આપીએ તો આપણને કાંઈપણ કિમત મળશે નહિ. તેજ પ્રમાણે કેટલેક ઠેકાણે પાણી પુષ્કળ હોવાથી તે બદલ કાંઈ મોં બદલો મળતો નથી. એવે ઠેકાણે પાણીએ ધન કહેવાશે નહિ.

વાત તો સિદ્ધ છે કે ધન સંગ્રહની અવશ્ય જરૂર છે. ધન એ ગુજરાનનું સાધન છે, અને ગુજરાનના સાધનની અડચણ દૂર થયા વિના જ્ઞાન પ્રાપ્તિ સારૂ સગવડો મળવી મુસ્કેલ છે; અને એ સગવડોના અભાવમાં જ્ઞાન પ્રાપ્તિ સેહલી થઇ પડશે નહિ.

દાખલા સારૂ આપણે કોઈપણ દેશ લેઈશું તો–તેમાં મહેનત કરનારા અને મહેનત ન કરનારા લોકો હોય છે. જેઓ મહેનત કરનારા એટલે જે ધનોત્પાદક હોય છે તેમને પોતાના શ્રમનું જે ફળ મળે છે તે ઉપર મહેનત ન કરનારાઓનું એટલે અનુત્પાદકોનું પોષણ કરવું પડે છે. શ્રમ કરનારા લોકો પાસે જે સંઘરો હશે તે જો પોતાના ગુજરાન જેટલોજ હશે તો સિલક કાંઇ ન રહેવાથી ભંડોળ ભેગું થશે નહિ. ભંડોળ નહી હોય તો ધનના અનુત્પાદકોનું પોષણ કરવાને સાધન રહેશે નહિ. પણ જે ખરચ થતો હશે તે કરતાં જો સંઘરો વધારે હશે તો કાંઇ સિલક રહેશે અને તેનો દર વરસે વધારો થઇ આખર એક મોટું ભંડોળ થશે. અને આ ભંડોળ અનુત્પાદકોનું પોષણ કરવા સાધન થઇ પડશે. આ સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે કેટલાક સુખથી પોતાનો વખત ગાળે છે અને કેટલાકને વિદ્યાની અભિરૂચી થઈ તેઓ જ્ઞાન સંપાદન કરવામાં ચુસ્ત થઇ જાય છે. એવું થવા માંડે છે ત્યારે દેશમાં વિદ્વાન તૈયાર થવાનો સંભવ હોય છે. કારણ, જે સંચય થયો હશે તે ઉપર તેમનો ગુજારો થઇ જે વિષય ઉપર સગવડ ન હોવાથી ધ્યાન અપાયું નહિ, તે વિષય ઉપર ધ્યાન આપવાને વખત મળે છે.

દેશ અજ્ઞાન* દશામાં છતાં તેમાં ધનનો જે વધારો થતો જાય છે તેનો નિયમ તે દેશમાંના સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોપરથી વિશેષ થાય છે–એટલે સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોનું જેમ

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૪૨ મું.

ઓછું વત્તુ જોર હશે તે પ્રમાણે ધનનું માન ઓછું વત્તુ રહેવાનું. ધનની વૃદ્ધિ થઇ તેને જ્યારે ભંડોળનું રૂપ આવે છે ત્યારે બીજાં કારણો પેદા થઇ, તેવડે પણ ધનોત્પત્તિનું નિયમિત થવા માંડે છે. પણ આ સ્થિતિ પ્રાપ્ત થવા પૂર્વે, ધનનો થતો વધારો તે બે વાત ઉપર આધાર રાખી રહેલો હોય છે. એક ઉત્સાહ*પૂર્વક અને નિયમિત રીતે શ્રમ કરવો તે, અને બીજો શ્રમ સફળ થવા માટે સૃષ્ટ પદાર્થની છત હોવી જોઇએ તે. શ્રમનું જે ફળ મળે છે તે જમીનની ફળદ્રુપતાના† પ્રમાણમાં મળે છે. જમીનની ફળદ્રુપતા એ કેટલેક દરજ્જે ખાતરના મિશ્રણના પ્રમાણ ઉપર, કેટલેક દરજ્જે નદીઓના પાણીથી‡ અથવા બીજા સ્વાભાવિક કારણથી

---

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૪૨ મું.

† એકલું ખાતર જમીનમાં નાંખવાથી જમીન ફળદ્રુપ થશે એમ, નથી પણ જમીનમાં ખાતર નાંખતા પૂર્વે તેની સારી નરસી સ્થિતિ વિષે વિચાર કરવો જોઈએ. પ્રસિદ્ધ બ્યારન વ્હાનલીબી એવું કહે છે કે; "જે વખતે જમીનમાંના જુદા જુદા દ્રવ્યો અને ખાતર એમાં અરસ્પરસ યોગ્ય પ્રમાણ હોય છે તે વખતે, ખેતરને ખાતર માફક આવે છે; કારણ આ પ્રમાણ ઉપર પાક આધાર રાખે છે."

જે પ્રમાણે રોગીની શરીર પ્રકૃતિ હશે તે પ્રમાણે તેના ખાવાના પદાર્થમાં ફેરફાર કરવો દુરસ્ત છે; એજ પ્રમાણે જે પ્રકારનું અનાજ અથવા બીજા પદાર્થો જમીનમાંથી તૈયાર કરી લેવાના હોય તેને કિયાં દ્રવ્યોની જરૂર છે, અને તે જમીનમાં છે અથવા નથી; હોય તો કેટલાં છે અને નહી હોય તો કેટલા ઉમેરવા જોઈએ, એ સંબંધી વિચાર કરવાનું કામ અવશ્યનું છે. એ સંબંધી વિચાર ન કરીએ તો એકાદ ખનિજ દ્રવ્ય ન હોવાથી, પણ છોડવો બગડી જઈ ફળ મળશે નહિ.

‡ દેશમાં નદીઓ હોવાથી ખેતીને બહુ ઉપયોગી થાય છે. કારણ જે પાણીનો ખેતર તરફ ઉપયોગ થાય છે તે શીવાય બાકી વધેલું પાણી, નદીઓ સમુદ્રમાં લેઇ જઈને છોડે છે અને તેથી

અથવા નીકોના* પાણીથી જમીનમાં જે ભેજ હસે તે ઉપર;

તેમના કાંઠા ઉપરનો પ્રદેશ શુષ્ક રહી, જમીનમાંના દ્રવ્યો કોહી જતા નથી. નદીઓના પ્રવાહથી જે કાદવકીચડ તણાઈ આવેછે તે કોઈ કોઈ વાર સમુદ્ર તરફ ઘસડાઈ જાય છે; અથવા તેમના કાંઠા ઉપર જેવોને તેવોજ ઠરી જાય છે; અને એ કાદવકીચડ ભેગા થતાં થતાં તે ઠેકાણે ફળવાન્ જમીન બને છે એ આપણને, ગોદાવરી, ભાગિરથી, નીલ, આમેઝાન વગેરે નદીઓના કાંઠા ઉપરના પ્રદેશ જોવાથી જણાઈ આવે છે. નદીઓનાં પાણીની ભિનાશથી ખેતીને ઉપયોગી થઇ તેમની આસપાસના પ્રદેશમાંની હવામાંની ઉગ્ણતાની સખતાઈનું જોર કેટલેક દરજે તે ઓછું પાડી દેછે.

* જે જમીનમાં જરાયતનો પાક થાય છે તે જમીનની સુધારણા નહેરનાં પાણીવડે સારી થાય છે. જમીનમાં જે પાણી ભેગું થએલું હોય છે, કે જે પાકને નુકસાન કરે એવું હોય છે, તે પાણી નહેરોના પાણીમાં મળી, નીકળી જાય છે. જમીનમાં પાણી ભેગુ થઈ તેમાં હવા જવાને વાસ્તે જે પ્રતિબંધ થએલો હોય છે તે દૂર થવાથી વાતાવરણમાંની હવા જમીનનાં કાણાંમાંથી તે વધારે ઉંડી જઇ શકે છે; અને તેથી છોડવાનાં મૂળ પણ ઉડા ઉતરે છે; અને તેથી હવાવડે જમીનને ઘણું પોષક દ્રવ્ય મળે છે.

નહેરના પાણીવડે ઉપર કહેલા નફા થાય છે એ ખરૂં, પણ એ નફા બહુ વખત સૂધી ટકી રહેનારા હોતા નથી. કેટલાક વખત સૂધી જમીનમાંથી દર વરસે બે અથવા ત્રણવાર પાક કાઢી લેવાય છે, પણ કેટલાક વર્ષ વીત્યા પછી તે જમીન કસ વગરની થાય છે. જે જમીનમાં ઘઉંનો પાક પૂર્વે થતો ત્યાં ચોખા થવા લાગ્યા છે, એવું અનુભવવડે જણાઈ આવ્યું છે એનું કારણ એવું છે કે–બે અથવા ત્રણવાર પાક કાઢી લેવાથી જમીનમાંના ખનિજ દ્રવ્યોનો અંત આવી છોડને જે અવશ્ય દ્રવ્યોની જરૂર હોય છે તે પૂરા પડતાં નથી. જે, જમીનમાં દ્રવ્યો છે તે પાછા તેમાં દાખલ કરવા સારૂ યોગ્ય તજવીજ ન કરીએ તો નહેરોવડે જોઈએ તેટલો ફાયદો થતો નથી. જે પ્રમાણે હજારો વર્ષ સૂધી જમીનમાંથી આપણને ફાયદો થયો તેજ પ્રમાણે, જમીનમાં પોષક દ્રવ્યો નાંખ્યા વગર મળશે એવું માનવું એ ભૂલ ભરેલું છે.

અને કેટલેક દરજ્જે ઉષ્ણુતાના પ્રમાણુ* ઉપર અને હવાની ભીનાશ† ઉપર આધાર રાખીને હોય છે.

* જમીનમાંના દ્રવ્યો પ્રથમ સંયુક્ત સ્થિતીમાં હોય છે, પણ ભીનાશ, ઉષ્ણુતા અને વાતાવરણુમાંની હવા, એઓવડે તેમની સંયુક્ત સ્થિતિનો ફેરફાર થઈ તેમનું છુટાપણું થાય છે. અને જ્યારે એ સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે છોડવામાં જે કેશાકર્ષણ શક્તિ હોય છે તે વડે તે દ્રવ્યો છોડવામાં મળી જઈ તે વધી નીકળે છે.

બીયામાં જીવનશક્તિ હોય છે, પણ તે દેખાતી નથી. બીયું જમીનમાં નાખ્યા પછી ઉષ્ણુતા અને ભીનાશવડે તેનામાં જાગૃતિ આવે છે; પણ તેને ખનિજ દ્રવ્યો વગેરે મળવાં જોઈએ.

† જે પાણી ઝાડને અથવા છોડવાને મળેલું હોય છે, તે પાણી વરાળના રૂપથી પાંદડાંમાંથી બહાર નીકળી જાય છે પણ પાંદડાઓ વાતાવરણમાંથી જે ભીનાશ ખેંચી લે છે તે, મૂળ સૂધી જઇ ઝાડનું અને છોડવાનું પોષણ થાય છે. વાતાવરણમાં જે ભીનાશ હોય છે તે સર્વ ઠેકાણે સરખી હોતી નથી: વિષુવૃત્ત નજીકના પ્રદેશમાં બહુ હોય છે; અને જેમ જેમ આપણે વિષુવવૃત્તથી ઉત્તરે અથવા દક્ષિણે ધ્રૂવ તરફ જઈશું, તેમ તેમ એ ભેજ ઓછો ઓછો થઇ જાય છે. એનું કારણ એવું છે કે વિષુવવૃત્ત પાસે અધિક ઉષ્ણુતા હોવાથી ત્યાંની નદીઓ અને સમુદ્રની થોડા વખતમાં ઘણી વરાળથઇ જાય છે. વિષુવવૃત્તથી જેમ જેમ દૂર જઇએ તેમ તેમ ઉષ્ણુતા ઓછી હોવાને લીધે વરાળ પણ ઓછી હોય છે. તેજ પ્રમાણે જે દેશ સમુદ્રથી દૂર હોય છે ત્યાં પણ ભેજ ઓછો હોય છે, ને સમુદ્ર પાસેના પ્રદેશમાંજ ખેંચાઈ જાય છે અને તેથી તે નજીકના પ્રદેશનેજ માત્ર ફાયદો થાય છે.

વૃક્ષોનો વધારો કરવા વિષે જે કેટલાક વિદ્વાનોનું કહેવું છે તેમાંનો ઉદ્દેશ એટલોજ છે કે, ઝાડના પાંદડાં ભેજને ચૂસી લઈ તે મૂળીયાં સૂધી લેઇ જાય છે. એ ભેજ ખૂબ એકઠી થાય છે ત્યારે તે ઝરપી ઝરપીને તેનાં ઝરણ થાય છે અને આસપાસના પ્રદેશમાં ભેજ પ્રસરી તે ફરી છોડવાઓને મળે છે. વૃક્ષો પર્જન્યાકર્ષી છે; એટલે વરસાદને પોતાના તરફ ખેંચી લેવાનો તેમનો ધર્મ છે. ઝાડનાં પાંદડાની રક્ષા જમીનમાં નાંખવાથી, જમીનને એક પ્રકારનું

હવે આ જે કારણો કહ્યાં તે સંબંધી નિયમ જાણવા માટે છોડનું સ્વરૂપ અને તેમના ઘટક* દ્રવ્યોનું સ્વરૂપ કેવું છે, આ

---

પોષક દ્રવ્ય મળે છે. ઝાડ ઉપર પક્ષી બેસી અનાજ વગેરે ખાય છે એવી કેટલીક ઝાડના સંબંધની અડચણો છે; પણ નુકસાન કરતાં ફાયદો વધારે છે એ વાત નિર્વિવાદ છે.

* કોઈ છોડવામાં ઘટકાવયવ કયાં કયાં છે એ આપણને જોવું હોય તો એકાદ છોડ અથવા તેનો ભાગ બાળીએ તો આપણને માલૂમ પડશે કે જે અંશ બળી જાય છે તે સેંદ્રિય; અને જે અંશ બળે એવો હોતો નથી તે નિરિંદ્રિય કહેવાય છે. સેંદ્રિય દ્રવ્યો ઘણું કરીને વાતાવરણમાંથી પ્રાપ્ત થાય છે. તેમાં ચાર શુદ્ધ પદાર્થ હોય છે: (૧) આકિસજન (પ્રાણવાયુ), (૨) હાયડ્રોજન (જલોત્પાદક), (૩) કારબાન (અંગારવાયુ), ને (૪) નાયટ્રોજન (તાર્ક્ષ્ય). નિરિંદ્રિય અંશ જમીનમાંથી પ્રાપ્ત થાય છે. એમાંના મુખ્ય પદાર્થો આઠ છે: ૧ પોટાશ, ૨ સોડા (ક્ષાર), ૩ ચુનો (લાઈમ), ૪ મ્યાગ્નેશીયા, ૫ ફાસ્ફરીક એસીડ (પ્રકાશદાત્મ), ૬ સિલીસિકએસીડ, ૭ ગંધકાત્મ (સલફ્યુરીક આસીડ), ૮ કલોરાઈન (હરિન્દ્રર્ણ). નિરિંદ્રિય અંશ એ મૂળીયાંથી છોડવામાં આવે છે. સેંદ્રિય અને નિરિંદ્રિય એ બે અંશ મળીને છોડનું ભોજ્ય (ખાવાનું) થાય છે. અંગારાત્મ (કારબાનિકઆસિડ) એ છોડને અવશ્યક પદાર્થ છે, એ અંગારવાયુ અને પ્રાણવાયુ એ બેનો સંયોગ થઈ મળી આવે છે એટલોજ અંગારવાયુ અથવા પ્રાણવાયુ છોડવાની જોડે તેને ઉછેરવામાં કામ આવતો નથી. છોડને અંગારાત્મ મળે એટલે તે અંગારનુંજ ગ્રહણ કરે છે, અને પ્રાણવાયુ નાંખી દે છે, તેથી આપણને હમેશાં પ્રાણવાયુ પ્રાપ્ત થાય છે.

જલોત્પાદકવાયુ અને પ્રાણવાયુ એ જલરૂપી છોડવાને પ્રાપ્ત થાય છે અને એ બે વાયુ મળવાથી છોડને જૂદા જૂદા અવયવ પ્રાપ્ત થાય છે. જમીનમાં જે ખનીજ દ્રવ્ય હોય છે તેનું વિકલેદન એટલે પૃથક્કરણ થયા શિવાય તે છોડને ઉપયોગી થઇ પડતું નથી. વિકલેદન કરવું એ પાણીનો ધર્મ છે તેથી પાણી બહુ મહત્વનું ગણેલું છે.

અમોનિયા એ તાર્ક્ષ્ય અને જલોત્પાદક એ બે વાયુ મળીને

ઘટકાવયવને' અરસ્પરસ સંબંધ કેવો છે અને તેથી શાં કાર્ય થાય છે, એ સમજવું બહુ જરૂરનું છે. શીવાય છોડમાં કયાં કયાં શુધ્ધ પદાર્થો છે, તે ક્યાંથી પ્રાપ્ત થાય છે, તેમનો છોડની સાથે કેવી રીતે સંયોગ થાય છે અને છોડ કિયા કિયા દ્રવ્યોની સહાયતાવડે બહુ ફળદ્રુપ થાય છે એ વિષેની માહિતી આપણને હોવી જોઇએ. માહિતી વગર ખેતીનો સુધારો થશે નહિ. એ માહિતી જેવી જોઇએ તેવી ન હોવાથી, આ દેશમાંની જમીન, દિવસે દિવસે કસ વગરની થઇ જાય છે. અને જો જમીનની વ્યવસ્થા સારી રીતે થાય નહી તો, તેની બહુજ ખરાબ સ્થિતિ થઇ જઇ ખેડુતોની અને તેમની જોડે બીજા લોકોની માઠી વલે થશે. જે પ્રમાણે ખેડુત તરફથી જમીનની વ્યવસ્થા રહેવી જોઇએ તે પ્રમાણે રહેતી નથી. તેમને જે માહિતી હોય છે તે છેક સામાન્ય હોય છે, પણ તેટલીજ માહિતીવડે આગળ ઉપર કામ નભશે નહિ. પૂર્વાંપર જે વહિવટ ચાલતો આવેલો હશે તેને અનુસરી તેમનું વર્તન હોય છે. જમીનમાંથી જે પેદાશ થાય છે, તેમાંનો ઉત્તમ ભાગ તે પોતાને માટે રાખી મૂકે છે. મધ્યમ ભાગ ઢોરઢાંકને આપે છે અને છોત્રાં, રાખોડી, કુસકી અને ઝાડીઝપટી કાઢેલો પુંજો વગેરે એ જમીનના ભાગે આવે છે અને તે સુધાંત તેને પુષ્કળ અને વખતસર મળતાં

---

થએલો હોય છે એ વરસાદનાં પાણીમાં સ્પષ્ટ જણાઈ આવે છે; પ્રાણી અને વનસ્પતિ કોહી જવાથી તે વાતાવરણમાં હમેશ હોય છે. શીવાય તે જ્વાળામુખી પર્વતમાંથી પણ મળી આવે છે. વનસ્પતી ને અમોનિયામાંનો તાર્ક્ષ્ય મળવાથી તેનામાં પુષ્ટી આપે છે, એવું વિદ્વાનોનું કહેવું છે.

છોડવામાં ખનીજ દ્રવ્ય બહુજ થોડું એટલે સેંકડે ૫ ટકા હોય છે, તથાપિ તે છોડવાને અવશ્યક હોય છે અને તેથી કાર્ય પણ મહત્વનું થાય છે.

નથી. જમીનમાંના જે, ખનીજ પદાર્થ દર વરસે ખલાસ થાય છે તે તેને પાછા મળ્યા વગર તેની ફળદ્રુપતા રહેવી કઠણ છે. હાલ જે જમીન બેહાલત થઈ છે તેને માટેનો સઘળો દોષ ખેડૂતોનેજ આપવો ઘટારત નથી. કારણ, જમીનમાંથી જે ફળ મળે છે તેનો તે પોતે એકલોજ ઉપભોગ લેતો નથી. એ ફળના બીજા ભાગીયા છે અને તે પણ થોડે ઘણે ભાગે દોષને પાત્ર છે.

અમે જમીનના ફળદ્રુપતાના જે કારણો ઉપર કહ્યાં તેવડે જમીન પાકવાળી કેવી થશે એ વિચાર કરવાનો આ ગ્રંથનો વિષય નથી. આ દેશમાં જમીન ઘણી હોવાથી પ્રાચીન આર્ય લોકોએ આ બાબતમાં લક્ષ આપ્યું નથી. પણ હાલની સ્થિતિ તેવી નથી. આ વિષય તરફ આ દેશમાંના વિદ્વાનોનું જેવું ધ્યાન હોવું જોઇએ તેવું નથી. એક વાત આ ઠેકાણે કહેવી જરૂર છે યુરોપમાંના અને અમેરિકામાંના વિદ્વાનોએ આ વિષય વિષે ખૂબ વિચાર કરી અનેક શોધ કરેલા છે અને તેથી ત્યાંની જમીનનું ઉત્પન્ન દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. જે પદાર્થો પૂર્વે ત્યાં થતાં નહી તે હાલ થવા લાગ્યા છે. અમારે બદલે બીજા લોકો જ્યારે તૈયારી કરી રાખે છે ત્યારે કોઇ કોઈ વાર અમે આગળ ધસીએ છીએ. અમને બીજા લોકો કહે છે તોપણ અમારી ઊંઘ કેટલીક વખતે ઊડી જતી નથી. આ દેશમાં જુદા જુદા પ્રકારની જમીન હોવાથી કયા કયા નવા નવા પદાર્થો તૈયાર કરવા તે વિષે અનુભવ જોવા સારૂ ઉત્તમ સાધન છે. અમે ઉદ્યોગ કરીશું તો જે જણસોની બીજા દેશમાંના લોકોને જરૂર છે તે અહીં તૈયાર કરતાં ફાવશે એવું અનુભવવડે જણાઈ આવેલું છે. પણ ઉદ્યોગ કરનાર કોણ? અનુભવ જોનાર કોણ? ઠીક, એ વિષયાંતર થયું.

ઉત્સાહવડે અને નિયમિતપણે શ્રમ કરવા એ ધન સંચ-

યનું કારણ છે એવું અમે ઉપર કહેલુંજ છે. પણ શરીરમાં ઉત્સાહ* હોવો એ વાત ઘણે ભાગે હવાના પ્રમાણ ઉપર આધાર રાખી રહી છે. જે દેશમાં હવા જરાક ગરમ છે તે દેશમાંના લોકોને જેવી રીતે ઉમંગથી કામ કરે છે તે પ્રમાણે અતિશય ઉષ્ણ હવામાંના લોકોથી ઉમંગથી શ્રમ થઇ શકતો નથી. આ વાત અનુભવ સિદ્ધ છે. ઉષ્ણકાળમાં આપણા હાથે જેવો શ્રમ થવો જોઇએ તેવો થઇ શકતો નથી. શરીરમાં સુરતી આવી કામ કરવા વિષે ઉત્સાહ આવતો નથી. પણ હવામાં જેમ થંડકપણું આવવા માંડે છે તેમ કામ કરવાને હોશીયારી આવે છે અને વધારે કામ થાય છે. માટે જે લોકોથી ઉત્સાહપૂર્વક અને વધારે કામ થાય છે તેમની સ્થિતિ, જે લોકોથી વધારે અને આનંદથી કામ થઇ શકતું તેમની સ્થિતી કરતાં સારી હોવી જોઇએ એ સ્પષ્ટ છે એટલુંજ કે અ, બેઉજણની સ્થિતિ બીજી બધી બાબતોમાં સરખી હોવી જોઇએ

માણસથી હવામાન પ્રમાણે ઓછોવત્તો શ્રમ થાય છે. એટલુંજ નહિ, પણ તેની નિયમિતપણાની ટેવમાં સુધાંત ઓછા વત્તાપણું દીસી આવે છે. જે પ્રમાણે સમશીતોષ્ણકટીબંધમાંના લોકોને એકસરખું અને નીયમિતપણે કામ કરતાં ફાવે છે, તે પ્રમાણે શીતકટીબંધમાંના લોકોને ફાવતું નથી. એનું કારણ સ્પષ્ટ

* (અ) બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૪૨–૪૩ મું. (બ) આપણને હવામાં જે ફેરફાર જણાઈ આવે છે તેનાં કારણો આ પ્રમાણે છેઃ–(૧) સૂરજની ઉષ્ણતાનું માન; (૨) દેશની અથવા તેમાંના પ્રદેશની સમુદ્રના પૃષ્ટ ભાગથી ઉંચાઈ; (૩) દેશમાં જે પર્વત હશે તેમની દિશા અને તેમની જગ્યા; (૪) દેશમાં વહેનારા પવનની દિશા; (૫) જમીનની (ખેતી સંબંધી) સ્થિતિ; (૬) જમીનનું અથવા પાણીનું માન; (૭) જમીનનો ઢોળાવ અથવા તેની ચઢણ.

છે, તે એ કે, શીતકટીબંધમાં અતિશય ટાઢ હોય છે એટલે ઘરની બહાર જઈ શ્રમ કરવાને અડચણ પડે છે; અને જો માણસને ઘરની બહાર જઈ કામ કરવાની ઇચ્છા થાય તોપણ તીવ્ર ટાઢથી તેની તે ઈચ્છા પાર ન પડતાં તેને ઘરમાંને ઘરમાંજ બેસી રહેવું પડે છે. આથી*, તેનાથી થોડો શ્રમ થઈ, ફળ પણ થોડુંજ મળે છે. તેમને કમતી શ્રમ કરવાની ટેવ પડી જઇ તેમની સ્થિતિમાં ફેર થાય છે. બીજું એ કે શીતકટીબંધમાં ઋતુમાન પણ ચમત્કારિક હોય છે. પૃથ્વી પોતાની ધરી ઉપર ફરતાં પ્રત્યેક ફેરામાં, ઉત્તર ધ્રુવવૃત્તથી દક્ષિણ ધ્રુવવૃત્ત સુધી—એટલે સમશીતોષ્ણ અને ઉષ્ણકટીબંધમાં—દિવસ અને રાત્ર દરરોજ હોય છે. શીતકટીબંધમાંના પ્રદેશમાં દિવસ અને રાત્ર એ કેટલાક વખત સૂધી હોય છે. પૃથ્વીની પોતાની ધરીની આસપાસ ઘણી પ્રદક્ષિણા થતાં સૂધી, સૂર્ય ક્ષિતીજની નીચે હોય છે, માટે તે ઠેકાણે સૂર્ય પ્રકાશ કાંઇક વખત સૂધી બીલકુલ હોતોજ નથી. આજ પ્રમાણે પૃથ્વીની પોતાની ધરીની આસપાસ કેટલીક પ્રદક્ષિણા થતાં સૂધી, સૂર્ય ક્ષિતીજની ઉપર હોય છે તેથી ત્યાં રાત્ર બિલકુલ હોતી નથી. ધ્રુવાવસ્થાને તો છ માસની રાત્રિ અને છ માસનો દિવસ હોય છે. ઋતુ મધ્યે એ જે ચમત્કાર દીસી આવે છે તેથી કામ કરનારા લોકોને કોઇ વખત થોડો વખત અને કોઇ વખત વધારે વખત કામ કરવું પડે છે; કોઇ કોઇ વાર તો તેમને કામ કરવાને બીલકુલ વખતજ મળતો નથી. ઋતુ વિષે આજે અનિયમિતપણું કહ્યું તેથી માણસને સ્વાભાવિક રીતે અનિયમિતપણાની ટેવ પડે છે; અને જેમને નિયમિતપણે અને એકસરખી રીતે કામ કરવાની ટેવ પડેલી હોય છે તેમને, જે પ્રમાણે કામ કરવાની હોશીયારી

* ગિઝોકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૬૮

અને ઉત્સાહ હોય છે, તે પ્રમાણે જ્યાં હવાનું માન અનિયમિત હોય છે ત્યાંના લોકોને સાધારણ રીતે તેટલો ઉત્સાહ હોતો નથી; માટે તેમનાથી કામ થોડું થઇ ફળ પણ થોડુંજ મળે છે.

જે કારણોવડે ધનોત્પત્તિનું નિયમન થાય છે તે આજ છે, એ ઉપર જણાવેલા વિચાર ઉપરથી જણાઇ આવશે. દેશ બાલ્યાવસ્થામાં છતાં માત્ર આ કારણોનુંજ બહુ જોર હોય છે. જેમ જેમ લોકોની સ્થિતિ સુધરતી જાય છે તેમ તેમ બીજા કારણો પેદા થાય છે. અને તેમનો ઉપલા કારણ જેટલો અથવા કોઈ કોઇવાર તેથી પણ અધિક જોર થાય છે; એ વાત આપણે સારી પેઠે ધ્યાનમાં રાખવી જોઇએ. દેશ બાલ્યાવસ્થામાં છતાં ધનોત્પત્તિ કેવી રીતે થાય છે, એનો વિચાર કરીએ તો આપણને જણાય છે કે, તે જમીન અને હવા એ બે ઉપર આધાર રાખીને હોય છે. અમે ઉપર કહ્યું છે કે જે પ્રમાણે જમીન હશે તે પ્રમાણે શ્રમનું ફળ મળે છે; અને જે પ્રમાણે હવાનું માન હશે તે પ્રમાણે ઉત્સાહપૂર્વક અને નિયમિત રીતે કામ કરતાં આવડે છે, કિંવા અનુત્સાહથી અને અનિયમિત રીતે કામ કરવું પડે છે, એ સિધ્ધાંત કોઇ પણ દેશને લાગુ પાડીએ તો તેનું ખરાપણું જણાઇ આવે છે. આ બે વાતો પૈકી એકાદ વાતની અનુકૂળતા હોય નહિ તો કોઇ પણ દેશની સુધારણા થાય નહિ એવું ઇતિહાસપરથી જણાઇ આવે છે. અમે જે સિધ્ધાંત કહ્યો તે બરાબર છે કે નહિ અને બે વાતો પૈકી કેઇ વાતની અનુકૂળતાવડે જુદા જુદા ખંડમાં સુધારણા થઇ, એ જોવા માટે આપણે જુદા જુદા ખંડો વિષે સાધારણ વિચાર કરીશું. પ્રથમ એશિયા, આફ્રિકા અને અમેરિકા એ ત્રણ વિષે અનુક્રમે વિચાર કરીશું અને પછી યૂરોપખંડ વિષે વિચાર કરીશું.

---

# भाग बीजो.

## એશિયા.

એશિયા—જે ઠેકાણે જમીન સારી હોય છે અને હવા પણ સાધારણ રીતે ઠીક હોય છે, તે ઠેકાણે માણસને મન ગમતી ગોઠવણો કરતાં ફાવે છે; તે જમીનમાંથી ઘણા પદાર્થ તૈયાર કરે છે. જંગલી પશુઓ તથા બીજા ઘાતકી પ્રાણીઓનો નાશ કરીને પોતે સુખી થાય છે. મતલબ કે એવે ઠેકાણે પોતાને જે જે વસ્તુઓવડે સુખ થશે એવું તેને લાગે છે તે તે વસ્તુઓથી તે પોતાની મહેનતવડે અને બુદ્ધિવડે ઉપયોગ કરી લે છે. અને આ જગત્‌માંના સર્વ પદાર્થ અથવા પ્રાણીઓ કરતાં પોતે શ્રેષ્ટ છે એવું સિદ્ધ કરી બતાવે છે. પણ જે ઉજ્જડ પ્રદેશમાં હમેશ સખત ટાઢ અથવા તડકો હોય છે, તે ઠેકાણે તેની સ્થિતિ કેટલેક દરજ્જે ચમત્કારીક થાય છે. એવે ઠેકાણે તે કોળી, પારધી, અથવા ભરવાડ એ સ્થિતીમાં દારિદ્રયથી પીડાએલો અને અજ્ઞાનવડે ગ્રસ્ત થએલો એવો નજરે આવે છે. સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે જે કાર્યો થાય છે તેમની આગળ તેમનું ટકું નભતું નથી. આ વાત સેંકડો વર્ષના અનુભવ ઉપરથી તથા ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ થએલી છે. એ વાત એશિયાખંડને કેવી રીતે લાગુ પડે છે તે આપણે જોઇશું. એશિયાખંડમાંનો ઉત્તર દિશા તરફનો પ્રદેશ ઘણું કરીને શીતકટીબંધમાં આવેલો હોવાથી, તે ઠેકાણે ટાઢ બહુ પડે છે. શિયાળો વરસમાં આઠ અથવા નવ મહિના સુધી હોય છે, ઉત્તર તરફથી હમેશાં થંડો પવન વહેતો હોય છે, તે એટલો સખત હોય છે કે છોડવા

સુધાં કરમાઇ જાય છે. એ ઠેકાણે વૃક્ષ* વગેરે ઘણાખરા નજરે આવતા નથી. અહિં મુખ્ય વનસ્પતિ ઘાસ અને લીલ હોય છે. શિયાળાની શરૂવાત થવા માંડે છે કે તરત ચોતરફ બરફ પડવા માંડે† છે. નદીઓ અને સમુદ્ર, બરફવડે ઢંકાઇ જાય છે.

એશિયાખંડના ઈશાનખૂણા તરફના પ્રાંતો શિવાય એમ સર્વત્ર‡ હોય છે. જે પ્રમાણે આપણે જમીનના વિભાગ જોઇએ છીએ તે પ્રમાણે ત્યાં બરફના વિભાગ હોય છે અને એ ઉત્તર તરફથી દક્ષિણ તરફ ખસી આવે છે તેથી, માણસો, જાનવરો, પંખીઓ એ દક્ષિણ પ્રદેશમાં કોઈપણ આશ્રયવાળી જગ્યામાં જઇને રહે છે. આ સ્થિતિ આઠ અથવા નવ મહિના સુધીની હોય છે. આ વખતમાં ત્યાં ઘુવડ અથવા શીયાળના શબ્દ શીવાય બીજો શબ્દ જવલ્લેજ સાંભળવામાં આવે છે.

એશિયાની ઉત્તરના પ્રદેશનો કેટલોક ભાગ તદન મેદાન-

* પોલર વલ્ડ પૃષ્ઠ ૪.

† જે વખતે બરફના ચોસલાં ઉત્તરથી દક્ષિણ તરફ આવવા માંડે છે તે વખતે તેમની જાડાઇ ૧૦થી ૧૫ ફીટ સુધી હોય છે. પછી આ ચોસલાં ઉપર બીજું વધારે બરફ આવી પડે છે, તે ૪૦થી ૫૦ ફીટ ઉંચાઈનું થઈ જાય છે. પૃષ્ટ ભાગ ઉપરનું બરફ તડકાવડે પીગળાઇ તેના સરોવર થાય છે.

‡ એશિયાના ઉત્તર તરફના પ્રાંતોમાં ટાઢ બહુ હોવાથી ઉત્તર મહાસાગર ટાઢવડે શીયાળામાં ઠરવો જોઈએ એવું આપણને લાગશે, પણ એમ હોતું નથી. એનું કારણ એ છે કે, ઉત્તર મહાસાગરમાં જે પ્રવાહ હમેશાં શરૂ થાય છે તેઓવડે પાણી એકજ જગાએ ન રહેતાં આમતેમ વેહે છે. આ કારણથી અયનવૃત્ત તરફના ઉષ્ણ પ્રવાહ ધ્રુવ તરફ જાય છે અને ધ્રુવ તરફના પ્રવાહ વિષુવવૃત્ત તરફ જાય છે. એ કારણથી પાણી સર્વત્ર ઠરી જતું નથી. શિવાય બીજું કારણ એવું છે કે બરફ એ ઉત્તમ પ્રકારનું ઉષ્ણતાનું વાહક નથી. બરફ ૧૦થી ૧૫ ફીટ સુધીની ઊંચાઈનું થાય છે એટલે તેની નીચેનાં પાણીનું ઘણુંજ ધીમે ધીમે બરફ થાય છે. જો નીચેના

વાળો છે અને કાંઈક ભાગ તદન જંગલ* છે. વેરાન પ્રદેશ મોટો છે. ઘણી જમીન એવી હોવાથી વાવેતર લાયક જમીન ઘણીજ

પાણીનું બરફ જલદી થઈ જાત તો ઉત્તર મહાસાગરમાં પ્રાણીઓ રહેવા પામત નહીં, પણ આ મહાસાગરમાં સીલ, વાલરસ, વ્હેલ માછલી એ રહે છે. માછલાં પાણી શીવાય રહેતાં નથી, એટલે બરફ નીચે પાણી હોવુંજ જોઈએ એ વાત ખુલ્લી છે.

* આ જંગલમાંના ઝાડ વિષે એ ચમત્કાર જોવામાં આવે છે કે, ઝાડો રોપીને જો કે બહુ દિવસ થઈ ગએલા છે, તોએ તેઓ જાણે તરત રોપેલા જેવાં દેખાય છે. જેમ જેમ આપણે ઉત્તરમાં જઈશું તેમ તેમ ઝાડ ઘણાં નાનાં નાનાં દેખાય છે. જે વૃક્ષ ઉત્તર અમેરીકામાંના ગ્રેટબેઅર નામના સરોવરને કાંઠે છે તેમના થડ મોટા થવાને ૪૦૦ વર્ષ લાગે છે. આ જંગલ વિષે બીજો એવો ચમત્કાર જોવામાં આવે છે કે અહીં ઝેરી વનસ્પતિ બિલકુલ નથી. કાંટાવાળા ઝાડ ઘણાજ થોડા હોય છે. ઝેરી સર્પ વૃક્ષોના ઝુંડમાંથી જતા આવતા દેખાતા નથી. અયનવૃત્તમાંની ઝાડીમાં પંખીનો શબ્દ જેમ એકસરખો સાંભળવામાં આવે છે તેવી રીતે અહીં સાંભળવામાં આવતો નથી વાંદરા અથવા પોપટ વૃક્ષે વૃક્ષે કુદકા મારતાં દેખાતાં નથી.

આ ઠેકાણે એવી સ્થિતિ છતાં માણસ કેવી રીતે જીવી શકે છે, એવું ઉષ્ણ હવામાંના લોકોને લાગશે. પણ એનું કારણ એવું છે કે, આ ઠેકાણે ઉનવાળાં જનાવરો બહુ હોવાથી ઉનનાં વસ્ત્ર લોકો ઓઢે છે, ઘરો નાનાં નાનાં બાંધે છે અને તાપણી કરી તે પાસે બેસે છે. શિવાય માણસના શરીરનો એવો એક ચમત્કાર છે કે, હવામાં જેમ જેમ ફેર થાય છે, તે તે પ્રમાણે તેની ટેવમાં પણ ફેરફાર થાય છે. આ ઠેકાણે હવામાં ઉષ્ણતા ટાઢને લીધે ઓછી હોય છે. જેમ જેમ ઉષ્ણતાનું બાહ્યપ્રમાણ ઓછું થતું જાય છે તેમ તેમ શરીરમાંની ઉષ્ણતા વધે છે. કારણ, હવામાંના રજકણ ટાઢથી ઘનાવસ્થામાં જાય છે, પ્રાણવાયુ ફેફસામાંથી શરીરમાં વધારે જાયે છે. આથી કરી શરીરમાંની ઉષ્ણતાનો વ્યાપાર ઘણી ઝડપથી ચાલુ થાય છે. અને તેથી કરી ભૂખ પણ સારી લાગે છે અને પશુ પંખીનું માસ ખાવાને મળવાથી શરીરમાં લોહીનો વધારો થઈ શરીરમાં ઉષ્ણતા સારી રીતે હોય છે.

ઓછી છે. આ જંગલ બાળીને તેની સુધારણા કરવાનો પ્રયત્ન ચાલે છે; પરંતુ આ જમીન ખેતીને ઉપયોગી થવાને વાસ્તે ઘણાં વરસ વીતી જવા જોઇએ. સુધારણા થવાને વાસ્તે જે વાતોની અવશ્યકતા છે તેમાંની એકે વાતની પણ અનુકૂળતા ન હોવાથી અહીં સુધારણા થઇ શકી નહિ. માણસોને પોતાનો જીવ ટાઢથી બચાવતાં ઘણી મુશ્કેલી પડે છે. પવનના ઝપાટા એક સરખા વહેતા હોય છે, તેથી શરીરની નીથ્રા રાખતાં તેમને ઘણી મહેનત પડે છે. ચોતરફ બરફ પથરાય છે તેથી તેમને બીજી જગ્યાએ જવું પડે છે અને તેમને એક ઠેકાણે રહેતાં ફાવતું નથી; અને તેથી સારી રીતે સંઘરો પણ થઇ શકતો નથી. ખોરાકની તજવીજ જેવી તેવી રીતે થાય એટલે કમાયા એવી સ્થિતિ બહુ પ્રાચીન કાળથી આ ઠેકાણે છે. તેથી અહીંના લોકો દરિદ્રી, ભોળીયા અને અજ્ઞાન છે. એશિયાની ઉત્તરે ઘણી જાતના લોકો વસે રહે છે તે પૈકી સામોજદીજ, આસ્તજક, જકૂત,* તુંગુસી,† મંડશુ, અને ચકચુ એ મુખ્ય છે. અમે આ બધાઓ

* જકૂત, જકાહિરી અને ચકચુ આ અસલ રહેવાસી છે. એઓ લીના નદીના પૂર્વ પ્રદેશમાં રહેતાં તુંગસી લોકોએ એઓને હાંકી કાઢી તેઓ ત્યાં વસવા લાગ્યા. પણ કોસ્યકસ લોકોએ તુંગસી લોકો ઉપર સ્વારી કરી તેમનો પ્રાંત ઈ૦ સ૦ ૧૬૪૦ માં ખાલસા કરી લીધો. જકુત લોકોનો પ્રાંત મોટો છતાં તેમની સંખ્યા આસરે ૨૦૦૦૦૦ છે. તેમની સંપત્તિ કહીએ તો ઘોડા છે. તેઓ ગાડીઓ હાંકી પોતાનો ગુજરો ચલાવે છે. જેમની પાસે ઘોડા હોતા નથી તેઓ કૂત્રાં પાળે છે, તે કોઈપણ નાલાને કાંઠે રહે છે અને માછલાં ઉપર પોતાનો ગુજરો ચલાવે છે.

† આ લોકોની સંખ્યા ૩૦૦૦૦ છે; અને એ શીળી તથા બીજા રોગોથી ઓછી થતી જાય છે. જે પ્રમાણે જકૂત લોકોની સંપત્તિ ઘોડા અને ઢોર તે પ્રમાણે તુંગસી લોકોની સંપત્તિ ઘોડાજ છે. જેમની પાસે ઘોડા હોતા નથી, તે માછલાં પકડવાનું કામ કરે છે.

વિષે વિચાર અહીં આપતા નથી. એ પૈકી સામોજદીજ અને આસ્તક એ બેવિષે માત્ર હકીકત કહીએ છીએ. એ ઉપરથી બાકીની જાતોની સ્થિતિ વિષે સાધારણ અનુમાન થશે. સામોજદીજ એ રશિયા અને પશ્ચિમ સાયબેરિયઆ એમની વચ્ચે જે પ્રાંત છે તેમાં રહે છે. તેઓ પોતાની જોડે રેંડીયરનો કાફલો લેઇ પૂર્વ કિનારાથી, યતંગા નદીના કાંઠા સૂધી રખડતા ફરે છે; અથવા ઓબી અને એનસી એ નદીઓની વચ્ચે જે મોટ મોટા અરણ્યો છે તેમાં શીકારવડે પોતાનો ગુજારો કરે છે. એમની ઘણીજ કંગાલ સ્થિતિ છે. કેટલાકોને તો અપવાસ કરવા પડે છે. આ સ્થિતિ બહુ દહાડાથી ચાલું છે. જે પ્રમાણે વૃક્ષો આ ઠેકાણે સખત ટાઢથી ઘણાંજ નાનાં નાનાં દેખાય છે તે પ્રમાણે લોકો પણ ઘણાં ઠીંગણા હોય છે. તેમને ત્યાંની હવાથી ઘણો ત્રાસ ખમવો પડે છે. તેથી અને સૃષ્ટિના ઉગ્ર સ્વરૂપથી, જગતુમાંના વ્યવહાર* તરફ તેમનું ઝાઝું ધ્યાન હોતું નથી. જે પ્રમાણે આસપાસનો પ્રદેશ ઉદાસ દેખાય છે તે પ્રમાણે લોકોની વૃત્તિ પણ ઉદાસીન દેખાય છે. તેમને વારેવારે ભૂખે રહેવું પડે છે, તેથી મરણનો ભય તેમને ઝાઝો લાગતો નથી. તેમની સંપત્તિ રેંડીઅર છે. તે રેંડીઅરની ચામડીના કપડાં બનાવી, ટાઢથી પોતાના શરીરનું રક્ષણ કરે છે. આ લોકો ધર્મે ભોળીયાં† છે. જે પ્રમાણે પહેલાં પ્રત્યેક દેશમાં ધર્મ ગુરૂઓનું

તેમનો ધર્મ શામાનિજમ. એ મડદાં દાટતા નથી, તેને પેટીમાં મૂકી તે પેટી બે ઝાડ વચ્ચે લટકતી રાખે છે.

* પોલરવર્લ્ડ પૃષ્ઠ ૧૧૩ મું.

† એ એક દેવ છે એવું આ લોકો માને છે. તેને નમ એ સંજ્ઞા છે. એ શીવાય બીજો ઉપદેવ પણ માને છે. એમનું મુખ્ય દૈવત વૈ આસ બેટમાં છે, એ પથ્થરનું છે, અને તે સોગઠા જેવું શંકાકાર છે.

જોર હતું, તે પ્રમાણે તેઓમાં પણ તદિબી એટલે પંચાક્ષરી લોકોનું જોર બહુ છે. રેંડીઅર ખોવાઇ જાય અથવા કોઈ માણુસ માંદો પડે ત્યારે તેઓ પેલા પંચાક્ષરીઓને બોલાવી લાવી તેમના તરફથી પ્રાર્થના વગેરે કરાવે છે. તદિબી અને જમને ઓચિંતુ મરણ આવે છે, તેઓ અમર થઈને રહે છે એવી તેમની સમજ છે. ભૂત* છે, અને તે માણુસોને ત્રાસ આપે છે એવું તે લોકો માને છે. જીવતાં છતાં જેમ પોતાના ભાઇબંધ પોતાની જોડે વ્યવહાર ચલાવે છે તેવોજ મૂઆ પછી કરે છે એવી તેમની સમજ છે. તે મડદાની ઘોર† પાસે ગાડી, ભાલો,

---

આ લોકો તેની આકૃતિ પ્રમાણે બીજી પ્રતિમા કરી તેની પૂજા કરે છે, ને તેને રેંડીયરની ચામડીનો પોશાક ચઢાવે છે. આ લોકોમાં પણ કુળદેવતા માને છે, અને તેને હહે કહે છે. જ્યારે તેમને દૈવતની જરૂર પડે છે ત્યારે તેઓ તેને તંબુમાં અથવા ઘાસવાળા મેદાનમાં અથવા નદીના કાંઠા ઉપર મૂકી તેને મોઢેથી લોહી અથવા તેલ ચોપડે છે અને માછલી અથવા માંસવડે ભરેલું ભાણું તેની આગળ મૂકે છે.

* તેઓ ભૂતને તદેબસિઓ કહે છે. આપણને તેમનાવડે ત્રાસ ન થાય માટે તેઓ પંચાક્ષરીઓને બોલાવે છે. તે ધૂણે છે, અને તે પહેલાં રેંડીયરની ચામડીનો ઝભો પહેરે છે. તે રાતા કપડાવડે પોતાનું મોં અને આંખ ઢાંકી દે છે, તેના પેટ ઉપર ચળકતી થાળી મૂકેલી હોય છે: એવા ઠાઠથી પોતાના હાથમાં ડાખલું લઈ ભૂતોને બોલાવે છે. ડાખલું વાગતું હોય તે ઘડીએ તેનો ચેલો ગાય છે. ડાખલું બંધ રાખ્યા પછી પેલો પંચાક્ષરી મોટી બીચામણી ચીસ પાડે છે અને ફરી ડાખલું જોરથી વગાડે છે, તે આંખો લાલચોળ કરી અને મોમાંથી ફીણ કાઢી પછી ડેલ્ફીમાંના પિથીઆ પ્રમાણે બોલવાની શરૂઆત કરે છે; ને તે જે પ્રમાણે કહેછે તે પ્રમાણે લોકો પછી ઉપાય કરવા મંડી જાય છે.

† મરી ગએલા માણુસનાં સગાવાલાંઓ તેની ક્રિયા કરવાની વખતે, તથા પાછળથી, રેંડીઅર મારી નાંખી તેની આહૂતિ આપેછે. રાજપુત્ર અથવા મોટા માણુસ મરી જાય છે ત્યારે તેની પ્રતિમા

રસોઇના વાસણુ, ચૂલો અને કોહાડો એટલો સામાન મૂકી દે છે. એકાદ માણુસે પોતાનો ગુનોહ કર્યો છે એવો તેમને શક આવે છે ત્યારે તે, પેલા શકવાળા માણુસ પાસેથી સોગન* ખવરાવે છે. તેની પાસે લાકડાની અથવા પથ્થરની પ્રતિમા નહી હોય તો તે માટી અથવા બરફની પ્રતિમા બનાવી તે પાસે વહેમી માણુસોને લઇ જાય છે; અને એક કૂત્રાનું બળીદાન આપી તે, તે પ્રતિમા ફોડી નાંખે છે; અને "જો તેં ગુન્હો કર્યો હોય તો તું પણ આ કુત્રા પ્રમાણેજ મરી જઈશ," એવું કહે છે. પછી વહેમી માણુસ જે ખરેખાત ગુન્હેગાર હોય છે તે કબુલ થાય છે.

સામોજદીજ લોકોની આ માહિતી આપી તે ઉપરથી તે લોકોની સ્થિતી કેવી છે તે જણાઈ આવશે. ખ્રિસ્તી મિશનરી લોકોએ, તથા બૌદ્ધ ધર્મવાળા લોકોએ, એ લોકોની સુધારણા થવાને માટે ઘણા પ્રયત્નો કર્યા, પણ તે સર્વે ફોગટ ગયા. નવો સુધારો કરવો તેમને ગમતો નથી. જે લોકો જુલમવડે ત્રાસી જાય છે તેમની જેવી સંશય ભરિત વૃતિ હોય છે, તે પ્રમાણે આ લોકોની વૃત્તિ છે. આ લોકોનો પ્રદેશ મોટો છતાં લોક† સંખ્યા ઘણીજ થોડી છે, અને તે સુદ્ધાં ઉત્તર અમેરિકામાંના

---

બનાવી તેઓ તે, તંબુમાં મૂકે છે. તેઓ તેની ત્રણ વર્ષ સુધી પૂજા કરી પછી તેને દાટે છે.

* મોટામાં મોટી સોગન કહીએ તો રેંડીયરના નાકની છે. જે પ્રમાણે આપણાં દેશમાં ગાયને પવિત્ર ગણે છે, તેમ સૈબિરીયાના લોકો રેંડીયરને પવિત્ર ગણે છે.

† યૂરોપ અને એશિયા આ બે ખંડમાં મળી ૧૦૦૦૦ સામોજદીજ છે. ડાંડીયા રશીયન લોકો ઉપર સ્વારીઓ કરે છે અને તેમને કતલ કરી નાંખે છે. આથી તેમની સંખ્યા ઓછી થતી જાય છે.

ઇંડીયનોની માફક દહાડે દહાડે ઓછી થતી જાય છે. હવે આસ્તજક લોકો વિષે કહીને એશિયાના મધ્ય પ્રદેશ વિષે આપણે વિચાર કરીશું.

યૂરોપમાંના જે પ્રવાસીઓએ ઓબી નદી જોએલી છે તેઓ કહે છે કે પૃથ્વી ઉપર જે નદીઓ છે તેઓ પૈકી ઓબી નદીના કાંઠાનો પ્રદેશ બહુજ ઉજ્જડ છે. એનું પાણી હમેશ ડોળાએલું તથા કાંઠાનો પ્રદેશ કાદવવાળો અને અરણ્ય જેવો છે. આ પ્રદેશમાં બગલાં અને બતક એ શીવાય બીજા પ્રાણી જવલ્લેજ જોવામાં આવે છે. આ નદીની આસપાસ આસ્તજક લોકો રહે છે. તેઓ નદીમાંના માછલા ઉપર પોતાનો ગુજારો કરે છે. પણ જે વખતે વસંતઋતુમાં બરફ ઓગળી જવાથી નદીમાં પૂર આવે છે અને પાણી ચોતરફ ફેલાય છે, તે વખતે આસ્તજક લોકોને કોઇ પણ જંગલમાં જવું પડે છે. જંગલમાં ક્ષુધા શાંત કરતાં તેમને બહુ સાસાં પડે છે. પાણી ઓછું થતું જાય છે ત્યારે ફરીથી તેઓ પોતાની ઝુંપડી નદી કાંઠે બાંધે છે. જેઓ ફકત માછલા* ઉપરજ રહે છે તેમની તો બહુજ ખરાબ હાલત હોય છે. તેઓ દરિદ્રી, આળસુ, અને વ્યસની છે.

ઓબીનદીના કાંઠાના પ્રદેશની જમીન અને પાણીની માલકી રશીયન સરકારે આસ્તજક લોકો તરફ રહેવા દીધી છે. પણ રશીયન વેપારીઓ તેમને બહુ સતાવે છે. જો કે રશીયન સરકારે હાલમાં કેટલાક કાયદા કરેલા છે તોપણ

* સાલમન અને સ્ટાર્જીઅન માછલી તેમનું જાણે ધન છે, તે વડે તેઓ વેરાની તથા કરજની ભરપાઈ કરે છે અથવા મોજ શોખના પદાર્થો વેચાતા રાખે છે. જે સાધારણ માછલા હશે તે તેઓ પોતાને વાસ્તે તથા પોતાના વિશ્વાસુ કુત્રાને માટે રહેવા દે છે. એઓ પકવ્યા વગર માછલી ખાય છે.

વેપારી લોકોની આગળ મૂર્ખ અને ભોળાયા આસ્તજક લોકોનું કાંઇ ચાલતું નથી. શીયાળો શરૂ થાય છે ત્યારે આર્ટિક મહા સાગરમાંથી જે પવનના ઝપાટા શરૂ થાય છે, તેથી પોતાનો બચાવ કરી લેવા સારૂ આસ્તજક લોકો જંગલમાં જઇને ભરાય છે. તે ઠેકાણે તેઓ ખડયા વગેરે પ્રાણી ઉપર પોતાનો ગુજારો કરે છે; પણ તેમનું મુખ્ય ભક્ષ્ય માછલાં હોવાથી તેનો સંગ્રહ તેઓ પહેલેથીજ કરી રાખે છે. દક્ષિણ તરફના પ્રદેશમાં જે આસ્તજક જઇને રહેલા છે તેઓ જમીન ખેડે છે, ઢોરો પાળે છે અથવા ગાડાં હાંકી તે ઉપર પોતાનો ગુજારો ચલાવે છે. જે પ્રમાણે સામોજદી લોકોને સુધારણા કરવાનું ગમતું નથી, તે પ્રમાણે આલોકોને પણ સુધારણા કરવી ગમતી નથી. તેમને લાગે છે કે પોતાના છોકરાઓને લખતાં વાંચતા આવડે એટલે તેમની વૃત્તિ પોતાની પ્રમાણે રહેવાની નથી. તેઓ ઘડપણમાં આપણને જાળવશે નહીં. લડાઇ ટંટો શરૂ થાય છે ત્યારે સ્ટાર્શિના એટલે મોટો માણસ તેનો નિકાલ કરે છે. સ્ટાર્શિનાનો ઠરાવ પક્ષકારોને પસંદ નહી પડે તો રાજપુત્રને* તે હકીકત જણાવે છે. એ રાજપુત્રો ઘણા પૈસાવાળા હોય છે અથવા તેમનો પેહેરવેશ સારો હોય છે એમ નથી; ત્યાંના બીજા લોકો પ્રમાણેજ તેમની રહેવાની રીતભાત હોય છે અને તેમને પણ દરરોજના ખોરાક સારૂ શીકાર વગેરે કરવો પડે છે, અથવા માછલી પકડવા જવું પડે છે.

---

* રાજપુત્ર એ કિતાબ રશીયાની ચક્રવર્તિની બીજી કયાથેરાઇને આપેલો છે, રશીયન કામદાર જે કહેશે તે તેમને માનવું પડે છે. બડારકે અને અરિસો આ ઠેકાણે જ્યારે મેળો ભરાય છે તે વખતે તેમને હાજર રહેવું પડે છે. કારણ, આસ્તજક લોકો રશિયન સરકારને જે ખંડણી દર વરસે ઘેટાંના ઉનની આપે છે, તે બદલની જવાબદારી રાજપુત્રોપર હોય છે.

બાપ ઘણો પૈસાવાળો હોય તો ૫૦ રેંડીઅર લીધા શીવાય તે પોતાની છોડી વરને આપતો નથી. કાળી લોકો તો કોઈ થોડાક ખડયા નામના પ્રાણી આપે તોપણ તેને પોતાની છોડી આપી દેછે.

એવી જે ઠેકાણે સ્થિતિ છે ત્યાં લોકોની કેવી અવસ્થા હશે તેની સહજ કલ્પના થશે. જે પ્રમાણે સામોજદી લોકોની સંખ્યા દિવસો દિવસ ઓછી થતી જાય છે, તે પ્રમાણે એમની પણ થતી જાય છે. દેશ ઉજ્જડ હોય ત્યાં લોકોને પોતાના ગુજરાનને વાસ્તે કેવાં સાસાં પડે છે, અને એવે ઠેકાણે સુધારણા થવી કેટલી કઠણ છે, તે ઉપલી હકીકતથી જણાઇ આવશે. દરિદ્રથી અજ્ઞાન, અજ્ઞાનથી ભોળીયાપણું, એવી રીતે એક પછી એક અનેક પરિણામ થઇ આ પ્રદેશમાંના લોકોની ઘણીજ ખરાબ સ્થિતિ થએલી છે. જ્યાં સુધી આસ્તજક, સામોજદી, અથવા જકૂત એ લોકો સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોનું જોર ઓછું કરવા વિષે યત્ન ન કરતાં આજ ઠેકાણે રહેશે, ત્યાં સુધી તેમની સુધારણા થવાની નથી. જ્યાં સુધી મંડશુ લોકો આજ પ્રદેશમાં રહેતાં હતાં ત્યાં સુધી તેમની પણ ઘણીજ માઠી દશા હતી. પણ સત્તરમાં સૈકામાં પેસોએ ચીન દેશ ઉપર સવારી

---

આ બડોરર્કમાં જે મેળો ભરાય છે તે શિયાળાની શરૂઆતે ભરાય છે. તે ફેબ્રુવારી સુધી હોય છે. સરકારને ખંડણી બદલ જે ઉન આપવું પડે છે તે આપ્યા શીવાય અથવા તે બદલ જામીનગીરી આપ્યા શીવાય સરકાર મેળો ભરવા દેતી નથી. આસ્તજક લોકો રેંડીઅરનાં ચાંમડાં, માંસ, સ્ટરજીઅન, માછલાં વગેરે જણસો આપી, ઘઉંનો લોટ, રોટલા, તમાકુ, વાસણ, છરીઓ, ચાપુ, સોયો, કાંચના મણી વગેરે જણસો ખરીદે છે. ફેબ્રુવારી મહીનો પૂરો થયા પછી એ લોકો ફરી જંગલમાં જાય છે અને શીકાર વગેરે પોતાનો ધંધો શરૂ કરે છે.

કરી તે દેશ કબજે* કરી લીધો. સ્વદેશમાં છતાં જે લોકોનું રશીયન લોકોની આગળ કાંઇ ચાલતું નહોતું તે લોકો ૪૦ કરોડ લોકો ઉપર સત્તા ચલાવે છે. આ આશ્ચર્યની વાત છે એમ કેટલાકને લાગશે, પણ વિચાર કરીએ તો એમાં ઝાઝું આશ્ચર્ય નથી એમ ખુલ્લી રીતે જણાઇ આવશે. કારણ, તેમને સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોના દબાણુથી ઉત્સાહ અને હિતનો જોઇએ તેટલો ઉપયોગ કરતાં આવડયો નહી. સ્વદેશમાંની જમીન ઉજ્જડ હોવાથી પોતાના ગુજરાનની પણ અડચણ પડતી હતી, અને તેથી તેમને સુધારણા કરવાને પણ અડચણ આવી પડતી, પણ ચીન દેશમાંની જમીન ફળદ્રુપ હોવાથી તેમને આ ઠેકાણે સુધારણા કરી લેતાં બહુ અડચણ પડી નહિ. સ્વદેશમાં છતાં તેમને લખતાં વાંચતાં પણ આવડતું નહોતું. પણ હાલ પેકીનના દરબારમાં તેમની ભાષા ચાલુ છે અને આ ભાષામાં અનેક ગ્રંથો તૈયાર થતાં જાય છે. આ એકંદર હકીકત ઉપરથી એશિયાની ઉત્તરના લોકોની સ્થિતિ કેમ સુધરી નહી, અને જ્યાં સૂધી સૃષ્ટ નિયમોનું જોર અહીં રહેવાનું ત્યાં સૂધી સુધારણા થવાનો સંભવ કેટલો છે તે જણાશે.

ઘણા વરસ પૂર્વે એ પ્રાંત રશીયન લોકોના કબજામાં આવેલો છે. પણ અસલ લોકોની જે સ્થિતિ હતી તેમાં જોઈએ તેવો ફેરફાર થયો નથી. આટલુંજ કહી એશિયાખંડના મધ્ય પ્રદેશમાંના લોકોની સ્થિતિ કેવી છે તે કહેવા અમે શરૂઆત કરીએ છીએ.

એશિયાનો મધ્ય પ્રદેશ એ ઊંચાણવાળો પ્રદેશ છે એમાં ચિનાઈ તાર્તરી, સ્વતંત્ર તાર્તરી, ટિબેટ,* ઇરાન, આફ્ગાનિસ્તાન

* મંડસ્યુ લોકોનો બાદશાહ ઈ. સ. ૧૬૪૪માં ચીનની ગાદી ઉપર બેઠો.

* ટિબેટનું મેદાન સમુદ્રના પૃષ્ટ ભાગથી ૧૫૦૦૦થી ૧૬૦૦૦

અને અરબસ્તાન એ દેશો છે. આ પ્રદેશ ઘણો બહોળો છત એમાં લોક સંખ્યા* બહુજ થોડી છે. આ પ્રદેશમાં ફળદ્રુપ જમીન બહુ થોડે ઠેકાણે છે. ઘણોખરો પ્રદેશ પહાડી છે. કેટલેક ઠેકાણે મોટાં મોટાં જંગલો છે, તેથી લોકોને અરસ્પરસ સજોડે અવર જવરનો વ્યવહાર રાખવાને ઘણી હરકતો આવી પડે છે. આ પ્રદેશ† વિષે જેવી જોઇએ તેવી માહિતી જો કે મળતી નથી; તોપણ

---

ફીટ ઉંચાઈવાળું છે. અફગાનિસ્તાનનું ૬૫૦૦ ફીટ ઉંચાઈનું છે. અને ઇરાનનું ૩૦૦૦થી ૪૦૦૦ સુધીનું છે. ઊંચાણવાળા મેદાનો ઘણી ખરી રીતે દેશના મધ્ય ભાગમાં આવેલાં હોય છે. તેમને ઘણું કરી પર્વતોની હારોનો આધાર હોય છે. ઉપર જે મેદાનો કહ્યાં તેવાં બીજે ઠેકાણે છે. દક્ષિણ અમેરિકામાં કિવટો, ટિટ-કાકા અને પાસ્કો. ઉત્તર અમેરિકામાં અટ્ટા, આફ્રિકામાં સાહારા અને એબીસીનીઆ, અને યૂરોપમાં સ્પેન, બાવ્હેરીઆ, અને નોર્વેનો દક્ષિણ પ્રદેશ. પર્વતવડે વાતાવરણ અને વનસ્પતિ ઉપર જે કાર્ય થાય છે, તેજ કાર્ય ઊંચા ઊંચા મેદાનોવડે પણ થાય છે. એટલે જે દેશો એવા મેદાન ઉપર આવેલા હોય છે, ત્યાંની હવા તેજ પ્રદેશના અક્ષવૃત્ત ઉપરના બીજા જે પ્રદેશ હોય છે, તેના કરતાં શીત હોય છે.

* ચીનાઈ તાર્તરી દેશની લંબાઈ ૧૮૦૦ માઇલ છે, પણ લોક સંખ્યા ૬૦થી ૭૦ લાખ સુધીની છે. સ્વતંત્ર તાર્તરીની દક્ષિણોત્તર લંબાઈ ૧૫૦૦ માઈલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૦૦૦ માઈલ છે, પણ લોક સંખ્યા ૬૦ લાખ છે.

† મધ્ય એશિયા વિષે જે માહિતી રશિયન પ્રવાશીઓએ પ્રસિદ્ધ કરેલી છે તે ઘણીજ અપૂર્ણ છે. ચીના લોકો તરફથી આ પ્રદેશ વિષે માહિતી મળવી જોઈએ, પણ તે તેમના સંશયી સ્વભાવથી અને અજ્ઞાનથી બહાર પડવી મુસ્કેલ છે. માર્કોપોલોએ આ પ્રદેશમાં ૧૩મા સૈકાની અંતે પ્રવાસ કરી પુષ્કળ માહિતી પ્રસિદ્ધ કરેલી છે. હાલમાં જરબીલાન, બેલ અને પાલસ, એઓએ આ પ્રદેશમાં જઈ પોતાના પ્રવાસ વિષે હકીકત આપેલી છે, તથાપિ આ વિસ્તીર્ણ પ્રદેશ વિષે

જે પ્રસિદ્ધ થયલી છે તે ઉપરથી આ પ્રદેશમાંની સુધારણા વિષે સાધારણ રીતે અનુમાન કરી શકાશે. ચીનાઈ તાર્તરી પ્રદેશ ઘણો ખરો ઉજ્જડ છે, એમાં ગોબીનું* વિસ્તીર્ણ મેદાન આવેલું છે. એમાં વચ્ચે વચ્ચે પાકવાળી જમીન છે, પણ તે ઘણીજ થોડી છે. આ ફળદ્રુપ જગ્યા શિવાય બાકીની જગ્યાએ ઘાસ થાય છે, તે સારૂં થતું નથી. આ મેદાનમાં સરોવરો તથા ઝરણ છે, પણ જમીન ખારવાળી હોવાથી પાણી એટલું તો ખારૂં છે કે તે પીવાના ઉપયોગમાં પણ આવતું નથી. આ જ જંગલના કેટ-

હજી ઘણી માહિતી મેળવવાની રહી ગયલી છે. વ્હાંબેરી સાહેબે આ પ્રદેશમાં પ્રવાસ કરી ઘણી માહિતી મેળવેલી છે, પણ તેવડે શાસ્ત્રીય જ્ઞાનને જોઈએ તેવી મદત મળતી નથી. રશીયન લોકો હળવે હળવે હિંદુસ્થાન તરફ આવતા જાય છે. અને તેમને પ્રતિબંધ ન કરીએ તો તેઓ હિંદુસ્તાન ઉપર ચઢી આવશે—આ બતાવવાના હેતુથી તે માહિતી મેળવેલી છે. થોડાજ વરસ પૂર્વે જે હદ મુકરર કરવા માટે કમીશન બેઠેલું હતું તેવડે ઘણી માહિતી મળી આવેલી હશે. એ માહિતી પ્રસિદ્ધ થાય તો ઘણો ઉપયોગ થશે. આ માહિતી મેળવવા માટે હિંદુ લોકો પૈકી કોઈ આગેવાન થશે કે? આ પ્રદેશમાંજ આર્ય લોકોનું જુનું રહેઠાણ હતું, એવું હાલના વિદ્વાનો કહે છે. જુના રહેઠાણ વિષે માહિતી મેળવવી એ વાત કેટલી જરૂરની છે, એ કાંઈ કહેવું જોઈએ એમ નથી. આ માહિતી પ્રાપ્ત કરી લેવા માટે પારકા લોકોની ઉપર આધાર રાખવા કરતાં કેટલાક માણસે હામ ભીડી માહિતી મેળવવાનો ઉદ્યોગ કરવો, એ વાત અતિશય અગત્યની છે.

* ગોબીનું મેદાન ૧૫૦૦ માઈલ લાંબુ છે અને તેની પહોળાઇ ૫૦૦થી ૭૦૦ માઈલ સૂધીની છે. એને શામો પણ કહે છે. "ગોબી" એમાં ગોલીયન શબ્દ છે. એનો અર્થ રેતીનો સમુદ્ર એવો થાય છે. આ મેદાન સમુદ્રની સપાટી કરતાં બહુ ઉંચાણમાં હોવાથી અને વિષુવવૃત્તથી ઘણે દૂર હોવાથી, આફ્રિકામાંના સાહારા અથવા અરબસ્તાનમાંના મેદાન પ્રમાણે એમાં ઉષ્ણતા નથી.

લાક ભાગમાં ફક્ત રેતી છે અને કેટલેક ઠેકાણે મીઠું થાય છે. આ જંગલમાં ઉંટ ઉપર બેસીને પ્રવાસ થાય છે. ચિનાઇ તાર્તરી અને દક્ષિણ યૂરોપમાંના પ્રાંત એ જો કે એકજ અક્ષવૃત્ત ઉપર છે, તોપણ જે પ્રમાણે યૂરોપમાંના ઉત્તર તરફના પ્રાંતમાં ટાઢ હોય છે તે પ્રમાણે એ ઠેકાણે ટાઢ હોય છે. ચીનાઈ તાર્તરીનો પ્રદેશ રૂક્ષ છે, અને એમાં વરસાદ જવલ્લેજ વરસે છે તેથી ત્યાંના લોકોને જમીન ઉપર પોતાનો ગુજારો કરતાં ઘણી હરકતો પડે છે. જમીનમાં ઢોરોને ઉપયોગમાં આવે એવું ઘાસ પેદા થાય છે. લોકો ઘેટાનાં ટોળાંવડે પોતાનું ગુજરાન ચલાવે છે, અથવા શીકારવડે પેટ ભરે છે. તેઓને વખત ઉપર ઘોડા અને ઊંટનું પણ માંસ ખાઇને રહેવું પડે છે. એક ઠેકાણે ઘાસ થઈ રહે અથવા શીકારી પશુ ખલાસ થાય ત્યારે તેમને સ્થલાંતર કરવું પડે છે, તેથી બહુ દહાડાથી તેમને ભટકવાની ટેવ પડી ગએલી છે. ખેતી ઉપર ગુજરાન ચલાવવાને માટે પૂર્ણ સાધન નહી હોવાથી અહીંના લોકોનું ખેતી કરવા તરફ ધ્યાન ચોંટતું નથી. એ દેશમાં ઝાઝાં શેહેરો નથી, એનું કારણ પણ એજ છે. લોકોને શ્રમ કરવો પડે છે તેથી લોકોમાં ધૈર્ય સ્વાભાવિક રીતેજ હોય છે. શીકારનું કામ જીવના જોખમવાળું હોવાથી, અને શીકાર ઉપરજ ગુજરાન ચલાવવું પડે છે તેથી ત્યાંના લોક ઘણા હિંમતવાન છે. જો કે સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોથી તે લોકોમાં એ ગુણ છે, તોપણ તેજ નિયમોવડે ધનનો સંઘરો થતો નથી તેથી લોકોની સ્થિતિ જંગલી રહેલી છે.

અત્રે ચીનાઈ તાર્તરી વિષે જે હકીકત કહી, તેજ પ્રમાણે સ્વતંત્ર તાર્તરીની સ્થિતિ છે. એ પ્રાંત ઇતિહાસમાં વિશેષ પ્રસિદ્ધ છે. એ દેશમાં પ્રાચીનકાળે ઇરાની લોકોનો અમલ હતો, તે પછી ગ્રીક લોકોએ એ પ્રાંત કબજે કરી લીધો હતો. તથા જંગીઝ-

ખાન અને તૈમૂરલંગે આ ઠેકાણે રાજ્ય સ્થાપન કર્યું હતું. ઇરાની લોકોનો ધર્મ સંસ્થાપક ઝોરોઆસ્ટિયન, બ્યાકટરીઅનોમાં જનમ્યો હતો. સ્વતંત્ર તાર્તરીમાં વિસ્તીર્ણ અને રૂક્ષ મેદાનો* છે. કેટલેક ઠેકાણે ગુફા, ટેકરા અને ઊંચા પર્વતો છે. ખેતીના કામમાં આવે એવી થોડી જમીન છે. પાણીની જેવી જોઇએ તેવી છત ન હોવાથી ખેતીનું કામ સારી રીતે થઇ શકતું નથી. ત્યાંના અસલી લોકનું નામ તાજીક† છે. તાર્તરી લોકોએ તેમને છઠ્ઠા સૈકામાં જીતી તેમના પ્રદેશને તાર્તરી એ નામ આપ્યું. આજ પ્રાંતમાંથી તાર્તર લોકોની ટોળીઓ ચોતરફ જઈ તેઓએ પ્રાંતો સર કરી લીધા. તાર્તર લોકો ભટકનારા છે, જે જે ઠેકાણે એ લોકો રહે છે, તે ઠેકાણે શીકાર ઉપર પોતાનો ગુજારો કરીને અથવા ભરવાડ બનીને રહે છે. રખડતા ફરવાની ટેવથી તેઓને સ્વસ્થપણે બેસી કામ કરવાની ઈચ્છા થતી નથી. તેમનો વખત ઘેટાં અને ઢોરના ટોળાની વ્યવસ્થા કરવામાં અને ઘોડાની તથા શીકારની તજવીજ કરવામાં જતો રહેછે. જે અર્થે

* એશિયામાંના મેદાનને સ્ટેપી કહે છે, આ મેદાન વિષે પ્રખ્યાત આલેકઝાંડર વ્હાન હમબોલ્ટ કહે છે કે-જે, પ્રમાણે મોટા સમુદ્ર જોઈ માણસના મનમાં ભૂતલની અનંત મર્યાદા વિષે કલ્પના આવે છે તેજ પ્રમાણે આ સ્ટેપી જોઈને તેજ કલ્પના મનમાં આવે છે. સમુદ્રમાં માછલા વગેરે પ્રાણી અને પર્વત જેવી છાળો જોઇ મનને કાંઈક પણ આશ્ચર્ય થાય છે, પણ એકાદ તારો ખરીને તેનો ભૂકો થઈ જાય છે ને તે જે પ્રમાણે શોભીતો દેખાય છે, તે પ્રમાણેજ એ સ્ટેપી ઉદાસ અને ઉજ્જડ દેખાય છે.

યૂરોપમાંના મેદાનોને સ્ટેપી કહે છે. આ મેદાનમાં નેધરલાંડ, (સમુદ્રની સપાટી નીચેનો પ્રદેશ) ડેનમાર્ક, જર્મનીનો ઉત્તર પ્રદેશ, અને રશિયા એ દેશોનો સમાવેશ થાય છે.

† ઉત્તર તરફના પ્રાંતમાં કિરગુસી એ રહે છે અને દક્ષિણ તરફ ઉજબેક એ રહે છે.

તેઓ ખેતી વગેરે કરતા નથી, તે અર્થે તેમને શીકાર કરીને ગુજરાન કરવું પડે છે. "જે ઠેકાણે સંકટ તે ઠેકાણું જશનું સ્થાન છે. શીકાર કરવામાં ધૈર્યની જરૂર છે, માટે એવી સ્થીતીમાં માણુસોને લઢાઇનું શિક્ષણ સહેજ મળી શકે છે," એવું જે ગીબન સાહેબનું કહેવું છે તે ખરૂં છે. આ શિક્ષણ તાતાર લોકોને મળવાથી તેઓ શૂરપણા માટે પ્રખ્યાત છે. આ લોકો જ્યાંસુધી સ્વદેશમાં હતા ત્યાંસુધી તેમની જોઇએ તેવી સુધારણા થઇ શકી નહોતી. પણ તેઓએ જુદે જુદે વખતે સાયબેરીયા, ચીન, યુરોપ, અને હિંદુસ્તાન ઉપર સવારીઓ કરી ધન સંપાદન કર્યું. અને જેમ જેમ ધનનો સંઘરો થતો ગયો તેમ તેમ તેઓ સુધરતા ગયા. જંગીઝખાનનો અમલ જામતાં પહેલાં તાર્તરીમાં એકે શેહેર નહતું. જંગીઝખાન અને તૈમૂરલંગેજ સમરકંદને સારા પાયા ઉપર આણ્યું. એઓની કારકીર્દિમાંજ સ્વતંત્ર તાર્તરીમાં જે પ્રદેશ ગણાતો હતો, તેમાં થોડી ઘણી સુધારણા હતી. ફારસી અને આરબી ભાષાની ચઢતી કળા એમના વખતમાંજ થવા માંડી, તૈમૂરલંગનો છોકરાનો છોકરો ઉલફૅબગ એ મોટો જ્યોતિષી હતો. અને ખારીસમનો સ્વાન એ ઇતિહાસકાર હતો. એમના વારાની સુધારણા હવે દેખાતી નથી, વિદ્યાની અભિરૂચી હાલના તાર્તર લોકોમાં નથી. તેઓ રહેતે રહેતે અસલ સ્થિતી તરફ તણાતા જાય છે.

હવે અરબસ્તાન વિષે થોડી માહિતી કહીને, મધ્ય એશિયા વિષેનો વિચાર સંપૂર્ણ કરીશું. તિબેટ* અને અફગા

---

* પૃથ્વી ઉપર જે દેશ છે તેમાં તિબેટ દેશનો દેખાવ ચમત્કારિક છે. ઘણે ખરે ઠેકાણે ડુંગરો અને જંગલો આવેલાં છે. આ ઉપરથી આ દેશ ઉપર ઇશ્વરની જાણે ઈતરાજી નહી હોય એવો ભાસ થાય છે. એ દેશ ચીનાઈ સરકારના તાબામાં છે. આ દેશના

નિસ્તાન† વિષે વિશેષ વિચાર કરવાનું કારણ નથી; કેમકે ઉપર જે કહ્યું તે ઉપરથી સાધારણ અનુમાન થશે.

---

ઇતિહાસમાં વિશેષ પ્રકાર કાંઈપણ જણાતો નથી. આ દેશ તરફ રાજદ્વારી પુરુષોનું ધ્યાન આજ સૂધી ખેંચાએલું નથી. હાલમાં એ દેશ તરફ વ્યાપારી લોકોનું ધ્યાન ખેંચાયું છે ખરૂં.

† અફગાનિસ્તાનમાં સીસ્તનનું મોટું જંગલ છે. આ જંગલ અરબસ્તાનમાંના જંગલ જેવું છે. અફગાનિસ્તાન અને બલુચિસ્તાન એ દેશો સમશીતોષ્ણ કટીબંધમાં આવેલા છે, તેથી એ દેશોમાં હવાનું માન સારૂં હશે એવું આપણને લાગે છે. પણ તેમ નથી, કારણ ઉંચાણવાળો પ્રદેશ હોવાથી ટાઢ બહુ છે અને શેહેરમાં ઉષ્ણતાનું માન પણ તેટલુંજ છે. ઉંચાણવાળા પૂર્વ તરફના મેદાનમાં જગતના અતિશય ઉષ્ણ પ્રદેશમાં જેટલી ઉષ્ણતા હોય છે તેટલી ઉષ્ણતા હોય છે અને ટાઢના દિવસોમાં કેટલાક મહિના સૂધી જમીન બરફથી ઢંકાએલી રહે છે. અફગાનીસ્તાન દેશ ફ્રાન્સ દેશ જેટલો છે. એનો ચાર પંચમાંશ ભાગ ખડકવાળો તથા પહાડી છે. અહીંથી પરદેશ ખાતે મોકલવા જેવી જણસ ઉન છે. જો એ પ્રાંત ફળદ્રુપ હોત તો એ ઉપર પરદેશી રાજાઓ ચઢી આવવાથી એ દેશ પરતંત્ર થઈ જાત. પણ ત્યાં કંઈ પાકતું નથી તેથી એ ઉપર સ્વારીઓ કરી જાથુનો હસ્તગત કરી રાખવાનું કોઈના મનમાં આવતું નથી. અંગ્રેજ લોકોએ આ પ્રાંત ઈ. સ. ૧૮૩૯ માં કબજે કર્યો હતો અને ફરીથી ૧૮૭૯માં કબજે કર્યો; પણ એ દેશથી ફાયદો ન થતાં ઉલટું નુકશાન થશે એવું તેમને લાગ્યું. આ પ્રાંત ખેતી કરવા લાયક નથી. એમાં કોઈ કોઈ જાતના ફળો અને બાજરી વગેરે જુજ અનાજ પેદા થાય છે. આ ઠેકાણે વેપાર બહુ થોડો છે; કારણ આ ઠેકાણે કાંઈજ પાકતું નથી, અને પ્રદેશ ખડકવાળો હોવાથી વેપાર ચાલવાને પણ ત્રાસ પડે છે. ઉંટ અને ટટુઓ, એ વેપારની જણસો લાવવા લેઈ જવાના સાધનો છે; પણ લોકો પાસે ધનનો સંઘરો નહિ હોવાથી ઉંટ અને ટટુઓ ભાડાથી અપાય છે. સારાંશ, અફગાનીસ્તાનનો જે ઉપયોગ છે તે હિંદની સરહદ વિષેનોજ માત્ર છે.

અરબસ્તાન દેશનો કેટલોક ભાગ ફળદ્રુપ છે તથાપિ ઘ-ણોખરો ભાગ ઉજ્જડ છે, આ જંગલ કેવળ મેદાનોજ નથી, પણ કેટલેક ઠેકાણે પર્વતની હારો છે. આ દેશમાં પાણીનો બહુજ ખુટકો છે. ઘણાક વરસો વરસાદ વિના વહી જાય છે, તેથી નદીઓમાં પાણી હોતું નથી. નદીઓ પણ બહુ નથી; અને જે છે તેમાંની મોટી નદીની લંબાઇ ૨૦૦ માઇલ છે. વરસાદની ઋતુમાં તેમાં પાણી હોય છે. વરસાદની ઋતુ ગયા પછી અને હવામાંનો ભેજ ઓછો થયા પછી તેમનું પાણી સુકાઇ જાય છે. પછી જે કુવા ડુંગર પાસે હોય છે, તે ઉપર લોકોને આધાર રાખી રહેવું પડે છે. ઘાસથી તથા છોડવા વગેરેથી ઢંકાએલી લીલી ભોંય થોડેક ઠેકાણે નજરે આવે છે; અને જો એ ન હોત તો અરબસ્તાનના ઘણાખરા ભાગમાં વસ્તી થાત નહી. અરબ-સ્તાનનો મધ્ય પ્રદેશ કેવળ જંગલછે. જે પ્રમાણે આફ્રિકામાં સાહારા અને ઈરાનમાં ખારવાળું અરણ્ય છે; તે પ્રમાણે આ અરબસ્તાન-માં પણ અરણ્ય છે. આ જંગલમાં વચ્ચે વચ્ચે કેટલોક ભાગ હીલોતરીવાળો છે, પણ બાકીનો ભાગ રેતીના મેદાનોજ છે. જ્યારે એ રેતી સૂર્યના તાપવડે ઉષ્ણ થાય છે, ત્યારે એ મેદાનમાંથી પ્રવાસ કરવાનું કામ કેટલું કઠણ છે તેની કલ્પના સહેજ થશે. અરણ્યમાંથી પ્રવાસ કરતાં કેટલાક દિવસ સુધી દેખાતું નથી એટલુંજ નહિ, પણ આંખોને લગાડવા જેટલું પણ પાણી અથવા બેસવાને સારૂ છાંયડો સુધાં જણાતો નથી. આટલોજ પ્રવાસીને ત્રાસ પડે છે એમ નહીં—પવનથી રેતીના રજકણો આંખમાં જાય છે અને તે શરીર ઉપર જથાબંધ આવી પડી બહુજ ત્રાસ ખમવો પડે છે. એ વિષે ડાકતર શા એવું કહે છે કે—જે વખતે આ અરણ્યમાંની રેતી પવનથી ઉડે છે, તે

વખતે ક્ષુબ્ધ સમુદ્ર પ્રમાણે દેખાવ થાય છે. રેતી ઉડી તેના પર્વત જેવા ઢગલા થાય છે; અને વ્યાપાર સારૂ હરતા ફરતા પ્રવાસીઓ તે નીચે દબાઈ જાય છે. આ ઉષ્ણ વાયુનું જોર એટલું બધું હોય છે કે પ્રવાસીઓને અરણ્યમાંથી જતાં ફાવતું નથી. નદીઓમાં હોડીઓ ચાલતી નથી અને મોં બીડી લે તોપણ રેતીનો પ્રવેશ પ્રવાસીઓના મુખમાં થયા વગર રહેતો નથી. આ પવનથી વૃક્ષોનાં પાંદડાં કરમાઇ જાય છે અને પરસેવો સુકાઇ જઈ માણસને તાવ આવે છે. કોઇ કોઈ વાર સાયમૂમ શીવાય બીજો ઉષ્ણ પવન પણ વહે છે; એને અરબ લોકો સામિયલ વાયુ કહે છે. એ વિષે પ્રસિદ્ધ પ્રવાસી અને ફ્રેંચ રાજાના પુસ્તકાલયનો રક્ષક એમથિવનાટ એવું કહે છે કે ૧૭મા સૈકાની આખરે હું સ્વેજના અખાતમાંથી કેરો તરફ જતો હતો ત્યારે આ પવનથી મને બહુ ત્રાસ વેઠવો પડ્યો હતો. એ પવન એક દીવસ સુધી વહાયો હતો. પહેલે વર્ષે લોકો મક્કાની જાત્રા સારૂ જતા હતા તેમાંના ૨૦૦૦ એક રાત્રીમાં આ પવનથી મરણ પામ્યા. આ ઠેકાણે કોઇ રેહતું નથી એમ નથી, આ ઠેકાણે બિડૌન* જાતના લોકો રહે છે. જો કે તેઓને અરણ્યમાં રહી સારી હાલતમાં ગુજરાન કરવાનું ફાવતું નથી, તોપણ તેઓને સ્વતંત્રતામાં રેહેવાનું મળવાથી તેઓ આનંદમાં રહે છે; અરણ્ય છોડી બીજે ઠેકણે

* આ ઠેકાણે બે જાતના લોકો વસે છે. ગામડાના લોકો અને અરણ્યવાસી લોકો. ગામડાના ખેતી તથા વ્યાપાર કરીને જીવે છે અને જંગલના લોકો ઢોરના ટોળાં રાખી અથવા લૂટફાટ કરી અથવા શીકાર કરી પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ એમ સમજે છે કે, મુકુટને બદલે પાઘડીઓ, ભિંતો તથા કિલ્લાને બદલે તંબુ, ખંડકને (કોટની આસપાસની ખાઈ) બદલે તરવાર, કાયદાના બદલામાં કવિતા, એ પોતાને ભાગ આવેલાં છે.

જવું તેમને ગમતું નથી. લૂટફાટ કરવામાં તેમને કાંઇ ખોટું લાગતું નથી. લૂટફાટ કરી પેટ ભરવું એ મોટા સંકટનું કામ છે; તેથી તેમનામાં ધૈર્ય સ્વાભાવિક રીતેજ વસેલું છે. તેઓને જંગલમાંથી પ્રવાસ કરતાં કેટલેક વખતે ભૂખ્યા રહેવું પડે છે. ગુજરાનના પદાર્થ મળવાના અનિશ્ચિતપણા થકી, તથા જંગલમાંના શીકાર ઉપર રહેવાની ટેવથી, તેઓને મરણનો ઝાઝો ભો લાગતો નથી. આ પ્રાંતમાં બિડૌન લોકોને ઊંટ ઘણા ઉપયોગમાં આવે છે. તેઓને ઊંટવડે પોતાની સ્વતંત્રતા કાયમ રાખતાં ફાવે છે. એને ઉન સમુદ્રમાંના માછલાંથી એશિયા અને ઉત્તર અમેરીકામાંના ઉત્તર તરફ પ્રદેશમાંના લોકોની સ્વતંત્રતા નષ્ટ થઇ તેઓને હવે દાસપણામાં દહાડા ગુમાવવા પડે છે; પણ અરબસ્તાનના ઉજજડ અને વેરાન પ્રદેશમાં કાંઇજ પાકતું નથી તેથી, લોકોની સ્વતંત્રતા કાયમ છે. પૂર્વે, અરબસ્તાન પારકા લોકોના કબજામાં ગએલો છે એવું ઇતિહાસ ઉપરથી જણાતું નથી. સેસૉસ્ટ્રિસ, સાયરસ, પાંપી અને ટ્રાજન એઓએ અરબસ્તાન જીતવા વિષે પ્રયત્નો કર્યો, અને તેના કેટલાક ભાગમાં લૂટફાટ ધમધોકાર ચલાવી; પરંતુ એ ભાગ તેમનાથી જીતાયો નહી. શિકંદર બાદશાહાએ ખ્રિસ્તી સનની પૂર્વે ૩૨૩માં આ પ્રાંત ઉપર સ્વારી કરવાનું મનમાં આણી તૈયારી ચલાવી, પણ તેનું એકાએક મરણ થવાથી એ સ્વારીનો મનસુબો મનમાંને મનમાંજ રહી ગયો. જો કે આ સ્વારીમાં તે વિજયી થાત તોપણ તેને તે ધારતો હતો તેટલો ફાયદો થાત નહી. આવા પ્રકારથી સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોવડે, અરબોની સ્વતંત્રતા બહુ દિવસ સુધી ટકી રહેલી છે. અરબ લોકો દુઃખ સંકટો વેઠીને પોતાના પ્રાંતમાં રહેવા ને તૈયાર છે, તેથી તેમને સ્વતંત્રતાનો ઉપભોગ કરી લેતાં ફાવે છે, સર જાન માલકમ આ વાત વિષે એવું કહે છે કે,

"જે લોકો અપવાસ અને સંકટો ખમી આયુષ્ય ક્રમણ કરવાને કબૂલ હોય છે, તેઓને સ્વાતંત્ર્ય ખાત્રીથી મળે છેજ. અરણ્યો અને પર્વત એ સ્વતંત્ર શૂરા લોકોનું રહેઠાણુજ છે, જેઓ એવે ઠેકાણે રહેવાને ખુશી હોય છે તેઓ ઉપર ચઢાઈ જવલ્લેજ થાય છે, કારણ મોટાઈ ઇચ્છનારા લોકોને ધન એને વૈભવની ઇચ્છા હોય છે. જે દેશમાં ગમે એટલા શ્રમ કરો .તોપણ પૈસો મળવાનો નથી, અથવા જે ઠેકાણેના લોકો ગુલામ જેના નમીને રેહવાના નથી, તે દેશ કબજે કરી લેઇ મોટાઇ ઇચ્છનારા લોકોનું સમાધાન થવાનું નથી." અરબોનો મૂલક ઉજજડ હોવાથીજ કેવળ પારકા લોકોની તેમના ઉપર ચઢાઇ થતી નથી એટલુંજ નહી પણ જેઓને ઢોરના ટોળાં રાખી પોતાનો ગુજારો કરવો પડે છે તે લોકો ઉત્તમ પ્રકારના શીપાઇ બને છે; એવું જે પ્રસિદ્ધ ઇતિહાસ લખનાર ગીબન કહે છે તે અરબ લોકોને લાગુ પડે છે, અને તેમના શૂરપણાથીજ તેઓપર ચઢાઇ કરવાનું પારકા લોકોના મનમાં આવતું નહી હશે, એવું સમજવું જોઇએ. હવે સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોના વિશેષપણાથી જો કે તેમનામાં શૂરાપણું, શાંતપણું, વગેરે ગુણ ઉત્તમ પ્રકારે વસે છે, તોપણ તેજ નિયમોયવડે તેઓની કેટલીક ચમત્કારીક સમજણો થઇ ગયલી છે અને તે સમજણોથી તેઓનું અને બીજા લોકોનું નુકશાન થયું છે અને હજી થાય છે. એ વિષે ગિબને જે અભિપ્રાય આપેલો છે તે ઉત્તમ છે. તે કહે છે કે, "બીજા લોકોથી અરબો છુટા રહે છે તેથી એ પારકા છે અને એ શત્રુ છે એવો ભેદ માનવાને બીલકુલ ટેવ પડેલી નથી. તેમના દેશમાં જમીન ઘણીજ ખરાબ હોવાથી તેમનામાં એક કહેવત ચાલુ છે. એ કહેવત ખરી છે એવું તેઓ ગણે છે. અને આ કહેવત પ્રમાણે તેઓ હજી સુધી વર્તે છે. તેઓ કહે કે પૃથ્વીની વહેંચણી થઇ તે વખતે

ઉત્તમ અને ફળદ્રુપ જમીન બીજા લોકોને આપવામાં આવી અને અમને ઉજડ જમીન આપવામાં આવેલી છે; ત્યારે બાપદાદાની મીલકતનો જે વિભાગ બીજાના કબજામાં ગએલો છે તે દેશનિકાલ કરેલા ઇસ્માએલના વંશજોને કપટથી અથવા જુલમથી પાછો લઇ લેવાનો હક્કજ છે." આ ઉપરની હકીકત ઉપરથી અરબોની સુધારણા કેવી થઇ તે ધ્યાનમાં આવશે. જ્યાં સુધી અરબો સ્વદેશમાંજ હતા ત્યાં સુધી તેમના શૂરપણાનો અને શાંતપણાનો કાંઇજ ઉપયોગ થયો નહી. સ્વદેશમાં છતાં તેઓને ખાવાપીવાના સુધાં સાંસાં પડતાં હતા. દારિદ્ર એ અજ્ઞાનનું ફળ છે. જેમ જેમ દેશ દરિદ્રી અવસ્થામાં આવતો જાય છે તેમ તેમ તેની ખરાબ હાલત હળવે હળવે થતી જાય છે એવો નિયમ છે. જે પ્રમાણે આ નિયમ બીજા કેટલાક દેશોને લાગુ પડેલો છે, તેજ પ્રમાણે તે ઇસવી સનના છઠ્ઠા સૈકા સુધી અરબસ્તાનને પણ લાગુ હતો. પણ અરબોએ ઉજ્જડ પ્રદેશ છોડી સાતમા સૈકામાં ઇરાન ઉપર સ્વારી કરી, આઠમાં સૈકામાં સ્પેન દેશ ઉપર સ્વારી કરી તેનો ઘણો ખરો ભાગ પોતાને કબજે કરી લીધો અને ત્યાંના અધિપતિ થયા. નવમાં સૈકામાં તેઓએ પંજાબ ઉપર સ્વારી કરી અને હળવે હળવે હિંદુસ્તાનનો કેટલોક મૂલક પોતાના કબજામાં લેઇ તે ઠેકાણે તેઓ વસવા લાગ્યા. આજ સૈકામાં તેઓએ યૂરોપમાંના દેશો, માદાગાસ્કર, પૂર્વઆફ્રિકા, હિંદુસ્તાન, ચીન દેશની સાથે વેપાર શરૂ કર્યો; અને જ્ઞાન તથા ધન એનો સંગ્રહ અને પ્રસાર કરવા લાગ્યા. અરબો સ્વાભાવિકપણે શૂરા છે એ અમે કહ્યુંજ છે. વળી વધારામાં તેઓમાં ધર્મનું ઝનુન આવવા લાગ્યું તેથી તેઓએ પોતાનો ધર્મ અને કાયદાનો પ્રસાર અડધા એશિયામાં, આફ્રિકામાં અને યૂરોપના ઘણા ખરા ભાગમાં કરી દીધો. સ્પેન,

મિસર, અને બગદાદના ખલીફાઓએ* શાસ્ત્ર અને કળાનો પ્રસાર કર્યો. અને યૂરોપમાંના તે વખતના રાષ્ટ્રો કરતાં તેઓ ચઢતી કળામાં હતા. જ્યાંસૂધી અરબો સ્વદેશમાં હતા ત્યાંસૂધી તેઓ જંગલી હાલતમાં હતા. પણ આજુબાજુનો પ્રદેશ જીતી તેઓ ધનનો સંઘરો કરવા લાગ્યા તેમ તેમ તેઓની સુધારણા થતી ગઇ. સમરકંદથી કાર્ડોવ્હા સુધી જે વિસ્તીર્ણ પ્રદેશ છે તે તેઓએ કબજે કર્યો. તે ઠેકાણે તેઓની સ્થિતિ સુધરવા લાગી. સ્વદેશમાં છતાં અરબોને ઘેટાં ચારીને ઉદર નિર્વાહ કરવો પડતો; પણ તેઓએ કબજે કરી લીધેલા પ્રાંતના તેઓ ધણી થયા. તેઓએ મોટમોટા નગરો વસાવ્યાં. શાળાઓ અને પુસ્તકાલયો સ્થાપન કર્યાં. તેઓએ અરબી ભાષાનો પ્રસાર સમરકંદથી આફ્રિકાના મધ્ય પ્રદેશ સૂધી કર્યો. એ ભાષા† ઘણી ખરી રીતે પ્રૌઢ દશામાં આવેલી છે. તેઓએ ચરક અને શુશ્રુત–આ વૈદ્યક ગ્રંથોનું સંસ્કૃતમાંથી અરબી ભાષામાં ભાષાંતર કર્યું. કાલિફ અબદુલ રહમાને કાર્ડોવ્હા મધ્યે વનસ્પતિ સંગ્રહ સારૂ અરબોએ જ્યોતિષ શાસ્ત્રનો અભ્યાસ કરી તેનો પ્રસાર કર્યો. તેઓએ આર્યભટ્ટના બીજગણિતનું‡ ભાષાંતર કરી તેનો અભ્યાસ કર્યો અને સ્પેનમાં તેનો પ્રસાર કર્યો. અરબોને જે જ્યોતિષ શાસ્ત્ર આટલું પ્રિય§ લાગ્યું તેપણ આર્ય લોકોના સહવાસથીજ લાગ્યું હશે; અને આ શાસ્ત્રમાં પ્રવીણ થવાને તેઓને સ્વદેશ.

* પિંકર્ટનકૃત આર્વાચીન ભૂગોલ પૃષ્ટ ૪૮૫

† અરબી ભાષામાં શબ્દ સંગ્રહ એવો થએલો છે કે, મધ એ અર્થના ૮૦; સાપ એ અર્થના ૨૦૦; સિંહ અર્થના ૫૦૦; અને ઉંટ તથા તલવારના અર્થના ૧૦૦૦ શબ્દો છે.

‡ અરબી ગણિત મહમદ બેનસેને ખલિફ અલમામની આજ્ઞાથી–સંક્ષીપ્ત રીતે બીજગણિતનું ભાષાંતર કર્યું.

§ કેટલાક લોકોનું એવું કહેવું છે કે; આર્ય લોકોમાં જે

માંના સ્વચ્છ આકાશવડે વિશેષ સાફ થયું હશે. આરબોએ સચિન્હ સંખ્યાપદ્ધતિ હિંદુઓ પાસે શીખી તેનો પ્રસાર બ-ગદાદથી કાર્ડોવ્હા સુધી કર્યો.

આ એકંદર હકીકત ઉપરથી મધ્ય એશિયાની સુધારણા થવાને સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે કેવી રીતે અડચણ આવી એ ધ્યાનમાં આવશે. પ્રાચીનકાળે ઈરાની લોકો, આસિરીયન લોકો, અને બાબેલીન લોકો એમની સુધારણા થઈ હતી તે અંશતઃ જમીનના ફળદ્રુપપણાને લીધે થઇ હતી. અને અંશતઃ આ લોકોએ પરદેશ ઉપર ચડાઇઓ કરી ધનસંગ્રહ કર્યો, તેથી

જ્યોતિષશાસ્ત્રનો ફેલાવો થયો તેનુ કારણ આરબો છે પણ એવું માનવાને સબળ કારણ દેખાતું નથી. છઠ્ઠા સૈકા સુધી આરબોની જંગલી હાલત હતી. આ પૂર્વે તેઓની સ્થિતિ સુધરેલી હતી, એ વિષે કોઈ ઠેકાણે પણ આધાર મળતો નથી. પણ આર્યભટ્ટ ઈ. સ. ૪૭૬માં જનમ્યો, જે મોટો જ્યોતિષી હતો. આ સમયે હિંદમાં જ્યોતિષ-શાસ્ત્રનો અભ્યાસ વિશેષ વધી પડેલો હતો એવું જણાય છે. વાસ્તે કાંઇ વિશેષ પ્રમાણ મળતાં સૂધી ઉપરની સમજૂત ભૂલ ભરેલી છે એવું માનવાને કાંઈ હરકત નથી. અરબસ્તાનમાં આકાશ સ્વચ્છ હોય છે, આટલીજ વાત ઉપરથી કેટલાકનો એવો મત થયો છે કે, હિંદુઓને આરબોવડે જ્યોતિષશાસ્ત્રના મૂલતત્વો જણાયાં. એ-કલું આકાશ સ્વચ્છ હોવાથીજ જ્યોતિષ સંબંધી સિધ્ધાંત નક્કી થાય છે એમ કહેવાશે નહી. અમેરિકામાં, કયૂમાના કોરો અને પેટામાંનું આકાશ, મિસર, અરબસ્તાન અને બુખારામાંનાં આકાશ બીજા દેશ કરતાં હમેશ સ્વચ્છ હોય છે પણ તે ઠેકાણે જ્યોતિષનું અજ્ઞાન હતું. પ્રસિધ્ધ અરબીગણિતશાસ્ત્રી અબદુલરહિમાન એ જ્યોતિષનો અભ્યાસ કરવા સારૂ હિંદુસ્થાનમાં આવ્યો હતો એમ જણાય છે. હવે આરબોએ એ શાસ્ત્રનો પ્રસાર કર્યો અને તેમાં તેઓ પ્રવિણ થયા એ વાત સાચી માનીએ, તોપણ આટલીજ વાત ઉપરથી હિંદુઓએ તે-મના પાસેથી આ શાસ્ત્રનું જ્ઞાન, મેળવ્યું એવું ઠરતું નથી.

તેઓને પોતાની હળવે હળવે સુધારણા કરતાં આવડી. ઇરાનમાં* સર્વત્ર જમીન ફળદ્રુપ નથી. કેટલેક ઠેકાણે ખારવાળાં† અરણ્યો છે અને કેટલેક ઠેકાણે પહાડી તથા ખડકવાળો મુલક છે. પણ પાકવાળી જમીનનો ગુજરાન જેટલો આધાર હોવાથી, પ્રાચીન કાળે સુધારણા કરવાને અડચણ પડી નહી. મધ્ય એશિયામાં એ પ્રાંત પાકવાળો હોવાથી આ ઠેકાણે સુધારણા થઇ તો ખરી; પણ તેજ કારણવડે વખતોવખત બીજા રાષ્ટ્રો તરફથી ચઢાઇઓ થઈ સુધારણા થવાને હરકત પહોંચતી ગઇ. જેમ વખતોવખત ઇરાનમાં રાજ્યક્રાંતિ‡ થતી ગઇ, તેવી બીજે થોડેજ ઠેકાણે થઇ

---

* ઈરાનમાં ઝાઝો વરસાદ વરસતો નથી. ઘિલન અને માંઝદેરન આ પ્રાંતો શિવાય બીજે ઠેકાણે વરસાદની હમેશ બૂમ ઉઠેછે તેથી પાણીની બહુ આપદા હોય છે.

† આ ઠેકાણે જે મોટું ખારવાળું અરણ્ય છે તેની પૂર્વ પશ્ચિમ લંબાઇ ૭૦૦ માઇલની છે અને દક્ષિણોત્તર પહોળાઈ ૨૫૦ માઈલ છે.

‡ ઈરાનમાં જે ઉથલપાથલ થઈ તે નીચે પ્રમાણેઃ—

(૧) સીથીયન લોકોની સ્વારી. આ સ્વારી ક્યારે થઈ તે ખાતરી પૂર્વક જણાતું નથી, તથાપિ તે ઈસવીસન પૂર્વે ૨૦૦૦ વરસના આસરામાં થએલી છે.

(૨) બાકટ્રીઆના રાજા ઝોરાસ્ટરનું ધણીપણું.

(૩) સાયરસ–ઈ૦સ૦ પૂ૦ ૫૫૭

(૪) સીકંદર બાદશાહે ઈ૦સ૦પૂ૦ ૩૨૮માં આ રાજ્ય પાયમાલ કરી નાંખ્યું.

(૫) પાર્થિયન રાજ્ય–ઈ૦સ૦પૂ૦ ૨૪૮.

(૬) આરટયાકુઝરસીસ–ઈ૦ સ૦ ૨૨૦.

(૭) મુસલમાનોની સ્વારી–ઇ૦સ૦ ૬૩૬.

(૮) બોનીયા વંશની સત્તા–ઈ. સ. ૯૩૪.

(૯) તેરમા ચૌદમા સૈકામાં તૈમુર જંઘીસખાનની ચઢાઈઓ. તૈમુરે ઈસ્પહાન શહેર ઇ. સ. ૧૩૮૭માં લીધું તે વખતે તેણે પો-

હશે. ગ્રીક, આરબ, મોંગલ, તાર્તાર અને અફ્ગાન લોકોએ આ દેશ ઉપર પૈસાના લોભથી સ્વારીઓ કરી એ દેશ ઉદ્દસ્ત કર્યો, તેથી આ ઠેકાણે જે થોડી ઘણી સુધારણા દેખાતી હતી; તેનો અંત આવી હમણાં એ દેશની ખરાબ હાલત થઇ ગયેલી છે. વચમાં શાહ અબ્બસની વખતે ફરી સુધારણા કાંઇક દેખાઇ હતી પણ હવે તે સુધાં નાશ પામેલી છે.

એશિયાખંડમાં સુધારણા પ્રાચીન કાળે થઇ તે સારા પાક વાળા પ્રદેશમાં થઇ. એ પ્રદેશ એશિયાની દક્ષિણ તરફનો છે; અને તેમાં મુખ્યત્વે કરીને હિંદુસ્થાનનો સમાવેશ થાય છે. હિંદુસ્થાનમાં કેવી રીતે સુધારણા થઇ તે કહેવું જરૂરનું છે, વાસ્તે તે સંબંધીનો વિચાર જુદાજ પ્રકરણમાં અમે કરીશું. જે પ્રમાણે એશિયાનો સ્થૂલ વિચાર કર્યો તેજ પ્રમાણે આફ્રિકાનો પણ વિચાર કરીશું.



---

તાના શીપાઈઓને તે લૂટવાની પરવાનગી આપી. અને ૭૦૦૦૦ લોકોને કત્તલ કર્યા.

(૧૦) સોફી વંશની સત્તા-૧૫૦૧.

(૧૧) શાહ અબ્બસનું રાજ્ય-ઈ. સ. ૧૫૮૬.

(૧૨) અફ્ગાનોની સ્વારી ઈ. સ. ૧૭૨૨.

(૧૩) નાદીરશાહની કારકીર્દિ.

આ પ્રમાણે અનેક વખતે રાજ્યાસનની ઉથલપાથલ થઈ, તેમાં અમે મુખ્ય મુખ્ય આપેલી છે. નાદીરશાહના મરણ પછી ઘણી વખતે ઉથલપાથલ થઈ.

## આફ્રિકા.

આફ્રિકા* ખંડનો વિસ્તાર જો કે બહોળો છે, તોપણ તેમાં લોકસંખ્યા† બહુજ થોડી છે. તત્વજ્ઞાનીઓની નજરમાં, તેમજ રાજકારસ્થાની પુરૂષોની નજરમાં, આ ખંડ બહુ મહત્વનો નથી; પણ કેટલીક વાતોપરથી પ્રાચીન કાળે આ ખંડ તરફ લોકોનું ધ્યાન ખેંચાએલું હતું. અને હાલમાં જે કેટલાક બનાવ બન્યા છે તેથી યૂરોપિયનોનું આ ખંડ તરફ વધારે ધ્યાન ખેંચાએલું છે. યૂરોપિયન પંડિતોનું કહેવું એવું છે કે, આફ્રિકા એ શાસ્ત્રોનું જન્મસ્થાન છે. મિસર દેશ અને કાર્થેજ, ગ્રીસ અને રોમ, હનીબાલ અને સિપીઓ—એ નામની મોહોટાઈ સાંભળીને સંતોષ પેદા થાય છે. પણ હાલમાં જે અજ્ઞાનાંધકાર ફેલાએલો છે તેથી દુઃખ થાય છે. આફ્રિકા ખંડમાંના પ્રદેશનો શોધ કરવા વિષે અને ત્યાં વસ્તી કરવા વિષે યૂરોપમાંના જુદા જુદા રાષ્ટ્રોનો પ્રયત્ન જારી છે. પણ ઘણાક ભાગની હજી માહિતી થએલી નથી, અને મધ્ય પ્રદેશ વિષે તો જાણે અંધારૂંજ છે, તથાપિ આ કારણને લીધે લોકોની ઇચ્છા

* આફ્રિકા એ નામ પ્યૂનિક ભાષામાંનો શબ્દ ફેરિકા એટલે અનાજનું ડુંડું આ ઉપરથી પડેલું હશે એવું કેટલાક લોકોનું કહેવું છે. પ્રાચીન કાળે જે દેશો માહિત હતા તેમની અને વિશેષ કરીને ભૂમધ્ય સમુદ્રના કીનારા ઉપરની ફળદ્રુપતાને ઉદ્દેશીને આ નામ પડેલું હશે. કેટલાએક કહે છે કે, હંફાકો એટલે બરફનો પ્રદેશ—જે તે કાળે ઘણો, ચઢતી અવસ્થામાં હતો તે ઉપરથી આ નામ પડેલું હશે. પણ હિબ્રુભાષામાંનો શબ્દ ફ્રેકા એટલે છૂટો પડેલો. આ શબ્દ ઉપરથી આ નામ પડેલું હશે એ સયુક્તિક દેખાય છે. કારણ, આફ્રિકાખંડ એ એશિયાથી જુદો પડેલો છે. અને હિબ્રુ ભાષામાંનો શબ્દ ફ્રેકા અને હાલનું નામ આફ્રિકાને કેટલેક દરજે બેસતાં આવે છે.

† આફ્રિકા ખંડની લંબાઈ આશરે ૫૦૦૦ માઈલ છે અને પહોળાઈ ૪૬૦૦ માઈલ છે. પણ લોકની સંખ્યા આશરે ૨૦ કરોડની છે.

બંધ ન થતાં ઉલટ વધતી જાય છે. પોતાની જન્મભૂમ કરતાં આ ઠેકાણે સૃષ્ટિનો દેખાવ ભિન્ન હોવાથી આ ખંડ વિષે સારી માહિતી મળવી જોઇએ એવું યૂરોપિયનોને લાગે છે. અહીંના લોકોને ગુલામ તરીકે વેચવાનો જે રીવાજ પડેલો હતો, તે બંધ કરવા વિષે કેટલાક સદ્‌ગૃહસ્થોના મનમાં આવવાથી આ ખંડ તરફ તેમનું ધ્યાન ખેંચાએલું છે. વેપારની જણુસોનો ખપ થવા સારૂ અને સ્વદેશી લોકોની સંખ્યા ઓછી થઈ તેમને રહેવાને જગ્યા મળવા સારૂ સગવડ થાય એ વાસ્તે યૂરોપિયનોનું વિશેષ લક્ષ લાગેલું છે. પ્રાચીન લોકોને મિસર દેશ અને ભૂમધ્ય સમુદ્રના કીનારા ઉપરનો પ્રદેશ એ શિવાય આફ્રિકામાંના બીજા પ્રદેશ વિષે બહુજ થોડી માહિતી હતી; કદાચ નહી હતી એમ કહીશું તોપણ ચાલશે. ધર્મનો પ્રસાર કરવા વિષે ઉત્કંઠા, અને નવા નવા શોધો કરીને વ્યાપાર કરવાની ઇચ્છા જાગૃત થતા સુધી યૂરોપની નિદ્રાવસ્થા કાયમ હતી, અને ઉપર કહેલા પ્રદેશો શિવાય આફ્રિકાના બીજા પ્રદેશ વિષે યૂરોપિયનોને માહિતી નહોતી. પ્રાચીન કાળમાં કંબાયસેસ*, શીકંદર† બાદશાહ, ટૉલેમી અને

* કંબાયસેસે પોતાની સેના મિસર દેશની દક્ષિણ તરફ તથા નૈઋત્ય તરફ મોકલી હતી. આ ફોજ મોકલવાનો હેતુ દેશ કબજે કરવાનો હતો, તોપણ આફ્રિકા ખંડમાં શું છે તેની માહિતી થશે એવો પણ તેનો હેતુ હતો. તેણે પોતાની ફોજની એક ટુકડી દક્ષિણ તરફના ઈથિઓપીયન લોકોપર મોકલી, અને બીજી લીબીયાના અરણ્યમાં અમોનિયન લોકો રહેતા હતા તેઓ ઉપર મોકલી. આ ફોજને ઘણી અડચણો ખમવી પડી. પેહેલી ટુકડીને જશ ન મળતાં તે થીબસમાં પાછી આવી. બીજી ટુકડીને આમન શહેર જડયું નહી; અને તે મિસર દેશમાં પાછી પણ આવી નહી, આ પ્રમાણે કંબાયસેસે કરેલી સ્વારીઓનું પરિણામ આવ્યું.

† શીકંદર બાદશાહ દેશ કબજે કરતો કરતો મેંફીસમ આવ્યા પછી તેને જ્યુપીટર આમનના મંદિરમાં જઇ દર્શન લેવાની અને

રોમન લોકો–એઓએ આફ્રિકામાં સ્વારીઓ કરી કેટલાક પ્રદેશોનો તપાસ કર્યો. પણ આફ્રિકા સંબંધીની માહિતીમાં કાંઇ ફેર પડયો નથી. રોમન* લોકોનું રાજ્ય નષ્ટ થયું અને જ્યારે મુસલમાન†

જ્યુપીટરનો પોતે પુત્ર છે એવું કહેવડાવવાની ઇચ્છા થઈ. જેઓએ આફ્રિકામાંના પ્રદેશનો શોધ કરવા પ્રયત્ન કર્યો હતો તેઓની શી દશા થઈ હતી એ વાત જુવાન શેહેનશાહને માલુમ નહતી, એમ નથી પણ એ નસીબવાન હોવાથી તેણે રસ્તામાંની અડચણોને ગણકારી નહી. દૈવજોગથી તેની સેનાને પાણી મળ્યું ને તેનો બચાવ થયો, ને તેની મનકામના પૂર્ણ થઈ.

* રોમન લોકોએ ભૂમધ્ય સમુદ્રના કીનારા ઉપરના પ્રદેશની ઔડેના જંગલપર બે વાર હુમલાઓ કર્યા. આ હુમલાથી જો કે વિશેષ ફાયદો થયો નહી તોપણ પહેલા અને બીજા સૈકામાં આફ્રિકા સંબંધી લોકોને વિશેષ માહિતી થઇ.

† જે વખતે આરબોએ આફ્રિકામાં પોતાનો પગ મૂકયો તે વખતે તેઓમાં વ્યાપારનો વધારો કરવા સારૂ, તથા દેશ કબજે કરી લેવા સારૂ, આસપાસના પ્રદેશની માહિતી મેળવવાની આવશ્યકતા હતી. બીજા લોકોને આફ્રિકામાં જે અડચણો આવી પડતી તે સંબંધી આરબોને કાંઇજ હરકતો પડતી નહી, કારણ તેમના દેશમાં પણ એજ અડચણો હોવાથી તેમાં તેઓને જાણે માવરોજ પડેલો હતો. આરબોએ ઊંટની મદતથી આફ્રિકાના વિસ્તીર્ણ જંગલમાંથી એક માર્ગ શોધી કાઢયો. ઉત્તરમાં બાર્કાની હદ સૂધી જઈ દક્ષિણે ફેઝાન આગેડીસની ઓલીસમાં ગયા. આ ઠેકાણે તેઓને કેટલોક ફળદ્રુપ પ્રદેશ માલૂમ પડયો. એવા હીમતવાન લોકોએ આફ્રિકામાં જઈને જે માહિતી એકઠી કરી તેવડે તથા વિશેષે કરીને તેઓએ આણેલું સોનું જોઇ, હજારો લોકો લોભથી આફ્રિકામાં જવા લાગ્યા; અને ૧૨માં સૈકાની પૂર્વે નાયજર નદીના કાંઠાના પ્રદેશમાં મુસલમાની રાજ્યની સ્થાપના થઈ. રાતા સમુદ્રથી તે નાયજર નદીના કાંઠાના પ્રદેશ સૂધી જે વિસ્તીર્ણ મૂલક છે, તે પૈકી ઘણા ખરા પ્રદેશનો તેઓએ શોધ કર્યો. આબિસીનીયા અને ન્યૂબીયામાં તેઓનો પ્રવેશ થયો નહી; કારણ તે ઠેકાણે ખ્રિસ્તીધર્મનો પ્રસાર થયો હતો; અને ખ્રિસ્તી લોકોએ મુસલમાન લોકો જોડે લડાઈઓ કરી તેમનો પ્રવેશ થતો અટકાવ્યો.

લોકોની ચઢતી કળા થવા લાગી, ત્યારે આફ્રિકા વિષે વધારે માહિતી મળવા લાગી. મુસલમાની ધર્મ અને રાજ્યરીતિ એ વડે જો કે આખર પરિણામો માઠાં થયાં, તોપણ પ્રથમ ઉપયોગ થયો એવું કહીએ તો ચાલશે. મુસલમાનોનો હેતુ ધર્મનો પ્રસાર કરવો અને દેશ કબજે કરી લેવો એ હોવાથી, સુધારણાના સંબંધમાં જેટલો ફાયદો થવો જરૂર હતો તેટલો થઇ શકયો નહી. પણ આખા યૂરોપખંડમાં ૧૦૦૦ વરસ સુધી જે અજ્ઞાન ફેલાએલું હતું તેનો નાશ થઇ સુધારણાના કીરણ ફરીથી ફેલાયાં, અને નવા નવા શોધો થઇ તે સંબંધમાં લોકોની પ્રવૃત્તિ વધારે થતી ગઇ. આ નવા શોધો કરવાનું કામ પ્રથમ પોર્ટુગીજ* લોકોએ હાથમાં લીધું. હાલના જમાનામાં જેવી રીતે તર⋅ જાણવાની

* પોર્ટુગાલનો રાજા પહેલો જાન, એણે બાર્બરીના પશ્ચિમ તરફના મૂલકની ખોળ કરવા સારૂ કેટલાંક વહાણ મોકલ્યાં હતાં. ઈ. સ. ૧૪૧૯ માં હેનરીએ (જૉનના પુત્રે) મદીરાબેટ શોધી કાઢયો. આ પછી આફ્રિકાનો શોધ કરવાના કામમાં એટલું તો મહત્વ આવેલું હતું કે, ધર્માધ્યક્ષે અને ચોથા યૂજીને, જન ભૂશીરથી તે હિંદુસ્તાન સૂધી પોર્ટુગીજ લોકોએ જે પ્રાંત કબજે કર્યા હતા તેની તેઓને સનદ આપી. ઈ. સ. ૧૪૪૬ માં પોર્ટુગીજ લોકોએ કેપવ્હર્ડ બેટની શોધ કરી. તેઓને સાહારાના કાંઠા તરફથી વહાણો હંકારતી વખતે ફકત રેતી અને આકાશ દેખાયાં. તેથી તે માર્ગે જવાની તેમની ઈચ્છા આગળ વધી નહી. પણ બ્લ્યાંકો ભૂશીરની પેલીમેર ગયા પછી તેમને ફળદ્રુપ જમીન દેખાઈ. અને જ્યારે તેઓને સેનિગાલ અને ગ્યાંબીઆના મુખ પાસેના પ્રદેશમાં સોનું તથા હાંથીદાંત જણાઈ આવ્યાં, ત્યારે આ ઠેકાણે આપણને રહેવું ફાવશે, એવું તેમને લાગ્યું. આ બે નદી વચ્ચેના પ્રદેશમાં જાલ્ફ લોકો રહેતા હતા. આ લોકો ઉપર જે રાજપુત્રો રાજ કરતા હતા તે પૈકી એકનો હક્ક કાઢી નાંખેલો હતો, તેણે પોર્ટુગીજો પાસે મદદ માગી. પણ પોર્ટુગીજ વહાણપરના કપ્તાન અને તે રાજપુત્રને કાંઈ કારણસર વેર પડયાથી તે કપ્તાને તેનો પ્રાણ લીધો.

ઈચ્છાથી અથવા પરોપકાર કરવાની બુદ્ધિથી મોટમોટાં કામો થાય છે, તેવી રીતે ૧૫માં સૈકામાં–લોભથી તથા ધર્મના ઝનુનથી તેવાં કામો થતાં હતાં. આફ્રિકાના પૂર્વ તરફના પ્રદેશમાં પેસ્ટર* જૉન એ નામનો કોઈ સિદ્ધ પુરૂષ રહેતો હતો, એવું પોર્ટુગીજોના સમજવામાં આવ્યા પછી તે પુરૂષનો શોધ કરવાનું તેમના મનમાં આવ્યું. અને તેઓએ પશ્ચિમ તરફથી પૂર્વ તરફ જવાનો પ્રારંભ કર્યો. કેટલાક સોનાની આશાથી જવા લાગ્યા. પોર્ટુગીજ લોકો પછી ફ્રેંચ અને ઇંગ્લીશ લોકોએ કેટલાક શોધ કર્યા. ઇંગ્લંડમાં આફ્રિકન આસોશિયેશન† નામની સભા સ્થાપન થઇ હતી. એ સભાએ પોતે ખરચ કરીને મોટ મોટા

* પોર્ટુગીજોએ પેસ્ટર જૉનનો શોધવા સારૂ જુદા જુદા રાજપુત્રો તરફ વકીલો મોકલ્યા હતા; પણ પેસ્ટર જૉન વિષે કાંઈ માહિતી મળી નહી. તથાપિ તેઓએ આફ્રિકામાં પ્રવેશ કરી ઘણીક તપાસ કરી લીધી. પણ એ માહિતીનો લાભ બીજા દેશોને મળે, તો ત્યાંના લોકો દોડી આવશે, એવું મનમાં આણી કેટલાક વખત સુધી તેઓએ તે બહાર પાડી નહી. તેઓએ સોનાના કીનારા ઉપર મિનાસ નામનો કિલ્લો બાંધ્યો અને ત્યાંથી તેઓ મધ્ય પ્રદેશમાં સ્વારીઓ કરતા હતા. પછી ઈ. સ. ૧૪૮૪માં તેઓએ કોંગો નદીની તપાસ કરી. ઈ. સ. ૧૪૯૩માં બાર્થલેમ્યુડાઈજે કેપ ઑફ ગુડ હોપનો શોધ કર્યો. વાસ્કોડીગામા કેપ ઓફ ગુડ હોપ થઈને ઝાંઝીબાર બેટ સુધી ગયો; અને ત્યાંથી તે હિંદુસ્થાનમાં ગયો.

† આફ્રિકન આસોશિએશન એ સભા ઈ. સ. ૧૭૮૮માં સ્થાપન થઈ. આ સભાએ પ્રથમ લેડયર્ડ, સ્યૂકસ, મેજરહટન, મંગોપાર્ક અને હાર્નિમન એઓને એક પછી એક મોકલ્યા હતા; અને સેનિગાંબીઆ અને નાયજર એ નદીઓનો શોધ કર્યો. આ લોકોને આફ્રિકામાં ઘણા કષ્ટ વેઠવાં પડયાં. કેટલાક તો જીવથીએ ખુવાર થયા. સ્યુકસને મોરોક્કો મધ્યે ત્રણ વર્ષ સુધી કેદખાનામાં દિવસ ગાળવા પડયા. રાજપુત્રને ભેટ ન મળવાથી મંગોપાર્કને નદીમાં ડુબાડ્યો. મંગોપાર્કે નાયજર નદીનો શોધ કર્યો છે.

હોશીયાર અને હીમતવાળા લોકોને મોકલી આફ્રિકાના મધ્ય પ્રદેશ વિષે માહિતી મેળવી ને તે પ્રસિદ્ધ કરી. આ જુદા જુદા લોકોવડે જે માહિતી પ્રસિદ્ધ થએલી છે તેપરથી જણાય છે કે, નીલ નદીના પાણીથી જે પ્રદેશ ફળદ્રુપ થએલો છે તે શિવાય, અથવા જે પ્રદેશમાં એક વખતે કાર્થેજ શહેર પ્રસિદ્ધીમાં આવેલું હતું, અને યુટિકા સારી હાલતમાં આવેલી હતી. તે પ્રદેશ શિવાય આફ્રિકાના કોઇપણ ભાગમાં સુધારણા થઇ નહી અથવા સુધારણા થવામાં એકે દેશની મદદ સુદ્ધાં મળી નહી. નિગ્રો અથવા કાફ્રરલોકો પૈકી એકે માણસની ચઢતી કળા થઇ શકી નહી. આ બહોળા પ્રદેશમાં એકે નવો શોધ થયો નહી. વધારે તો શું કહીએ? પણ એકે શાસ્ત્રમાં અથવા કળામાં સુદ્ધાં એકે માણસ પ્રવીણ થએલો જણાતો નથી. અજ્ઞાનની અને જંગલીપણાની જે સ્થિતિ હજારો વરસથી શરૂ હતી તેમાં જરા જેટલો ફેર પણ પડયો નથી. યુરોપ-ખંડમાં સુધારણાનું પગલું દહાડે દહાડે આગળ વધતું જાય છે અને તેની પડોશનો જે અફ્રિકાખંડ, તેમાં તો અજ્ઞાનાંધકાર છે એ જોઇ કેટલાક લોકોને તો આશ્ચર્ય લાગે છે. અને તેમનો એવો મત થયેલો છે કે આફ્રિકન લોકો મંદ બુદ્ધિના છે. પણ હાલમાં કેટલાક પ્રવાસીઓ તથા ખ્રિસ્તી ધર્મોપદેશકો આફ્રિકામાં પ્રવાસ કરી આવેલા છે, તેઓ કહે છે કે આફ્રિકન લોકોમાં હિમત અને ઉત્સાહ છે; તેઓ કાબેલ છે તથા તેમનામાં વ્યાપાર સંબંધીની કુશળતા છે; તેઓ રહેવા સારૂ ઝુંપડીઓ બાંધવા લાગ્યા છે; તે ગુજરાન સારૂ હળવે હળવે ખેતીનું કામ કરે છે. કેટલાક પ્રવાસીઓ ઝુલ્લુ, બેચુઅન અને મ્યાંડિંગો લોકોની બુદ્ધિ વિષે વખાણ કરે છે. આફ્રિકામાંના અસલી જાતમાંના લોકોને ઉંડા વિષયોમાં મન પરોવવાનું ગમતું નથી એ જો કે ખરૂં છે.

તોપણ તેમની સ્મરણ શક્તિ સારી છે એવું કહેવાય છે. હે જાત સીવાય કોઇપણ જાતમાં હજી લેખનકળાની શરૂઆત થયેલી નથી. આફ્રિકન લોકોમાં કેટલાક સાધુઓ અને ડાહ્યા પુરૂષો થઇ ગયેલા છે; પણ તેમના ચરિત્રો લખી રાખેલાં ન હોવાથી, તે વિષે આજે આપણને માહિતી મળતી નથી. નિગ્રો લોકો મંદ બુદ્ધિના છે એવો જે મત બંધાયલો છે, તે જે નિગ્રો ગુલામ થયેલા છે અથવા જે નિચ સ્થિતિમાં આવી ગએલા છે તેમની સ્થિતિ જોવાથી થયેલો હશે. કોઈપણ સુધરેલા દેશમાં જોઇશું તો ત્યાં પણ બધાજ લોકો સારા દેખાતા નથી. પણ જેટલા ખરાબ દેખાય છે, તેટલા ઉપરથીજ સારા લોકો વિષે સુધાં તેવોજ મત બાંધવો એ જેમ બરાબર ગણાય નહીં, તેજ પ્રમાણે નિગ્રોની હલકી જાત ઉપરથી બધા નિગ્રો વિષે પરીક્ષા કરવી બરાબર નથી. ખોંડ, ભિલ્લ, મહાર અને બાલપા લોકોપરથી હિંદુઓની સુધારણા માટે મત આપવો એ જેટલું અયોગ્ય છે; અથવા લંડન શેહેરમાંની ગટરમાં દારૂ પીને છાકટા થએલા મૂર્ખ લોકોપરથી ઇંગ્રેજ લોકો વિષે અભિપ્રાય આપવો એ જેટલું અયોગ્ય છે, તેટલુંજ નિગ્રો વિષે અથવા બીજા લોકો વિષે બેઉ બાજુનો તપાસ કર્યા વિના મત આપવો એ અયોગ્ય છે. અર્થાત્ અવિચાર ભરેલું છે. સુધારણામાં જે પ્રમાણે અંતઃકારણોથી ફેરફાર થાય છે તેજ પ્રમાણે બાહ્યકારણોથી થાય છે. બાહ્યકારણોનું જોર કાંઇ કમતી હોતું નથી, આફ્રિકામાં સુધારણા ન થવાનું કારણ એવું છે કે, આ ઠેકાણે સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોનું*

* જગત્માંના બીજા પ્રદેશો કરતાં આફ્રિકામાં પાણીની ઘણીજ અછત છે. આ ખંડનો ત્રણ ચતુર્થાંશ ભાગ ઉષ્ણકટીબંધમાં હોવાથી અહીંની હવા આરોગ્યકારક નથી. સાહારામાં સાયમૂમ, ગીનીમાં હાર્મેટન અને મિસરમાં પ્લેગ આ નામના પ્રસિધ્ધ પવન હમેશ વહે છે. સાહારા, ગિની અને સેનિગાંબિયા, આ પ્રદેશો તો ભૂતલની ઉપર અતિશય ઉષ્ણ પ્રદેશો છે. આફ્રિકામાંની ઉષ્ણતાનાં

વિશેષ જોર છે. અહીંના લોકોને આ નિયમોવડે જે કાર્યો થયાં, તેનું આલોકન કરતાં આવડયું નથી. આ ખંડની રચના, અને મધ્ય પ્રદેશમાં જવા આવવાની અડચણો એ ઘણે દરજ્જે આફ્રિકાની સુધારણામાં હરકતો લાવે છે. અર્થાત્ આફ્રિકામાં કહેવા જોગ સુધારણા થવા સારૂ એકે બાબતની સગવડતા નથી. અયનવૃત્તમાંનો પ્રદેશ અરણ્યથી ઘેરાયેલો હોવાથી, તે માણસના ઉપયોગમાં આવે એવો નથી. સમુદ્રવડે વેપાર કરવો એ સગવડતા ભરેલું હોય છે, એટલુંજ નહીં, પણ બીજા રાજ્યોમાં આવરજાવર થવાથી માણસની કલ્પના શક્તી પણ વૃદ્ધિ પામે છે. સમુદ્ર એ માલ લાવવા લેઈ જવાનું સાધન છે એટલુંજ નહીં, પણ સુધારણાનો પ્રવેશ એક દેશમાંથી બીજા દેશમાં થવા સારૂ તે સારૂં ને મોટું સાધન છે; પણ આફ્રિકાના પશ્ચિમ કાંઠાની લગોલગ પવન ઝપાટાબંધ વહેતો હોય છે, અને આટલાંટિક મહાસાગરમાંથી ગીનીના અખાત તરફ પણ બહુજ જોરભેર પવન વહે છે તેથી; અને તેજ પ્રમાણે આ ખંડની કુદરતી રચના આવા પ્રકારની છે તેથી, વહાણો કિનારા નજીક આવે એ ઘણું જોખમ ભરેલું કામ છે. આફ્રિકાના મધ્ય પ્રદેશમાં જે અડચણો છે તેને લીધે મધ્ય પ્રદેશમાં ઝાઝો આવરજાવર રહેતો નથી. સાઉડાન એ પ્રદેશ કેટલેક ઠેકાણે પાકવાળો છે. પણ ભૂમધ્ય સમુદ્ર અને સાઉડાનની દરમીઆન સહરા નામે વિસ્તીર્ણ વાલુકામય (રેતીવાળો) પ્રદેશ છે. આ અરણ્ય* વિષે વિચાર કરીએ તો આફ્રિકામાં સુધારણા

કારણો એવાં છે કે, આ ખંડનો અડધો ભાગ ભૂમધ્યવૃત્તની ઉત્તરે અને અડધો દક્ષિણે આવેલો છે. આ ખંડમાં ઊંચાણવાળા પ્રદેશો બહુજ થોડા છે. અહીં પાણીની બહુજ અછત છે.

* આ અરણ્ય, નીલ નદીથી સેનીગાલ નદી સુધી અને

પવાને કેટલી અડચણો છે તે જણાશે. આ અરણ્ય બહુજ મોટું છે તેથી સાહડાનની ખાકવાળી જમીનથી લોકોને જોઈએ તેવો ઉપયોગ

ટિંબકટુથી આટલાસ પર્વતના ઢાળ પડતા પ્રદેશ સુધી ફેલાએલું છે. આ અરણ્યની લંબાઈ ૨૦૦૦ માઈલ અને પહોળાઈ ૯૦૦ માઈલ છે. આ જંગલની દક્ષિણે તરફની બાજુસુધી કોઈપણ મુસાફરે પ્રવાસ કર્યો નથી. પ્રવાસી લોકોએ જે માર્ગ ખોળી કાઢેલા છે તે શિવાય બીજે રસ્તે કોઈ આ અરણ્યના મધ્ય ભાગમાં ગયા નથી. સાહારા એ સપાટ રેતીનું મેદાન હશે, એવી પ્રથમ લોકોની સમજણ હતી. પણ હાલ એવું જણાઈ આવેલું છે કે એમાં કેટલાક ઊંચાણવાળાં મેદાનો છે, કેટલેક ઠેકાણે પથ્થરવાળી જગ્યા છે અને કેટલેક ઠેકાણે ખાડાવાળો પ્રદેશ છે. પશ્ચિમ તરફના પ્રદેશમાં રેતી છે પવનથી રેતીના ૧ ફીટથી ચારસો ફીટ સુધી ઢગલા થતા જાય છે. ઉત્તર તરફના પ્રદેશમાં જે ખાડા છે, તેમાં આટલાસ પર્વત ઉપરથી વહી આવેલું પાણી એકઠું થઈને રહે છે.

ઉત્તર તરફના પ્રદેશમાં વચ્ચે વચ્ચે ઓસિસ (લીલોતરીવાળી જમીન) દેખાય છે. ઓસિસ શિવાય બીજે ઠેકાણે વનસ્પતી દેખાતી નથી. મુસાફરને રસ્તામાં જાનવરો, પક્ષી અથવા કીટક દેખાતા નથી. ઉપર જોઈએ તો સ્વચ્છ આકાશ અને ચળકતાં સૂર્ય કિરણો અને નીચે રેતી, ઉઘાડા પડેલા ખડક અને મેદાનો. એવા ઘોર અરણ્યમાં જો દુર્દૈવથી, પાસેની પાણીની કોથળી ફૂટી જાય તો, આપણું તો હવે મોતજ આવી પહોંચ્યું એવું મુસાફરને લાગે છે. ઉનાળામાં સૂરજનાં કીરણો લંબરૂપે પડે છે. આવા સમયે આ અરણ્યમાં દેવતાની જાણે ભઠ્ઠીજ સળગાવી મૂકી હોય એવું લાગવા માંડે છે. આટલાજ કષ્ટ પ્રવાસીને પડે છે એવું સમજવું નહી, જે પ્રમાણે પવનવડે સમુદ્રનું પાણી ચોતરફથી ઉછળવા માંડે છે તે પ્રમાણે આ અરણ્યમાં રેતી ઊડવા માંડે છે. રેતીની રજકણો પવનવડે ઉપર જાય છે અને પછી તે ભાંગી જાય છે અને અને ફરીથી તે એકત્ર થાય છે. એ પછી ઘણું કરીને તોફાન થાય છે. તોફાન શરૂ થયા પછી ઊંટથી એક ડગલું પણ આગળ મુકાતું નથી. અરબ પ્રવાસીઓ પાણીની કોથળીઓ એકપર એક મુકી છાંડે છે. અને કાંબળીઓ વીંટી લેઇ જે માલ વેપાર સારૂ આણેલો હોય તેને અડીને બેસે છે.

થતો નથી, અને યુરોપમાંના વેપારીઓને પણ આ ઠેકાણે જતાં અડચણો પડે છે. એક ઠેકાણે ઉજડ રેતીવાળો પ્રદેશ, તો બીજે ઠેકાણે પાણીવડે કાદવકીચડ થઇ ગએલી જમીન; એક ઠેકાણે પર્વતોની હાર, તો બીજે ઠેકાણે ઊંડાં કોતરો એવી સ્થિતિ હોય છે. પવન ગરમ વહે છે તેથી માણસોને ઉકળાટ તો જાણે ત્રાસ પોકરાવે છે. આ અને એવાજ પ્રકારનાં જે બીજાં કારણો છે, તેથી આફ્રિકાની સુધારણામાં ઘણીજ ખામી આવેલી છે; અને ઘણું કરીને આજ કારણોથી આફ્રિકન લોકોના નસીબમાં દાસપણું આવેલું છે. જો આપણે

---

આ તોફાન (સાયમુમ) લાંબા વખત સુધી રહે છે, ને તેથી જેટલો ત્રાસ ખમવો પડે છે તેવો બીજો કશાથી ખમવો પડતો નથી. સાયમુમવડે હોઠ ફૂટી નીકળી લોહી વહે છે, મોમાં કાચકી બાઝે છે, શરીરમાં ઉકળાટ થાય છે, શરીર તતડે છે, અને ફાટમાં રેતી ઊડીને પેસે છે. આવા કષ્ટથી માણસ મરી જાય છે. આવી રીતે મરી ગએલા માણસો ઘણા જોવામાં આવે છે. કોઈ પ્રવાસી આ જંગલમાંથી જાય તો તે મડદાં ઉપર મટોડી નાંખે છે; પણ પવનવડે તે માટી ઉડી જઈ ફરીથી મડદાં ઊઘાડાં પડે છે. કેટલાક દિવસો પછી ફક્ત હાડકાનું પીંજરૂ કાયમ રહે છે. સાહારા એ જગતમાંના મોટાં અને પ્રસિદ્ધ મેદાનમાંનું એક મોટું મેદાન છે. એમાંથી પ્રવાસ કરતી વખતે ઊંટનો સારી રીતે ઉપયોગ થાય છે, એવું અમે ઉપર કહ્યું છે. પરંતુ ઈ. સ. ૧૮૦૫ માં ટિંબકટુથી ટાફીલબ તરફ જવા સારૂ મુસાફરોની ટોળી નીકળી હતી, તેમાંના પાણી ન મળવાથી ૨૦૦૦ માણસો અને ૧૮૦૦ ઊંટ મરણ પામ્યાં એવાં આ ઠેકાણે દુઃખ વેઠવાં પડે છે.

આ જંગલમાં જે લોકો રહે છે તેમનો ઘેર બેઠાં ગુજરો થતો નથી. કારણ આ ઉજડ પ્રદેશમાં કાંઈજ પાકતું નથી. લોકોને ગુજરાન સારૂ આમ તેમ ભટકવું પડે છે. આ જંગલમાં ફરનારી જાતોમાં ટયુઆરેગ અને ટિબુ એ છે. તેઓ પોતાની જોડે ઊંટ અને બકરીઓ લેઇ ઘાસની ખોળ કરવા સારૂ હમેશ રખડતા ફરે છે. રખડતા ફરવાનો એ ક્રમ હમેશ ચાલુ હોય છે.

આફ્રિકાના કોઇપણ પ્રદેશ વિષે વિચાર કરીએ તો તે ઠેકાણે અજ્ઞાન અને દરિદ્રિપણું એ બેઉ છેજ, એવું જણાઇ આવે છે. પ્રાચીનકાળે મિસરમાં અને ઉત્તર તરફના વિભાગમાં માત્ર સુધારણા થઇ હતી. આફ્રિકામાં સૃષ્ટપદાર્થ સંબંધી નિયમોનું વધારે જોર હોય છે, તેથી લોકોની ઘણીજ કંગાલ સ્થિતિ થઇ ગએલી છે. સૃષ્ટીનું ઉગ્ર સ્વરૂપ, હવાનું કડકપણું, અને બીજી હરકતો વગેરે વડે ધનનો સંઘરો કરીને સુધારણા કરતાં લોકોને આવડી નહીં. તેઓને આ અડચણોનો અટકાવ કરતાં ન આવડયાથી યૂરોપખંડમાંનાં લોકોનું તેમના ઉપર ઉ-પરીપણું થતું જાય છે, અને જે પ્રમાણે અમેરિકાની સ્થિતિ થઇ ગઇ અને એશિયાની થતી જાય છે, તેજ પ્રમાણે આફ્રિકાની સ્થિતિ થશે. યૂરોપિયનોનું* પગલું આ ઠેકાણે સજડ થતું જાય છે. અને એક વખતે તે પૂર્ણ રીતે ચોંટી જાય એટલે ફરી બહાર નીકળવું મુશ્કેલ થઇ પડશે.

મિસર દેશમાં કયા કારણથી સુધારણા થઇ એ વિષે સ-વિસ્તર વિચાર જુદા ભાગમાં કરીશું.

---

* આફ્રિકામાં રહી વેપાર વધારવા વિષે ઈટાલિયન, ઈંગ્લિશ અને જર્મન લોકોનો પ્રયત્ન ચાલુ છે.

ઇટાલીયન લોકોએ શોઆમાં એક ફોજ મોકલેલી છે. બીજી સોમલી બંદરમાં ઝેલા માર્ગથી જાય છે. શોઆનો રાજા મેનિલેક ઝેલામાં આવવાનો છે. એ સ્વારીનો એવો હેતુ છે કે ઈટાલિમાં જે માલ પેદા થાય છે તેનો ખપ મધ્ય પ્રદેશમાં રહેઠાણ થવાથી થશે. શિવાય શોઆમાં જે જણસો થાય છે તે બીજા દેશમાં ખપાવવી. શોઆમાંથી જે જણસો બીજે દેશ મોકલવાની તેઃ-કાફી, કપાસ, દરાખ, સોનાની રેતી, હાંથીદાંત વગેરે છે. ઈટાલી દેશમાં જે લોકની સંખ્યા વધતી જાય છે તેને પણ કોઈ ઠેકાણે આશ્રય મળે એ કારણ સારૂ વસ્તી કરવાનું કામ જારી છે. ઝેલામાં પોતાનો એળચી રાખ-વાનો ઈટાલીયન લોકોનો વિચાર છે. પણ એમ કરવાથી અંગ્રેજ

# અમેરિકા.*

જે પ્રમાણે એશિયાખંડની જુનાપણાવિષે, અને યુરોપ-ખંડની માનસિક મોહોટાઇ વિષે પ્રખ્યાતિ છે તે પ્રમાણે મોટ

---

લોકોને ખોટું લાગશે. તેથી તેઓ આગળ ધસતા નથી. મધ્ય પ્રદેશમાં વ્યાપાર કરવા સારૂ ઇટાલીયન ધર્મોપદેશક મિસાઈને મેનિલેકે પરવાનગી આપેલી છે.

ઇટાલીયનોની આ હિલચાલ જોઈ અને સ્કૉટલાંડમાં સર માયેક-લ હિકસબીચે જે ભાષણ કર્યું હતું તે ઉપરથી જર્મન લોકોના મનમાં વ્યાપાર કરવાનો વિચાર આવેલો છે. હિંદુસ્થાનના વેપારમાં જે નુકસાન થશે તે પૂર્ણ મળવા વિષે જેવા માંચેસ્ટરના લોકોના પ્રયત્ન ચાલુ છે, તે પ્રમાણે જર્મન લોકોનો એ પ્રયત્ન ચાલુ છે. કારણ, દક્ષિણ અમેરિકામાં યુનાઇટેડ સ્ટેટસ્ દેશમાંના લોકોનો વેપાર શરૂ થવાને લીધે જર્મન લોકોને નુકસાન થાય છે. જર્મન સરકારે આફ્રિકામાં સ્વારીઓ કરવા સારૂ ૭૦,૦૦૦ માર્કસની રકમ બજેટમાં મંજુર કરેલી છે.

* ઈ. સ. ૧૪૯૨ માં કોલંબસે અમેરિકાનો શોધ કર્યા પછી ઓજેડો નામનો જે ગૃહસ્થ કોલંબસ સાથે પ્રથમ હતો, તેણે ૧૪૯૯ માં ફરી સફર કરી. ઓજેડો સાથે આ વખતે અમેરિગો વેસ્પુસીયસ એ નામનો ગૃહસ્થ હતો તે મુખ્ય વહાણવટીનું કામ કરતો હતો. તે ફ્લારેન્સનો રહીશ હતો. તેણે યૂરોપમાં પાછા આવ્યા પછી તેને જે માહિતી મળી આવી હતી તે પ્રસિદ્ધ કરી, અને અમેરિકાખંડ પોતે શોધી કાઢેલો છે એવું તેણે જાહેર કર્યું છે. અમેરિગોએ જે માહિતી પ્રસિદ્ધ કરી તે પશ્ચિમ ગોળાર્ધ વિષેની અને પેહેલવહેલીજ હોવાથી તેનો સત્વર ફેલાવો થયો. લોકો ઘણી હોંશથી તે વાંચવા લાગ્યા. અને જે દેશનો શોધ અમેરિગોએ કર્યો છે, એવી તેમની સમજ હતી તેને તેઓએ અમેરિકા એવું નામ આપ્યું. એવી અમેરિકા શબ્દની ચમત્કારીક વ્યુત્પત્તિ છે. ખરૂં જોતાં અમેરિગોએ કશું વધારે કર્યું નથી. જુલીયસ સીઝર, અને નેપોલીયન જેવા યોધ્ધાઓને જે માન મળ્યું નથી તે અમેરિગોને સહેજ મળી ગયું.

મોટી નદીઓ અને સરોવરો, ઉંચા મોટા પર્વતો, ભવ્ય અને ભયંકર દેખાવ વિષે અમેરિકાની પ્રખ્યાતિ છે. બીજા ખંડના પ્રમાણમાં સરખાવતાં અમેરિકાખંડનો વિસ્તાર* બહુ છે. પણ અહીં લોકસંખ્યા બહુજ થોડી છે. આ ખંડમાં યૂરોપિયનોની વસ્તી થતાં પૂર્વે આ ખંડ નિર્જન જંગલના જેવો હતો. હિંદુસ્તાન દેશ સુવર્ણભૂમિ છે, એવો પંદરમા સૈકામાં યૂરોપીયન લોકોને વિચાર આવ્યો ને તે તાબે કરી લેવાની તેમની ઇચ્છા થઈ. હિંદુસ્તાનનો માર્ગ પશ્ચિમદિશા તરફ છે, એવું તેમને લાગવાથી, વહાણવટીઓ, અને બીજા સાહસીક માણસો સુવર્ણની આશાથી પશ્ચિમ તરફ ઘણે દૂર સૂધી વહાણો હંકારવા લાગ્યા. પણ તેમને હિંદુસ્તાન દેશ ન જડતાં જે ખંડનો પૂર્વે શોધ લાગ્યો નહોતો તેનો શોધ થઇ ગયો. પંદરમા સૈકાના અંતમાં અથવા સોળમા સૈકાના પ્રારંભમાં યૂરોપમાંના હજારો લોકો કોઇ સરકારના ત્રાસવડે, કોઇ ધર્મનો છળભેદ નહીં થાય માટે, કોઇ લોભથી, અને કોઇ હોંશિલા થઈને ત્યાં ગયા. અમેરિકામાં સોનું જડે છે, એવું સમજાયા પછી સ્પાયાનિશ, પોર્ટુગીજ, ઇંગ્લીશ અને ફ્રેંચ એઓ, એક પછી એક અમેરિકા ઉપર ધસી પડયા. આથી નવી† નવી

---

વિશેષ શ્રમ ન કરતાં લોકોની આંખમાં ધૂળ નાંખી માન મેળવનારા બીજા વધારે લોકો જગતમાં જણાઈ આવશે.

* અમેરિકાની લંબાઇ આસરે ૧૦,૦૦૦ માઈલ અને પહોળાઈ ૩,૨૦૦ માઈલ છે. પણ યૂરોપિયનો અહીં રહેવા આવતાં પૂર્વે અહીંની લોકવસ્તી એક કરોડપણ હતી નહીં.

† કોલંબસે અમેરિકાનો શોધ કર્યો તે પૂર્વે નાર્વેજીઅન લોકો અમેરિકામાં ગયા હતા એવું હવે સર્વેના અનુમતથી ઠરેલું છે. અમેરિકામાંના પ્રદેશનો શોધ નીચે પ્રમાણે થતો ગયો.

ઈ. સ. ૯૮૨ માં નાર્વેજીઅન લોકોએ ગ્રીનલાંડ બેટ શોધી કાઢી ત્યાં ઠેકાણે વસ્તી કરી.

શોધો કરવાનું કામ ઝપાટા બંધ શરૂ થયું. હિંદુસ્તાન તરફ જવાને પશ્ચિમ તરફ માર્ગ જડશે, એવી આશાથી ખોળ કરતાં પ્રથમ

ઈ. સ. ૧૦૦૩ માં નાર્વેજીઅન લોકોએ ન્યૂફાઊંડ લૅંડ બેટનો પ્રદેશ વિહનલૅંડનો શોધ કરી તે ઠેકાણે વસ્તી કરી.

ઈ. સ. ૧૪૯૨ તા૦ ૪ આગસ્ટે કોલંબસ સ્પેનદેશથી નીકળ્યો તે તા૦ ૧૨ મી અકટોબરને રોજ બહામા બેટ પૈકી સાન સાલ્વાદોરમાં જઈ પહોંચ્યો.

ઇ. સ. ૧૪૯૩ માં કોલંબસે બીજી સફર કરી તેમાં તેને કેરીબી બેટો જણાઈ આવ્યા. તેણે સેંન્ટ ડાંમીંગો એ નામનું શેહેર વસાવ્યું.

ઈસવી સન ૧૪૯૮ માં અને ૧૫૦૨ માં કોલંબસે ત્રીજી ને ચોથી સફર કરી આ વખતે તેણે ત્રીણીદાદ અને ગોનાવેલો એમનો શોધ કર્યો.

ઇ. સ. ૧૪૯૯ માં બીજી સફર વખતે કોલંબસ સાથે ઓજેડો નામનો જે કામગાર હતો, તે પોતાની જોડે ચાર વહાણો અને કેટલાક હીમતવાળા લોકો લઈને અમેરિકામાં ગયો.

ઈસવી સન ૧૫૦૦ માં વાસ્કો ડી ગામા હિંદુસ્તાનની શોધ થયાની અને ત્યાંની સંપત્તિની ખબર લઈ, લીસબન શેહેરમાં પાછો આવ્યો; ત્યારે હિંદુસ્તાન દેશ પોતાને કબજે કરી લેવો એવું પોર્ટુગીજ સરકારના મનમાં આવ્યું. આ કામ સારૂં તેઓએ એક મનવાર તૈયાર કરાવી તે ઉપર ડૉન પેડ્રો કેબ્રાલને મુખ્ય નીમ્યો. આફ્રિકાના કાંઠાથી વહાણો હંકારતાં સામેની દિશાના પવન વડે વહાણો ઠીક ચાલતાં નહી એ વાત કેબ્રાલને માહિત હતી, તેથી તેણે પોતાના વહાણો કાંઠે કાંઠે ન હંકારતાં જરા જમણી બાજુથી હંકાર્યાં પણ આથી તેને હિંદુસ્તાન ન જડતાં, તે બ્રાજિલના અગ્નિ ખુણામાં આવી પહોંચ્યો.

ઈ. સ. ૧૪૯૭માં નવી જમીનનો શોધ કરી તે ખાલસા કરી નાંખવા સારૂ ઈંગ્લાંડના રાજા સોલમા હેનરીએ જાન કેબોટ (વેહેનિશ્યન) આ નામના માણસને સનદ આપી. કયાબટને એક મોટા બેટ જણાઈ આવ્યો, તેને તેણે પ્રાયમાવિસ્ટા એ નામ આપ્યું. પણ વહાણવટીઓએ આ બેટને ન્યુફૌંડલૅંડ એ નામ

અમેરિકા વિષે ધણાક શોધો થયા. આખરે પશ્ચિમ તરફ અમેરિકાનો માર્ગ જડયો નહીં. માટે લોકો તે માર્ગ ખોળવા સારૂ ઉત્તર દિશાએ જવા લાગ્યા. જો કે હિંદનો પતો લાગ્યો નહીં; તોપણ અમેરિકાના ધણાખરા ભાગનો શોધ થઇ ગયો. અમેરિકામાંના લોકોના અંગ ઉપર સોનું અને રૂપું જોઇ સ્પાનિશ લોકોનો લોભ જાગૃત થયો. તેઓએ આ સોનું કયાં જડે છે, તેનો ખોળ કરવાની શરૂઆત કરી. સોનાના કારણથી અશલી જાતોને કેટલાં દુઃખ વેઠવાં પડયાં તે અહીં કહેવાનું કારણ નથી. સોનાને લીધે તે લોકોએ સ્વતંત્રતા ખોઇ નાંખી અને તેઓ માર્યા ગયા, એટલું કહીએ એટલે બસ છે. સ્પાનીશ લોકોએ સોનાની ખોળ કરવા સારૂ લોકોને મોકલ્યા. અને કાર્ટિઝ* અને પિઝારો એઓએ મેક્સિકો અને પેરૂ આ બે રા-

---

આપ્યું, અને હાલમાં એજ નામ ચાલે છે. આ પછી સર હંફ્રે ગીલબર્ટ, રાલે, જાન ડેવિસ હડસન, બાફિન, કુક, હર્ન અને મ્યાકિંઝી એવોએ જુદા જુદા પ્રદેશોનો તપાસ કર્યો.

ઈ. સ. ૧૫૩૪માં ફ્રાન્સ દેશનો રાજા પેહેલા ફ્રાન્સિસે જાક્વીસ કાર્ટીઅરને અમેરિકામાં મોકલ્યો. તેણે સેન્ટ લોરન્સ નદીનો અને સેન્ટ લારેન્સ અખાતનો શોધ કર્યો. તેને આ બેઉ સેન્ટ લારેન્સના તહેવારને દિવસે જડયાં, માટે તેણે લોરેન્સ સાધુનું નામ તેને આપ્યું. ફ્રેંચ લોકોએ ઈ. સ. ૧૬૦૮ સુધી અમેરિકામાં મહત્વનું કાંઈજ કામ કર્યું નથી. પણ ઈ. સ. ૧૬૦૮માં ડીપી મધ્યેનો એક વેપારી ચાંપલેને સેન્ટ લોરન્સ અને સેન્ટ ચાર્લસ આ નદીઓની વચ્ચેના પ્રદેશમાં વસ્તી કરી અને કવીબેક શહેર વસાવ્યું.

* ધર્માધ્યક્ષ એ આખા જગતમાંના પ્રદેશોનો સ્વામી; તેને અમે તે અધિકાર આપવાનો અધિકાર છે. અને ધર્માધ્યક્ષ જે પ્રાંત આપે તેમાં સત્તા ચલાવવાના કામમાં કોઇ અટકાવ કરે તો, તેને શિક્ષા કરવાનો પોતાનો અધિકાર છે, એવી સમજણથી સ્પાનીસ લોકોએ ઈ. સ. ૧૫૧૯માં કાર્ટિઝ અને પિઝારો એઓને દેશ કબજે

જ્યો અનુક્રમે કબજે કરી લીધાં. પ્રથમ અમેરિકામાંના ઘણા ખરા પ્રાંતમાં પોર્ટુગીજ અને સ્પાનિશ લોકોનું ધણીપણું હતું; પછી અંગ્રેજ અને ફ્રેંચો તેમાં ભાગીયા થયા. પણ જે લોકોએ હળવે હળવે રહેઠાણ કર્યું, તેઓએ સ્વદેશ સાથેનો પોતાનો સંબંધ તોડી નાંખ્યો અને તેઓ સ્વતંત્ર થઇ ગયા છે. તેઓએ અમેરિકાની અસલી જાતોને જડમૂળથી ઉખેડી નાંખી સર્વ પ્રદેશ પોતાના કબજામાં લઇ લીધો છે. આ રાષ્ટ્રોએ જુદે જુદે વખતે પોતાને ખરચે લોકોને મોકલી મધ્ય પ્રદેશ વિષે, ત્યાંના લોકો વિષે અને નદીઓના સંગમ વિષે માહિતી મેળવી છે. યુનાઇટેડ સ્ટેટસ સરકારે મેજર પાઇક*, કપતાન લુઇ† અને કલાર્ક એઓને મિસીસિપી અને મિસાવરી એ નદીઓના સંગમ વિષે માહિતી મેળવવા સારૂ મોકલ્યા હતા. સ્પાનિશ સરકારે દક્ષિણ અમેરિકાના મધ્ય પ્રદેશ સંબંધી માહિતી એકત્ર કરી. આ માહિતી રાજ્ય વ્યવસ્થામાં ઉપયોગમાં આવે એવી હતી, પણ તે પ્રસિદ્ધ થઇ નહી. 'જે લોકોને શાસ્ત્રીય જ્ઞાનની અભિરૂચી હોતી નથી, તેઓના હાથમાં રાજસંબંધી અધિકાર હોવાથી જે માહિતી મળવી જરૂર હતી તે મળી શકી નહીં.' પરંતુ ડૉનડીઅર

કરી લેવા સારૂ મોકલ્યા હતા. કાર્ટીજે મેક્સિકો ઉપર સ્વારી કરી તે ઈ. સ. ૧૫૨૧માં પોતાને કબજે લઈ લીધો. પિઝારોએ ઈ. સ. ૧૫૩૦માં પીરૂ ઉપર સ્વારી કરી.

* મેજર પાઈક એ મિસાવરી અને મિસીસીપીનો જે ઠેકાણે સંગમ થાય છે ત્યાંથી તા૦ ૯ આગસ્ટ સને ૧૮૦૫ને રોજ નીકળ્યો અને મિસીસીપીનો તપાસ કરી ૯ મહિને પાછો આવ્યો.

† કપતાન લુઇ અને કલાર્ક એઓ સને ૧૮૦૪ના મે મહિનામાં મિસાવરી અને મિસિસીપી આ નદીઓના સંગમ આગળથી નીકળ્યા. મિસાવરી અને તેની મુખ્ય શાખાઓનો શોધ કરી તેઓ ૯૦૦૦ માઇલનો પ્રવાસ કરી પાછા આવ્યા.

વીકુળેના હાથમાં રાજકારભાર આવ્યા પછી સ્પાનિશની ટુંકી સમજણ, તેમનોજ દુરાગ્રહ અને તેમનામાંનો મત્સરભાવ એ હળવે હળવે નાશ પામી જે વાતોની માહિતી હોવી આવશ્યક છે, તે વિષેની માહિતી મેળવવાનો ઉદ્યોગ શરૂ થયો. બેરન વોન હમબોલ્ટને આ પ્રાંતમાં શોધ કરવાની સ્પાનીસ સરકારની પરવાનગી મળી. બેરન હમબોલ્ટે જે માહિતી મેળવી તે ઘણી ઉપયોગી હતી. હવામાં જે ફેરફાર થાય છે તે શાથી થાય છે, પાણીમાં હવાનું માન કેવું હોય છે, અને જમીન ઉપર કેવું હોય છે. વાતાવરણના પ્રમાણ ઉપરથી પાણીનું અથવા બીજા પ્રવાહી પદાર્થનું ગુરૂત્વ અથવા તેમનું જોર વગેરે શાથી સમજાય છે એ વિષે; સમુદ્રની ખારાસ, સમુદ્રમાંના પ્રાણી, ખનિજ દ્રવ્યો, વનસ્પતિ, અને સમુદ્રના પ્રવાહ એ વિષે; જમીનનું સ્વરૂપ, જમીન ઉપરની વનસ્પતિ, અને પર્વતોની દિશા એ જે પ્રમાણે હશે તે પ્રમાણે દેશનો દેખાવ કેવી રીતે બદલાય છે, જુદા જુદા દેશોમાં જુદા જુદા અક્ષાંશ ઉપર સૃષ્ટપદાર્થ સંબંધી નિયોમોની અનુકૂળતા પ્રમાણે અથવા પ્રતિકૂળતા પ્રમાણે કેવો ફેરફાર થાય છે; એ અને એજ પ્રકારની બીજી વાતો વિષે, હમબોલ્ટે માહિતી મેળવી તે પ્રસિદ્ધ કરી દીધી. જે વાતો વિષે ફકત શાસ્ત્રી લોકો વિચાર કરતા, તે વાતો વિષે માહિતી વાંચી, બીજા લોકોને પણ તે પ્રીય થવા માંડી. સવાનિરા, પોર્ટુગીજ, ફ્રેંચ, ઇંગ્લીશ એ લોકોના ઉદ્યોગવડે આજે જે અમેરિકા વિષે આપણને માહિતી મળેલી છે તે ઉપરથી જણાય છે કે, યૂરોપિયન લોકો અમેરિકામાં જતાં પૂર્વે, મેક્ષિકો અને પીરૂ આ બે દેશમાં કાંઇક સુધારણા હતી. બીજે ઠેકાણે જંગલી સ્થિતિ હતી. અમેરિકા ખંડ આટલો મોટો છતાં મેક્ષિકો અને પીરૂ એ બેજ

ઠેકાણે સુધારણા હતી તેનું શું કારણ હશે, એવી પ્રથમ શંકા થાય છે. પણ દેશની બાલ્યાવસ્થા છતાં સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોનું કેવું જોર હોય છે, અને તેનાવડે કેવાં કાર્ય થાય છે એ ધ્યાનમાં રાખીએ તો એ શંકાનું કેટલેક દરજ્જે નિરાકરણ થશે. અમે ઉપર કહી ગયા છીએ કે ધનના સંઘરા શિવાય સુધારણા થઇ શકતી નથી; અને ધનનો સંઘરો, સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોવડે થનારા કાર્યોની જેવી અનુકૂળતા અથવા પ્રતિકૂળતા હશે તે પ્રમાણે વત્તો અથવા ઓછો થવાનો છે. અમેરીકામાં પીરૂ અને મેક્ષિકો શિવાય સુધારણા ન થવાનું કારણ એવું છે કે—જે પ્રમાણે મેક્સિકો અને પીરૂમાં સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોની અનુકૂળતા ધનનો સંઘરો કરવા વિષે હતી, તે પ્રમાણે બીજે ઠેકાણે નહોતી. હવે એવી સ્થિતિ હતી કે નહીં તે જોવા વિષે પ્રથમ આપણે ઉત્તર અમેરિકા વિષે અને પછી દક્ષીણ અમેરિકા વિષે વિચાર કરીશું.

ઉત્તર અમેરિકાનો ઉત્તર તરફનો પ્રદેશ એ શીતકટીબંધમાં હોવાથી ત્યાં ટાઢ બહુ હોય છે. આ પ્રદેશ ઉજ્જડ છે. આ વિસ્તીર્ણ પ્રદેશમાં રશિયન અમેરિકા,* ગ્રેટ બેઅર સરોવરની

* રશીયન અમેરીકા બહુજ ઉજ્જડ છે, બેહરીંગ સામુદ્રધુનીમાં પ્રવેશ કરીએ કે તરતજ હવાના સંબંધમાં ફેરફાર થએલો જણાઈ આવે છે. આ સામુદ્રધુનિના કિનારા ઉપરના પ્રદેશમાં જ્વાળામુખી પર્વતોના ભડકા ચોતરફ ફેલાય છે તેથી, લોકોને ત્યાં રહેવાને અડચણ પડે છે. પણ સમુદ્રમાં વ્હેલ, વાલરસ સીલ વગેરે મોટી મોટી માછલી હોય છે તેથી અસલી લોકોને ગુજરાન કરવાનું ઠીક ફાવે છે. પણ ઉપજીવિકાનું સાધન એજ અસલી જાતોના નાશનું કારણ થયું છે. કારણ આ પ્રાણીઓ નહોત તો લોકોની સ્વતંત્રતા કાયમ રેહવા પામત. વ્હેલ, પાણીમાંનું રીછ, વાલરસ વગેરે પ્રાણીઓ આ ઠેકાણે નહોત તો માસ્કો શહેરમાંના ઊનના વેપા-

આજુબાજુનો પ્રદેશ, હડસન આખાતની અજુબાજુનો પ્રદેશ અને ગ્રીનલૅંડ* એ આવે છે. એમાં અનેક જાતના લોકો

---

રીઓને, સિતકા અથવા જકોન સુધી આવવાનો જવલ્લેજ સંભવ હતો. રશીયન લોકોના જુલમથી તેઓ જે દિવસથી છુટયા, તે દિવસથી તેમની સંખ્યા વધે છે. ઈ. સ. ૧૮૬૮ માં યુનાઈટેડ સ્ટેટ્સની સરકારે, રશિયન અમેરિકા રશિયન સરકાર પાસેથી વેચાણમાં લીધો. એ મૂલક ઉજ્જડ તો છે ખરો, પણ ત્યાં ઉનનું અને માછલાંનું ઉત્પન્ન સારી રીતે થાય છે.

આલાયાસ્કા એ રશીયન અમેરિકાનો એક ભાગ છે. એની રાજધાની સિતકા. આ ઠેકાણે પૂર્વે આઠસે લોકો હતા. અહીં હમણા ૩૦૦૦ લોકો થયા છે. આ પ્રાંત યુનાયટેડ સ્ટેટ્સની સરકાર પાસે જતાં પૂર્વે, પ્રત્યેક માણસ ૧૮ વરસનો થાય એટલે તેને ત્રણ વરસ સુધી ઊનના વેપારીઓની પાસે નોકરી કરવી પડતી. યુનાયટેડ સ્ટેટ્સની સરકારના અમલ નીચે આ પ્રદેશની દહાડે દહાડે સુધારણા થશે એવી આશા છે. સૃષ્ટ પદાર્થ નિયમ સંબંધી નિયમોનું જોર હોય છે ત્યારે મનની સ્થિતિ પલટાય છે કે નહી, એ, આ પ્રદેશમાંના લોકોના દાખલા ઉપરથી જણાઇ આવે છે. બિસપઇ-વ્હાન મિનિઆમિનોએ આ પ્રદેશમાં ૧૦ વરસ ગાળ્યાં. તેનો અભિપ્રાય એવો છે કે એ લોકો અરસપરસ સાથે કજીઓ ટંટો કરતા નથી, અને તેમનું શાંતપણું ઘણુંજ ચમત્કારીક છે. એઓ કોઈપણ વખતે અત્યાનંદ બતાવતા નથી. જો ઘણા દિવસ સૂધી એકાદ છોકરાને ખાવા મળે નહી અને પછી એને જો કોઈ રોટલાનો કડકો આપે તો તે મોટા ઉત્સાહથી અને આનંદથી લેવા સારૂ દોડી આવતો નથી.

* ઐસ્લૅંડમાં રહેનારા ગન્બજાર્ને, ઇ. સ. ૯૭૦માં ગ્રીનલૅંડ બેટનો પ્રથમ શોધ કર્યો. ગન્બજાર્નેની પછીથી ઈરિકરાંડોએ ઇ. સ. ૯૮૬માં ગ્રીનલૅંડ બેટમાં જઇ પહોંચ્યો. તે તેને ઐસ્લૅંડ કરતાં વધારે લીલો જણાયો. તેથી તેણે એને ગ્રીનલૅંડ એવું નામ આપ્યું. ઈરિકે જે માહિતી પ્રસિદ્ધ કરી તેને લીધે ઘણાક લોકોએ આ ઠેકાણે આવીને વસાહત કરી. નાર્વેનો પેહેલો રાજા ઓલફે આ ઠેકાણે એક ધર્માધ્યક્ષ મોકલાવીને વસાહત કરનારા લોકોને ખ્રિસ્તી ધર્મની

રહે છે. તે પૈકી આલ્યૂટ, એસ્કિમો, ક્રિપંડિયન, ટિન ઈંડીયન, ગ્રીન લૅંડર એ મુખ્ય છે. આ સર્વે લોકોની સ્થિતિ વિષે અહીં વિચાર

---

દીક્ષા આપી. ૧૬માં સૈકામાં ઇંગ્લાંડમાંથી ઘણાક લોકોને આ પ્રદેશનો શોધ કરવા સારૂ મોકલ્યા હતા, પણ તેમને યશ મળ્યો નથી. આખર ડેન્માર્ક દેશના રાજાના આશ્રયથી હન્સઈજીરીએ આ ઠેકાણે વસાહત કરી ઘણાક લોકોને ખ્રિસ્તી કર્યા હતા.

ગ્રીનલૅંડ બેટ એ બહુ વિસ્તારવાળો છે એના ઉત્તર તરફના પ્રદેશનો હજી શોધ થયો નથી. આ બેટની ઉત્તરથી દક્ષિણ સુધી એક પર્વતની હાર છે. એ ઉપર હમેશ બરફ રહે છે તેથી પૂર્વ અને પશ્ચિમની વચ્ચે આવજાવ રાખવામાં હરકતો આવે છે. ગ્રીનલૅંડ બેટ ખડકવાળો તથા ઉજ્જડ છે. આ બેટ ઉત્તર તરફ હોવાથી, હીમકટી અંધમાંની સખત ટાઢ તે ઠેકાણે હોય છે. આ ઠેકાણે વરસમાંના ઘણા દહાડા સૂધી જમીન બરફથી ઢંકાએલી રહેછે. ખીણોમાંથી બરફ પ્રસરેલું હોય છે તે ઉપર થઇને આવેલો પવન બહુજ સખત હોય છે. સમુદ્રની બાજુથી જે પવન વહે છે તેવડે ઉનાળામાં વરસાદ વરસે છે, અને બીજી વખતે બરફ વરસે છે. વસંતઋતુમાં અને વરસાદની મોસમમાં પવન બહુ જોરશેર વહે છે. જે વખતે વરસાદ વરસે છે તે વખતે મેઘગર્જના જવલ્લેજ થાય છે. વિજળીના ચમકારા કોઈ કોઈવારજ દેખાય છે. ગ્રીનલૅંડરો શીકાર કરી પોતાનું ગુજરાન ચલાવે છે. શીકારી પશુઓ રેંડીયર, ધોળું રીંછ, લોંકડી અને સસલાં છે. ગ્રીનલૅંડર લોકો દર વરસે ૧૦ થી ૧૨ હજાર સૂધી રેંડીયરને મારી નાંખે છે. તેઓ તેમનાં ચામડાંમાંથી અડધાં ચામડાં પોતાના ઉપયોગ સારૂ રહેવા દઈ, બાકીનાં પરદેશ ખાતે મોકલે છે. તેમનાં લૂગડાં રેંડીયરનાં અથવા ડાગ નામની માછલીના ચામડાં છે. તેમનો હમેશનો ઉદ્યોગ કહીએ તો શીકાર કરવો તથા માછલાં પકડવાં એ છે. ગુજરાન સારૂ જે કળાની જરૂર છે તેટલી કળાઓની માત્ર તેમને માહિતી છે. અર્થાત્ એવી જે ઠેકાણે સ્થિતિ છે ત્યાં સુધારણા થવી એ કેટલું અડચણ ભરેલું છે, એ કંઇ કહેવું પડે એમ નથી. આ લોકોની સ્થિતિ સુધારવા સારૂ ખ્રિસ્તી ધર્મગુરૂઓએ પુષ્કળ તજવીજો કરી, પણ તેમને તેમાં કહેવા જેવો જશ મળ્યો નથી.

કરવાનું કારણ નથી, આ ઠેકાણે અમે એસ્કિમો લોકો વિષે માત્ર હકીકત કહીએ છીએ. અમેરિકામાં યૂરોપિયનો આવતાં પૂર્વે, ઉત્તર તરફના પ્રદેશમાં સુધારણા કેવી હતી એ, એસ્કિમો લોકોની હકીકત વાંચવાથી ધ્યાનમાં આવશે.

એસ્કિમો લોક ગ્રીનલૉંડ અને લાબ્રાડોરથી આલ્યુશન પર્વતની હદ સુધી જે પ્રદેશ છે તેમાં રહે છે. આ લોકોનો મૂલક ઘણું કરીને ઉજ્જડ છે. આ ઠેકાણે જંગલી ઝાડ સુધાં પેદા થતાં નથી. અહીં ઉત્તર મહાસાગર તરફથી એક સરખો ઠંડો પવન વહે છે, તેથી લીલોતરી તથા એક જાતનું ઘાસજ માત્ર થાય છે. તે ઉપર ઘણા થોડા લોકોનોજ નિર્વાહ થાય છે. એસ્કિમો લોકનો ફક્ત જો જમીન ઉપરજ ગુજરાનનો આધાર હોય તો તેમની ઘણીજ નઠારી હાલત રહેત; પણ સમુદ્ર નજીક હોવાથી તેમાંની માછલી વગેરે ઉપર તેમને ગુજરાન ચલાવવાને ઠીક ફાવે છે. તેઓ સમુદ્રથી ઘણે દૂર રહેતા નથી. પૂર્વમાં ડેન્સ અને ઇંગ્લીશ અને પશ્ચિમે રશીયન લોકોનું સાંનિધ્ય છે; પણ તેમની રીતભાતમાં ફેર પડયો નથી. તેઓ કાચું માંસ ખાય છે. તેઓ ઇંડીયનોની પાછળ દોડી જ્યાં તેઓ મળે છે. ત્યાં તેમને મારી નાંખે છે. જ્યારે ઉનાળામાં હંસ અને બગલાં કાંઠા ઉપર આવે છે ત્યારે તેમને મારી નાખી તે ઉપરજ પોતાનું ગુજરાન ચલાવે છે. તેઓ વસંતઋતુમાં સીલ માછલીનો શીકાર કરી તે ઉપર પોતાનો ગુજારો કરે છે. તેઓ ગાડીને કુત્રા જોડીને પ્રવાસ કરે છે. આ લોકમાં કાયદા વગેરે નથી; તો પણ, એમનું વર્તન અસભ્ય નથી. એમનામાં જે વધારે ધૈર્યવાળા હોય છે તેમને વધારે માન મળે છે. જ્યાં સૂધી કુટુંબના પોષકને શીકાર કરવા સંબંધીનું જોર હોય છે ત્યાં સૂધી તેને માન મળે છે. તે પછી તે ઘરડાંઓની મંડળીમાં બેસે છે, કજીઆનો નિકાળ કરવો હોય

છે, ત્યારે બેઉ પક્ષકાર અરસ્પરસને પોતપોતાનો જય મેળવવા માટે આ ક્રમ બેમાંથી એકની હાર થતાં સૂધી ચાલેછે. બીજો પ્રકાર એવો છે કે બન્ને પક્ષકારોએ અરસ્પરસને ખૂબ ગાળો દીધા પછી અને નિંદા કર્યા પછી અંજીકોક* નિકાલ કરે છે. અંજીકોક જાદૂનું તથા વૈદકનું કામ કરે છે; તેથી તેઓને ઘણું માન મળે છે.

હેવ એક છે એ વિષે એસ્કિમો લોકોને કલ્પના પણ નથી. ભૂતો સુધ્ધાં દેવતાજ છે એવું તેઓ માને છે. અને ભૂતો જોડે અંજીકોક વાતચીત કરે છે એવી તેમની સમજ છે. ગ્રીનલૅંડમાંના ખ્રિસ્તી ધર્મોપદેશકોએ તેઓની ખોટી સમજણો દૂર કરીને તેમની સુધારણા થવા સારૂ અનેક પ્રયત્નો કર્યાં, પણ તેમાં તેઓને જશ પ્રાપ્ત થયો નથી. એસ્કિમો લોકો સારા સ્વભાવના છે, તોપણ ઘરડા અને અશકત લોકો જોડે તેઓ બહુજ ક્રૂરપણે વર્તે છે. પ્રવાસમાં તેઓને એકલા મૂકી તેઓ ચાલ્યા જાય છે. ઘરડાઓનો તથા અશક્ત લોકોનો કાંઇ ઉપયોગ નથી અને તેઓ જીવશે તો ઉલટા બોજારૂપ થઇ પડશે એવું તેમને લાગે છે. કોઇ પરૂણો આવીને એમને ઘેર ઉતરે તો તેની જણસો ચોરી લેતાં તેમને કાંઇ ખોટું લાંગતું નથી. અને ચોરી કરતી વખતે જો તેઓ પકડાઇ જાય તોપણ તેમને કાંઇ ખોટું લાગતું નથી શિકાર કરીને તેઓ જે કાંઈ કમાય છે તેમાંથી પેટ પુરતું રાખી મૂકે છે. અને હાડકાં† તેલ વગેરે જણસો તેઓ વેચી

*અંજીકોક એટલે પાદ્રી અથવા ધર્માધ્યક્ષ, એ ભવિષ્ય કહે છે અને ઓસડ આપે છે. એઓ છરીઓ ગળી જાય છે અને શરીરના જુદા જુદા ભાગમાંથી પથરા કાઢીને બતાવે છે, એવી એસ્કિમો લોકોની સમજ છે. એમની એક વિશેષ પ્રકારની ભાષા છે.

† એસ્કિમો લોકો ઉનાળો શરૂ થયા પછી ગાડીઓવડે સીલ માછલીનું તેલ, વ્હેલ માછલીનાં હાડકાં, સીલ માછલીનાં ચામડાં એ જણસો પોતાની જોડે લેઈને કોલવીલ નદી તરફ જાય છે. આ ડે-

નાંખે છે ને તે બદલ મણીઓ, સોયો વગેરે જણસો લે છે. અમે એસ્કિમો લોકો સંબંધી જે હકીકત કહી છે તે ઉપરથી આ બહોળા પ્રદેશમાં ધનનો સંઘરો તથા સુધારણા થવાને કેટલી હરકતો છે તે જણાશે. અમે પૂર્વે કહેલુંજ છે કે શીકાર કરી ગુજરાન ચલાવવું એ કામ સહેલું અને સુખનું નથી; શીકાર સારૂ પોતાનો જીવ વારેવારે સંકટમાં નાંખવો પડે છે. આથી શરીરમાં હીંમત આવે છે, પણ કોઇ કોઈવાર તો જીવ સુધાં ખુવાર થઇ જાય છે. શીકાર હમેશ સરખી રીતે મળી શકતો નથી. વાલરસ, સીલ વગેરે પ્રાણી બધી ઋતુઓમાં જડતાં નથી. અહીંયાં અન્ન મળવાના સાસાં પડે છે, પણ જો એકવાર કદાચ મળે તોપણ તે લોકો તેની જે પ્રમાણે વ્યવસ્થા કરવી જોઈએ તે પ્રમાણે કરતા નથી. તેઓને ગુજરાન સારૂ એક સરખી રીતે શ્રમ કરવો પડે છે અને ટાઢમાં રહેવું પડે છે, તેથી તેઓને આપણા કરતાં વધારે અન્ન ખાવું પડે છે. અને તેથી જે કંઈ તેઓ મેળવે છે તે થોડા દહાડામાં ખલાસ થઈ જઈ તેઓને અપવાસ કરવા પડે છે. જે પ્રમાણે એસ્કિમો લોકોને સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોની અડચણોને લીધે ધનનો સંઘરો કરતાં હરકતો આવીને પડે છે; તેજ પ્રમાણે ક્રી, ઈંડીયન, ટિનો ઈંડિયન વગેરે જાતો; જે આ પ્રદેશમાં વસે છે તેઓને હરકતો આવી પડે છે. ઉત્તર અમેરિકાના ઉત્તર પ્રદેશમાં સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોનું જોર વધારે હોય છે; તેથી આ ઠેકાણે અસલી જાતોની સુધારણા થઇ શકી નથી.

---

કાણે કોટઝીબુસૌડ તરફથી આવેલા એસ્કિમો તેમને મળે છે તેઓને ઉપરની જણાસો આપી તેમની પાસેથી તાંબાનાં વાસણ, છરીઓ, તમાકુ, મણકા વગેરે પદાર્થ લેછે, એ વ્યવહાર ૧૦ દિવસ સુધી ચાલે છે. આ દિવસમાં તેઓ વધારે ઉંઘતા નથી.

જ્યાં સુધી આ અમલ કાયમ રહેશે, ત્યાં સુધી અહીંના લોકોની સુધારણા થવી મુશ્કેલ છે. આટલું કહીને હવે આપણે ઉત્તર અમેરિકાના મધ્ય પ્રદેશ વિષે વિચાર કરીશું. દેશ ફળદ્રુપ રહેવાને માટે જે વાતની જરૂર છે તે વિષે પહેલા ભાગમાં અમે જે વિવેચન કર્યું છે—તે વાત મુખ્યત્વે કરીને ઉષ્ણતા અને ભેજ એ બે છે. જે પ્રમાણથી આ બે વાતની અનુકૂળતા હોય છે તે પ્રમાણથી દેશ વત્તો કે ઓછો ફળદ્રુપ હોય છે. જે ઠેકાણે ઉષ્ણતા* બહુ હોય છે અને તે પ્રમાણથી ભેજ પણ સારો હોય છે, તે ઠેકાણે જમીન સારી ફળદ્રુપ રહે છે. અને ઉષ્ણતા તથા ભેજ ઓછાં હોય તો તે ઠેકાણાની જમીન ઓછા પાકવાળી હોય છે. એવા સાધારણ નિયમને કેટલેક ઠેકાણે અપવાદ આવશે. પણ તે સ્થાન વિશેષ કારણોવડે આવશે. એવાં સ્થળ શિવાય આ નિયમની સાર્વભૌમિક† વ્યાપ્તિ છે. હવે આ નિયમ ઉતર અમેરિકાના મધ્ય પ્રદેશને લાગુ કરીએ તો એમ દીસી આવે છે કે, આ પ્રદેશમાં જે નદીઓ છે તે ઘણું કરીને પૂર્વ‡ બાજુએ છે. આ ઠેકાણે ઘણી નદીઓ હોવાથી આ બાજુના પ્રદેશમાં સારો§ ભેજ છે, પણ આ ઠેકાણે ઝાઝી ઉષ્ણતા નથી. ભીનાશ‖

* ઉષ્ણતા અને ભેજ એ કુદરતી રીતે થયાં હોય કે કૃત્રિમ ઉપાયોવડે થયાં હોય.

† બકલકૃત સુધારણાનો ઈતિહાસ. ભા ૧ પૃ. ૯૬

‡ ઓહિઓ, ટેનેસિ, કનેક્ટિકટ, હડસન, દેલાવેર સીકિવહાના પોતોમ્યાક, સન્હાના, અપેલાચિકોલા, પર્લ, મિસીસિપી, રેડ, અર્કેન્સાસ, મીઝવરી અને સેંટ લારેન્સ.

§ મિસીસિપી અને તેની શાખાઓવડે ૧૦૯૯૦૦૦ ચોરસ, માઇલ પ્રદેશ ભેજવાળો થયલો છે. આ વાત મનમાં આણિએ તો આ બાજુએ કેટલી ભીનાશ છે તે ધ્યાનમાં આવશે. મિસીસિપી નદીના મુખથી ૩,૦૦૦ માઇલ સુધી વહાણો ચાલે છે.

‖ આટલાંટીક મહાસાગરની પેલીમેરના પ્રાંતમાં એટલે અ-

પૂર્વ તરફના પ્રદેશમાં છે; અને ઉષ્ણુતા પશ્ચિમ તરફના પ્રાંતમાં* છે. આ સ્થિતિ સોળમા સૈકા સુધી પૂર્ણપણે નજરે આવતી હતી. તેથી અહીંની જમીન પાકવાળી નહોતી, અને તેથી સોળમાં સૈકાની પૂર્વે અહીં સુધારણા થઇ નહી. આ સૈકાની શરૂઆતથી આ ઠેકાણે યૂરોપમાંના રાષ્ટ્રોએ વસ્તી કરેલી છે અને હવે અહીંની સ્થિતિ પહેલાં કરતાં જુદીજ થઈ ગયેલી છે. આ ઠેકાણે ઘઊં, કપાસ, વગેરે જણુસો સારી પાકે છે. અહીંના કપાસ જેવો કપાસ હિંદુસ્થાનમાં સુધાં થતો નથી. આ બધું ત્યાંના લોકોની કૃતિનું ફળ છે. ફળદ્રુપપણાના જે બે કારણો હોય છે તેની અનુકૂળતા મેક્સિકોના ઉત્તર તરફના પ્રદેશમાં નહોતી. એટલે એક ઠેકાણે ભેજ હોય તો ઉષ્ણુતાનું પ્રમાણ ઓછું હોય. બીજે ઠેકાણે ઉષ્ણુતા હતી પણ ભેજ નહતો,

મેરિકાના પૂર્વ કાઠાંમાંના પ્રદેશમાં હવાનું માન એકાએક બદલાઈ જાય છે. એ ફેરફાર આટલાંટિક મહાસાગર ઉપરથી જે પવન વહે છે તેવડે થાય છે. આ પવનથી થોડા વખતમાં બરફ બને છે અને વાતાવરણ બરફ યા રજકણોવડે વ્યાપ્ત થાય છે.

(अ) બકલકૃત સુધારણાનો ઈતિહાસ. ભા ૧ પૃ ૯૮ અને (ब) પ્રોગ્રેસિવ જીઓગ્રફી પૃ ૬૨૧.

* યૂરોપની પશ્ચિમે જેટલી ઉષ્ણુતા હોય છે, તેટલીજ અમેરિકાની પશ્ચિમે હોય છે. પણ પૂર્વ અને મધ્ય પ્રદેશમાં હવા ટાઢી હોય છે, એનું કારણ એવું છે કે-રૉકી પર્વતની ઉંચી હાર પશ્ચિમ બાજુએ ફરી વળેલી છે તેથી પશ્ચિમ તરફથી જે ઉનો પવન વહે છે તેને પ્રતિબંધ થાય છે. ઉત્તર અમેરિકાનો ઘણો ખરો પ્રદેશ એ ઉત્તર ધ્રુવ પાસે છે. આ ખંડનો ઘણો ખરો ભાગ ઉષ્ણકટીબંધમાં નથી અને ઉંચાણવાળો છે. અને ઉત્તરમાં પર્વત ન હોવાથી ઉત્તર તરફથી જે થંડો પવન વહાય છે તેને બિલકૂલ પ્રતિબંધ થતો નથી. કાનડામાંના વિસ્તીર્ણ સરોવરોના ઉત્તર કાંઠા, એ લંડનની દક્ષિણે આવશે, પણ અહીં વરસમાં છ મહિના સુધી બરફ હોય છે.

તેથી સંપત્તિનો સંધરો ન થતાં લોકોની સ્થિતિ જેવીને તેવીજ બહુ દિવસ સુધી કાયમ રહી. સોળમાં સૈકામાં યૂરોપિયનો અહીં આવીને વસવા લાગ્યા ત્યારથી અહીંયાં સુધારણા થવા લાગી. હવે આ સુધારણાની મોહોટાઈ કેવી છે તે આપણને ખબર છે. અમેરિકાનો આ ભાગ સુધારણાના સંબંધમાં જાણે યૂરોપ ખંડજ બની રહેલો છે. આ ઠેકાણાની પૂર્વે સ્થિતિનો અને હાલની સ્થિતિનો વિચાર કરીશું તો, માણસની શક્તિ કેવી છે, અને તેને પોતાના પ્રયત્નવડે કેટલું કામ કરતાં આવડે છે તે જણાય છે.

એમાં અક્ષવૃત્તની દક્ષિણે, ઉત્તર અમેરિકા એ-ખંડ પાનામાની સંયોગીભૂમિ સુધી, શંખાકાર થતું પોહોંચેલું છે. આ પ્રદેશ ઓછી પહોળાઈવાળો છે તેથી આ પ્રદેશને સમુદ્રના પાણીની વરાળમાંનો ભેજ સહેજ રીતે મળી આવે છે. અને આ પ્રદેશ ભૂમધ્ય વૃત્તની પાસે છે તેથી અહીં ઉષ્ણતા સારી હોય છે. ઉત્તર અમેરિકામાં આ બે વાતની અનુકૂળતા માત્ર આજ ઠેકાણે છે. અને તેથીજ યૂરોપિયનોને આ ઠેકાણે સુધારણા* થએલી માલૂમ પડી ને એ પ્રદેશનું નામ મેક્સિકો પાડેલું છે.

કાલિફોર્નિયા અને કોલંબિયામાંના દક્ષિણ ભાગનાં રેતીના મેદાનો, ઉષ્ણતાને લીધે ઉજ્જડછે. આ પ્રદેશ ભેજવાળો હોત તો અહીંયાં પણ સુધારણા થઇ હોત એમાં શંકા નથી. ફળદ્રુપતા સારૂ જરૂરીઆતની જે બે વાતો છે તેની, મેક્સિકો શિવાય ઉત્તર અમેરિકાના બીજા ભાગમાં જોઇએ તેવી અનુકૂળતા ન હોવાને લીધે, તે ઠેકાણે સુધારણા થઈ શકી નહી. અને એ ભાગમાં મેક્સિકો શિવાય આપણને એકે દેશ સુધરેલી સ્થિતિમાં દેખાયો નહી. એનું પણ ઉપર દર્શાવેલુંજ કારણ છે. જે સૃષ્ટપદાર્થ સંબંધી નિયમોવડે ઉત્તર

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૯૯, ૧૦૦

અમેરિકામાં સુધારણાનો પ્રસાર ન થયો તે સંબંધી આટલુંજ વિવેચન કરીને હવે દક્ષિણ અમેરિકા વિષે સ્થૂલ વિચાર કરીએ છીએ.

દક્ષિણ અમેરિકાનો દક્ષિણ પ્રદેશ, ઉત્તર ધ્રૂવ તરફના પ્રાંતો કરતાં, બહુજ ઉજ્જડ છે. આ ઠેકાણે સાહસી, એસ્કિમો લોકો જેવા સીલ અથવા વાલરસ પકડનારા, અથવા સામેજદી, અથવા લાપ લોકો પ્રમાણે રેંડીયરનાં ટોળાં રાખીને રહેનારા લોકો, દેખાતા નથી. આ ઠેકાણું ઉજ્જડ મેદાન હોવાથી અહીંયાં ઝાઝી વસ્તી નથી. ઉનાળાનાં ફુલોને લીધે ઉત્તર ધ્રુવ તરફ સમુદ્રમાં પ્રવાસ કરનારાઓને આનંદ થાય છે, પણ કૉકબર્ન બેટની પેલીમેર કોઈપણ પ્રકારનો છોડવો દેખાતો નથી. ઉત્તર* તરફનાં

* ઉત્તર ધ્રુવ તરફ વનસ્પતિ છે તે પ્રમાણે દક્ષિણ ધ્રુવ તરફ તેટલાજ અંતર ઉપર તે નથી; પણ એનું કારણ એવું છે કે, ઉત્તર ધ્રુવ તરફ જમીન બહુ છે અને દક્ષિણ ધ્રુવ તરફ જમીન બહુ થોડીછે. ઉત્તર તરફના સમુદ્રમાં જમીનની ટોંચો જાણે કડાના આકારમાં ફરી વળેલી છે. સૈબિરીયાનાં મેદાનો અને હડસનના ઉપસાગર નજીકનો પ્રાંત સૂર્ય કિરણોવડે તપી જાય છે; અને ઉષ્ણતાનો જમાવ થઈને પછી તે હળવે હળવે ફેલાય છે. આ કારણથી આ પ્રદેશમાં ઝાડ તથા વનસ્પતિ થાય છે. ગ્રીનલૅંડ અને સ્પીટ્ઝબેર્ગનના પશ્ચિમ કિનારા જેવા જે પહાડી પ્રદેશો છે, તેની નજીકમાં પર્વતાકાર બરફ ઢગલે ઢગલા વરસે છે. દક્ષિણ તરફ તો સાધારણ ઉંચાણવાળા પ્રદેશ ઉપર પણ આવી રીતે બરફ વરસે છે. ઉત્તર તરફથી જે પવન વહે છે તે કાંઈપણ મર્યાદામાં હોય છે, પણ દક્ષિણ તરફ તેમ ડુંગર વગેરે ન હોવાથી પવન અટકયા વગર ઝપાટાબંધ વહે છે. ઉત્તર તરફ અખાત પ્રવાહની (ગલ્ફસ્ટ્રીમનો) ઉષ્ણતાનો કેટલેક દરજ્જે લાભ થાય છે. દક્ષિણ તરફ એ લાભ બિલકુલ મળતો નથી, તેથી દક્ષિણ તરફ છોડવા વગેરે દેખાતા નથી.

શીત કટીબંધ સંબંધી એ માહિતી આપણને કુક, સ્મિથ, સર જેમ્સ રૉસ વગેરે મુસાફરોના લેખ ઉપરથી મળી આવે છે.

પ્રદેશમાં લીલ તથા ઘાસ દેખાય છે. પણ આ ઠેકાણે તે સુધાં જોવામાં આવતું નથી.

દક્ષિણ અમેરિકાની દક્ષિણે પાટાગોનિયા કરીને દેશ છે, તેમાંથી પર્વતની ઉંચી હાર ગએલી છે. પશ્ચિમ તરફના પ્રદેશમાં એકસરખો પવન વહે છે. એના કિનારા ઉપર પાણીની છોળો અથડાય છે. તેથી ત્યાં હમેશાં ધૂમસ વરસે છે. પૂર્વ તરફનો પ્રદેશ ઉજ્જડ છે. પશ્ચિમ તરફથી જે પવન વહાય છે તે થંડક વિનાનો હોય છે, અને તે અંદીજ પર્વત ઉપરથી થઇને આવતાં સૂધી તો તેમાંનો ભેજ બીલકુલ જતો રહે છે. તેને લીધે આ પ્રદેશ ઘણોજ કમ પાકવાળો છે. નદીના કાંઠાપર માત્ર લીલોતરીવાળી જગ્યા દેખાય છે વાતાવરણની ભેજ વગરની સ્થિતિને લીધે મુસાફરોને કેટલાક દિવસ તો પાણી વિના કાઢવા પડે છે. અહીં ઝરણ વગેરે જવલ્લે જોવામાં આવે છે; અને જે છે તે મીઠાં પાણીનાં નથી, અને તેથી તરસ મટી જતી નથી. જે પ્રમાણે ઉત્તર તરફ રેંડીઅર તે પ્રમાણે આ ઠેકાણે ગ્વાયાનોકા નામનાં પશુ છે. અહિંના લોકોનું શીકાર* વગર ગુજરાન ચાલતું નથી.

---

કુક તોફાનને લીધે હાર્ન નામની ભૂશિરમાં આવી પોહોંચ્યો અને તેણે ઈ. સ. ૧૬૦૦માં શટલૅંડ બેટ શોધી કાઢયા; પણ દક્ષિણ પ્રાંતમાં શું છે તેની માહિતી ઈ. સ. ૧૭૭૪ સૂધી નહોતી. એ સંબંધી કુક સાહેબે મુસાફરી કરીને વધારે માહિતી મેળવેલી છે. એની પછીથી, સ્મિથ સાહેબે ન્યુ ઈંગ્લાંડ નામના બેટ શોધી કાઢયા. એ પછી ઈ. સ. ૧૮૨૧માં રશિયન લાઝેરટે પાલદીફર્સ્ટ અને અલેકઝાંડર નામના બેટો શોધી કાઢયા. એ પછી કપ્તાન વેડેલ બિસ્કો, ડ્યૂ માંટ ડીયર, વિલી, સર જેમ્સ રૉસ વગેરે ગૃહસ્થોએ ઘણા શોધ કર્યા. એ બધામાં સર જેમ્સ રૉસ એ દક્ષિણ તરફ ઘણે દૂર સૂધી ગયો હતો. એ ઇ. સ. ૧૮૪૧માં મુસાફરી કરવાને વાસ્તે નીકળ્યો. એણે ફ્રાંકલીન, પ્યારી વગેરે બેટોનો શોધ કર્યો.

* પાટાગોનીયામાં ઈંડિયન લોકોની જાત પૈકી એક જાતના

અહીંના મુખ્યને કારાકવેન* કહે છે; અને તેને સુધાં શીકાર

લોક રહે છે. તેમનો પોશાક ગ્વાયાનાકોના ચામડાનો હોય છે. એ પ્રાચીન ગ્રીક અને રોમન લોકોના ઝભા પ્રમાણે લાંબા હોય છે. એને તેઓ તેને મ્યાનુહી કરીને કહે છે. "અચિકેનટ" એવું તેમની ભાષામાં દેવને નામ છે. એ શિવાય બીજા દેવતાઓ પણ છે; અને તેમને શાંત કરવા હોય ત્યારે તેઓ પંચાક્ષરીઓને બોલાવે છે. ભવિષ્યમાં શો બનાવ બનશે તે દેવ આપણને સમજાવે છે એવું કહીને પંચાક્ષરીઓ લોકોને ફોસલાવે છે, પણ લોકો ભિખારી હોવાને લીધે તે પંચાક્ષરીઓને ઝાઝો ફાયદો થતો નથી. પંચાક્ષરીઓ વૈદનુંપણ કામ કરે છે. પાટાગોનિયામાંના ઈંડિયનોની એવી સમજ છે કે, જે વ્યાધીવડે માણસોને ત્રાસ ખમવો પડે છે તે ભૂતોને લીધે થાય છે. એમનામાં ધર્મ ભોળીયાપણાનો એક ચમત્કારિક દાખલો છે–તે એ કે એ લોકો પોતાના વાળ કાપી નાખતા નથી; અને કાપી નાખવા પડે ત્યારે તે કાપીને નદીમાં નાખી દે છે અથવા બાળી નાંખે છે. કારણ તેમને ભય હોય છે કે પોતાના વાળ જો દુષ્ટ જાદુગરના હાથમાં જાય તો તે આપણને નુકશાન કરે.

નદીને કાંઠે થઇને પ્રવાસ કરતી વખતે પ્રવાહમાં ઝાડનાં થડ દેખાયછે ત્યારે તે ભૂત છે એમ ગણી તેઓ ચીસો પાડે છે. એ થડો જ્યારે હળવે હળવે વહેવા લાગે છે અથવા તો ભમરાની વચ્ચે સપડાઈ તે ગોળાકાર ફરે છે ત્યારે તેઓ પોતાનું કહેણ સાંભળવા સારૂ ઉભા રહે છે એવું એ લોકોને લાગે છે–પછી તેઓ તેની માનતા માને છે. ઓજારો, ઘરેણાં અને કોઈ કોઇવાર તો ઘોડાના હાથ પગ બાંધી, તેને નદીમાં નાંખી દે છે. એવું કરવાથી આપણું સંકટ દૂર થઇને આવતા જન્મારામાં પોતાને સ્વર્ગ પ્રાપ્તી થશે એવું એ માને છે.

* કારાકવેન એ કિતાબ વંશપરંપરા પ્રાપ્ત થતો નથી. બાપની પછીથી એ કીતાબ છોકરાને મેળવવાની ઈચ્છા હોય તો તેણે વક્તૃત્વ, ધૈર્ય, ઔદાર્ય એ ગુણો પોતામાં છે એવું બતાવવું જોઈએ. છોકરામાં જો એ ગુણ ન હોય તો ડાહાપણ વિષે જેની વિશેષ ખ્યાતી હશે તેને એ કીતાબ મળે છે.

કરવાની ફરજ પડે છે. જ્યાં દેશમાંના મુખ્યને પણ ગુજરાન સારૂ જંગલમાં રખડવું પડે છે, ત્યાંના લોકોની કેવી સ્થિતિ હશે તેની સહેજજ કલ્પના થશે. જે ઠેકાણે શીકાર વગર બીજું નિર્વાહનું સાધન હોતું નથી. તે ઠેકાણે લોકોની જંગલી હાલત હોય છે એવું ઈતિહાસ ઉપરથી જણાય છે. જે પ્રદેશમાં ઘાસ સુધાં ઉગતું નથી; એવે ઠેકાણે અજ્ઞાન સ્થિતિમાં નિર્વાહના પદાર્થ તૈયાર થવાનો ઘણોજ ઓછો સંભવ હોય છે. દક્ષિણ અમેરિકાનો ઉત્તર પ્રદેશ રૂક્ષ છે. જે પ્રમાણે આફ્રિકામાં સાહારાવડે, તેમ અહીં લેનાસ*

* લેનાસનું રૂક્ષ અને ઉજ્જડ મેદાન એ દક્ષિણ અમેરિકાના ઉત્તર પ્રદેશમાં આવેલું છે. આ મેદાન ૨૫૦,૦૦૦ ચોરસ માઈલ છે. જર્મની અને હાલંડમાંના મેદાનો એની આગળ તો શા લેખામાં! આ મેદાન વિષુવવૃત્ત પાસે હોવાથી અહીં તડકો સખત પડે છે. તેથી અહીં માણસોની ઝાઝી વસ્તી નથી. સૈયબેરીયામાંના એકાંત વાસમાં રેંડીયરનાં ચામડા ઓઢીને ટાઢથી બચાવ કરતાં ફાવે છે પણ લેનાસના મેદાનમાં સૂર્ય કિરણોથી અને તપેલી જમીનથી બચાવ કરવાને મારશિયા જાતના તાડ વૃક્ષ શીવાય બીજો ઉપાય નથી. આ તાડ વૃક્ષો જો નજીક નજીક હોત તોપણ મુસાફરોને સુખ મળત, પણ તે દૂર દૂર હોવાથી છાંયડો સારો પડતો નથી. રેતી ઉડીને જમીન ઉપર પ્રસરે છે અને તે પ્રવાસિઓની આંખમાં પેસીને તેમને બેશુદ્ધ કરી નાંખે છે. તરસથી કંઠ સુકાઈ જાય છે. વકીભવનથી મૃગજળનો દેખાવ દેખાય છે; અને જાનવરો તથા પ્રવાસિઓ પાણીની આશાથી દૂર સુધી જઈને વિલે મોઢે પાછા આવે છે. જે પ્રમાણે ધ્રુવ તરફના પ્રાંતમાં ટાઢને લીધે નાડી સારી રીતે ચાલતી નથી તે પ્રમાણે અહીંયાં પણ ઉષ્ણતાને લીધે બરોબર ચાલતી નથી. મગર તથા બીજા પ્રાણીઓ સૂકાએલા ખાબોચીયામાંના કાદવમાં જઈને છૂપાઈ બેસે છે, કેટલાક પ્રાણીઓ નદીને કાંઠે અથવા બીજા પ્રદેશમાં જઈને રહે છે. બરૂની સોટીઓ એક ઉપર એક એવી રીતે ઘસડાય છે કે તેમાંથી ઘર્ષણને લીધે અગ્ની પેદા થાય છે; અને તે ઘાસ ઉપર પડે તેથી તે ઘાસ સળગી ઉઠી નાશ પામી જાય છે.

આ પ્રાંતમાં સ્કાંબર્ગેને પ્રવાસ કરેલો છે; અને અહીં જે સ્થિતી છે તે વિષે તે કહે છે કે,—"અમે આ મેદાનમાં દૂર સુધી ગયા નહી હઈશું એટલામાં તો અગ્નેયી દિશા તરફથી ધૂમાડાના ગોટેગોટા આકાશમાં દેખાવા લાગ્યા. અમારી જોડે કેટલાક ઇંડીયનો હતા તેઓએ ઝડપથી ચાલવા વિષેની અમને સૂચના કરી. પ્રથમ તો અમને લાગ્યું કે તેઓને બીક લાગી હશે; પણ અડધો કલાક પૂરો થયો નહી એટલામાં તો અમને જણાયું કે હવે અમે સંકટમાં પડયા છિયે. અમે ચોતરફ જોવા લાગ્યા, પણ અમને ખાબોચીયા દેખાયાં નહીં, પણ અમારા તરફ ધૂમાડાના ગોટા આવવા લાગ્યા અને બરૂઓ ભાંગવા માંડયા. અમારી જોડે જે લોકો હતા તેમને સુદૈવવડે કરીને ઉચાણવાળી જગ્યા દેખાઈ. આ જગ્યા ઉપર અમે જઈ પોહોંચ્યા; તથાપિ મૃત્યુ અમારી પછવાડે દોડતો આવેછે કે શું? તેની અમને બીક લાગી. જો પેલી ઉંચાણવાળી જગ્યા ઉપર ચઢી જતાં અમને જરાપણ મોડું થયું હોત તો આ પ્રવાસ સંબંધી હકીકત કહેવા અમે જીવતા રહી શકત નહી. કારણ ધૂમાડાના ગોટા અમારા મોમાં પેશીને અમે ગભરાઈને મરી જાત. અમે જે દિશા તરફથી ધૂમાડો આવતો હતો તે તરફ પીઠ કરીને પરમેશ્વરને સંભારીને શું થાય છે તે જોવા બેઠા. અમે જે ઉંચાણપર બેઠા હતા ત્યાંનું ઘાસ તો બળી ગયું, પણ ઈશ્વર કૃપાથી અમારો બચાવ થઈ ગયો."

સ્કાંબર્ગે જે આ હકીકત કહી તે વરસાદની મોસમ શરૂ થતાં સુધી કાયમ રહે છે. પછી પરજંન્યકાળ શરૂ થયો કે પ્રાણીઓ ફરીથી આવીને રહેવા લાગે છે.

નદીઓમાં પૂર આવીને તે વહેવા લાગે છે. ચોતરફ ખાબોચિયાં ભરાય છે, તેમાં મગરો વગેરે આવીને રહે છે. જે વખતે સ્પાનિશ લોકો લેનાસ મેદાનમાં પ્રથમ આવ્યા તે વખતે ત્યાં માણસોની સારી વસ્તી ન હોતી. આ મેદાનમાં તાડ વૃક્ષના ફળો નહી હોત તો અહી એકકે માણસ દેખાત નહી. હાલમાં ૧૦-૧૫ ગાઉના છેટાથી કેટલાક ગામડાં વસેલા દેખાય છે. આ સ્થિતિ યૂરોપિયનો ગયા પછીના ૩૫૦ વર્ષો પછીથી દેખાય છે. આ ઉપરથી પૂર્વે અહીં કેવી સ્થિતિ હશે અને સૂધારણા કેમ થઈ શકી નહી તેનું અનુમાન થશે.

છે. આટલું કહીને હવે અમે દક્ષિણ અમેરિકાના મધ્ય પ્રદેશ વિષે વિચાર કરીએ છીએ. ઉત્તર અમેરિકાનો પૂર્વ પ્રદેશ, પશ્ચિમ તરફના પ્રદેશ કરતાં વધારે ટાઢો છે, એ અમે પાછળ કહી ગયા છીએ; પણ દક્ષિણ અમેરિકામાં એથી જુદી સ્થિતિ છે. વિષુવવૃત્તની ઉત્તરમાં પશ્ચિમ તરફના પ્રાંત કરતાં પૂર્વ તરફનો પ્રાંત વધારે થંડકવાળો છે, પણ વિષુવવૃત્તની દક્ષિણે પૂર્વ તરફનો પ્રાંત પશ્ચિમ તરફના પ્રાંત કરતાં વધારે ગરમ છે. જે પ્રમાણે ઉત્તર અમેરિકાનો પૂર્વ તરફનો પ્રદેશ નદીઓવડે ભીનો થએલો છે; તે પ્રમાણે દક્ષિણ અમેરિકાનો પૂર્વ પ્રદેશ અને મધ્ય પ્રદેશ એ મોટમોટી નદીઓના પાણીથી* ભેજવાળો થયલો છે. આ બેઉ પ્રદેશ વિષુવવૃત્ત પાસે હોવાથી આ ઠેકાણે ઉષ્ણતા પણ પુષ્કળ હોય છે અને ઉષ્ણતા તથા ભેજ એ બેઉ આ પ્રદેશમાં છે, તેથી એ ભાગ બહુજ ફળદ્રુપ છે. અમે જે સિદ્ધાંત કહ્યો તે પ્રમાણે જોઇએ તો બીજા ફળદ્રુપ પ્રદેશમાં જે પ્રમાણે સુધારણા થઇ તેજ પ્રમાણે આ ઠેકાણે પણ થવી જોઇએ, એવું પ્રથમ લાગે છે. પણ આ પ્રદેશ ફળદ્રુપ છતાં એમાં

* આ પ્રદેશનું નામ બ્રેઝિલ. આ ઠેકાણે ઘણી નદીઓ છે. બ્રેઝિલ દેશમાં જે વિશેષ વાતો દેખાય છે, તે પૈકી આ એક છે:— આ ઠેકાણે—મદિરા અથવા વુડ, ટાપેજસ, કિઅંગગુઈ, ટચુકંટાઈન, રાયો સેંટ ફ્રાન્સિસ્કો, રાયો ગ્રાંડી, આમેઝાન અને તેની શાખાઓ, હ્યુ, આલાગા, ઈકા, યપૂરા, જુલે, જરૂઆ, ટેફી, કોઆહી અને પુરૂસ એ નદીઓ છે. આમેઝોન અને તેની શાખાઓ મળીને ભિનો થએલો પ્રદેશ ૨૩,૩૦,૦૦૦ ચોરસ માઈલ એટલે યૂરોપખંડના બે તૃતિયાંશ જેટલો અથવા તો હિંદુસ્તાનના ક્ષેત્રફળ જેટલો છે. આટલું કહ્યાથી અહીં ભેજવાળી જમીન કેટલી છે તેનું અનુમાન થઈ શકશે. આમેઝાન નદીનું મુખ ૪૮ ગાઉની પોહોળાઈનું છે; ને એના મુખથી ૧૧૦૦ ગાઉ સુધી વહાણો ચાલે છે. લાપલાટા નદીનું મુખ ૧૫૦ માઈલ પોહોળું છે.

સુધારણા થઇ નહી, અને અસલી લોકો જંગલી હાલતમાંજ રહ્યા. આ ઉપરથી સુધારણાને માટે કાંઈ પણ બાધક કારણ હોવું જોઇએ એ ખુલ્લું છે; ને એમ ન હોત તો દક્ષિણ અમેરિકા-માંનો આ પ્રદેશ સુધારણાનું એક સ્થાન બની રહ્યું હોત. અહીંના લોકો સુધર્યા નહી એનું કારણ* વેપાર સંબંધીના વાયુ વિષેનું છે.

આ પવનની† ગતિ વિષુવવૃત્તની દક્ષિણે ૨૮ અંશ અને ઉત્તરમાં ૨૮ અંશ છે. આ બહોળા પ્રદેશમાં કેટલીક જમીન બહુજ ફળદ્રુપ છે, આ પવન ઉષ્ણકટીબંધ અને ધ્રુવવૃત્તની વચ્ચે એક સરખો વહાય છે. એનું કારણ એવું છે કે, ઉષ્ણ ક-ટીબંધમાં સૂર્યકિરણો ઘણાં તપે છે તેથી ત્યાંની હવા ગરમ થઈ તેના પરમાણુ હલકા થઈ જવાથી તે ફેલાઇ જાય છે; અને આ પ્રમાણે ફેલાયા પછી, અર્થાત્ દક્ષિણ તરફથી જે થંડકવાળી અને ભારે હવા વેહેતી હોય તે પેલી ઉષ્ણ હવાને દબાવે છે. જો પૃથ્વી ફરે છે તે નહી ફરે એવું માનીએ તો વેપાર

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા ૧, પૃ. ૧૦૧-૧૦૨

† ટ્રેડવુંઇન્ડ્સ (Trade-winds) એટલે વેપાર ઉપયોગી વાયી વહાણોને જો કે અડચણ આવે છે, તોપણ તેથી જે ફાયદો છે તે આ પ્રમાણે:—ઉષ્ણ કટીબંધમાંની ઉષ્ણ હવા એ થંડ પ્રદેશમાં જઈને ત્યાંના લોકોને ઉષ્ણતાનો લાભ આપે છે; અને શીતકટીબંધમાંની હવા ઉષ્ણ કટીબંધમાં જઈને ત્યાંના લોકોને થંડા પવનનો લાભ થાય છે. ઉષ્ણતાનો અને શીતતાનો આ પ્રમાણે અરસ્પરસ વિનિમય થવાથી પૃથ્વીનો ઘણો ભાગ રહેવા જેવો થયેલો છે. આ પવનની કયે ઠેકાણે વધારે ગતિ હોય છે ને કયે ઠેકાણે કમતી હોય છે તથા એ કઈ દિશાથી વહે છે વગેરે માહિતીની વહાણવટીઓને ઘણી જરૂર પડે છે. હાલમાં જલ પ્રવાસ ટુંક મુદતમાં ઘણો થાય છે, તેનું મુખ્ય કારણ આ માહિતીનો લાભજ છે.

ઉપયોગી વાયુ જે પ્રમાણે પ્રથમ હોય છે તેજ પ્રમાણે ફરીથી કાયમ રહેત; એટલે ઉષ્ણ કટીબંધની દક્ષિણે ઉત્તર તરફ અને તેજ કટીબંધની ઉત્તર દક્ષિણ તરફ એવી ગતિ હોત. પણ પૃથ્વી પોતાની ધરી ઉપર પશ્ચિમ તરફથી પૂર્વ તરફ ફરે છે, તેથી આ પવનની અસલ ગતિ બદલાઈને તેને બીજીજ ગતિ પ્રાપ્ત થાય છે; અને જે અર્થે વિષુવવૃત્ત નજીક પૃથ્વીની વધારે ગતિ છે તે અર્થે આ પવનની ગતિ વિષુવવૃત્તની ઉત્તરે ઈશાન્ય તરફથી અને વિષુવવૃત્તની દક્ષિણે અગ્નિયી તરફથી હોય છે. વ્યાપારોપયોગી વાયુ એટલે શું ને તેની ગતિ કેવી હોય છે તે સંબંધીની માહિતી અત્રે આપવાનું કારણ નથી. આ પવનવડે દક્ષિણ અમેરિકામાં શાં શાં કાર્ય થયાં અને તેથી સુધારણામાં કેવી રીતે ખલેલ પોહોંચી એ સંબંધી આપણને વિચાર કરવાનો છે. વ્યાપારોપયોગી પવન અમેરિકાના પૂર્વ કિનારાપર વહેતો હોય છે. એ પૂર્વથી આટલાંટિક મહાસાગરને ઓળંગીને જમીન તરફ વહે છે. આ પવનમાં વરાળનું ઘણું સંમિશ્રણ હોય છે. આ પવન આટલાંટિક ઉપર થઇને આવતાં તેમાં આ વરાળ ભળી જાય છે; અને વરાળથી પરિપૂરિત એવો એ પવન પશ્ચિમ તરફ વેહેવા લાગે છે. પણ વચમાંજ એની ગતિ બંધ થાય છે. કારણ અંડીજ* પર્વતની જે ઉંચી હાર પ્રસરેલી છે તે ઉપર એ પવન અથડાય છે; ને

* અંડીજ એ નામ પિરૂવિયન ભાષામાંનુ છે એનો અર્થ સિસું, અથવા તાંબુ એવો છે. અંડીજ પર્વતમાં જ્વાળામૂખી બહુ છે, તે પૈકી અતિ ઉંચા અને મુખ્ય, કોટોપાક્સિ, આંટીસાના અને પિચિંચા એ છે. કોટોપાકસી એ બહુ ભયંકર છે. આંડીજ પર્વતમાં ભૂમિકંપ પણ થાય છે. આ પર્વતની લંબાઈ ૪૪૦૦ માઈલ અને પહોળાઈ ૨૫૦ માઈલ છે.

એમાંની વરાળ એકત્ર થઈ વરસાદ વરસે છે; મોટાં મોટાં અને ભયંકર પૂર આવે છે; શિવાય બ્રેઝિલ મધ્યેની નદીઓમાં પાણી ઘણું છે. અહીં એવા પ્રકારની ભિનાશ છે અને આ દેશ ઉષ્ણ છે તેથી, એ એટલો તો ફળદ્રુપ છે કે દુનિયામાં* એવો એક્કે બીજો ફળદ્રુપ દેશ નથી. હિંદુસ્તાન અને મિસર એ દેશ ફળદ્રુપ છે પણ તેમની બ્રેઝિલ જોડે સરખામણી કરીએ તો તે દેશો ઓછા ફળદ્રુપ છે એવું લાગે છે. પશ્ચિમ ખંડમાં જે ઝાડને વનસ્પતિ છે તે બધી બ્રેઝિલમાં જડે છે. વનસ્પતિ અને વૃક્ષોથી લીલાછમ થયેલા મેદાનો અને ઘટાદાર વૃક્ષોના ઝુંડથી વ્યાપ્ત થએલા પર્વતો, બ્રેઝિલમાં ઘણા જોવામાં આવે છે. સૃષ્ટિમાં જે ઉત્તમ પદાર્થ છે તે અત્રે ઝાન નદીના જલવડે ભીના થએલા પ્રદેશમાં જડે છે. આંબા,† કેળાં, આમલી, નારિયેળ વગેરે ફળઝાડો એટલાં બધાં છે તેની તો ગણત્રીજ નથી. જુદા જુદા પ્રકારની ઔષધિ તથા વનસ્પતિ‡ એટલી તો છે કે તેટલી બીજા પ્રદેશમાં જડવી મુશ્કેલ. બ્રેઝિલમાં વૃક્ષોના ઝુંડ એટલાં તો ઘાડાં છે કે તેમાંથી સૂર્યકિરણ પણ દેખાય નહી. આ ઝાડીમાંના વૃક્ષો જેટલાં ઉંચા છે તેટલા ઉંચા વૃક્ષો હિંદુસ્તાનમાં પણ નથી. વૃક્ષની આજુબાજુએ વેલા વીંટાઈ તે વૃક્ષોની ઉંચાઇ સૂધી જઇને પોહોંચે છે; અથવા ઝાડની ડાળીઓપરથી નીચે લટકતા જમીન સૂધી ઉતરીને પાછા ઉંચે ચઢે છે; તેથી ચોતફ એકજ ગુંછળું વળીને રહે છે ને તેથી પ્રાણીઓને જવા આવવાની હરકત પડે છે. ઝાડના પાંદડાં બહુજ ચિત્રવિચિત્ર છે; આ ઝાડની ટોચ ઉપર પક્ષીઓ હમેશાં મધુર શબ્દ કરે છે. ઝાડ ઉપર જે વેલાઓ ચઢે છે તે ઉપર કરોડો

---

* પ્રોફેસીવ જીઆગ્રફી પૃ. ૭૬૩. † પિંકર્ટકૃત આર્વાચિન ભૂગોલ પૃ. ૭૩૭. ‡ ટ્રાપિકલ વર્લ્ડ પૃ. ૪૮.

પ્રાણી વસે છે. આ વૃક્ષમાંથી સર્પ અને સરડાઓ હમેશાં હરે ફરે છે; અને કોઈપણ વાતની ખામી રહે નહી માટે આ જંગલની આસપાસ મોટમોટાં ઘાસના બીડો પ્રસરેલા હોય છે ને તેમાં ઢોર ચરે છે; અને તેને લગતા જે મેદાનો છે તેમાં ક્રૂર અને હિંસક પશુઓ રહે છે.

બ્રેઝિલ દેશમાંની જમીન ઘણી ફળદ્રુપ હોવાથી ત્યાં, કપાસ, કાફી, ખાંડ, ઘઉ, મકાઇ, ચોખા, વગેરે સારી સારી જણસો પાકે છે. આ ઠેકાણે જે પ્રમાણે ઇમારતી તથા બીજો કાટમાળ થાય છે તેવો બીજે ઠેકાણે થતો નથી. મતલબ કે તવંગર લોકોને મોજ શોખ વાસ્તે અથવા ગરીબોને ગુજરાન સારૂ જે પદાર્થો જોઇએ તે સર્વે આ ઠેકાણે થોડા શ્રમથી તથા પૈસાથી પ્રાપ્ત થાય એવા છે. બ્રેઝિલની હવા સારી છે અને જમીન પાકવાળી છે. અહીં બારે માસ નદીઓમાં પાણી હોય છે; અહીં સોનું રૂપું વગેરે મૌલ્યવાન ધાતુઓ અને હીરા જેવા જવાહીરોની ખાણો છે; એમ છતાં અહીંના જુના લોકોની સ્થિતિ બહુજ બગડેલી છે. તેમને પેટ પુર અન્ન મળતું નથી એમ નથી, પણ યૂરોપિયનો આવીને રહેવા લાગ્યા ને પૂર્વે લોકોમાં કાંઇપણ સુધારણા થએલી નહોતી. એનું કારણ અહીંનું અપ્રતિમ સૃષ્ટિ સૌંદર્ય અને વૈભવ છે. આ અપ્રતિમ વૈભવના તેજ આગળ માણસનું તેજ શા લેખામાં! આ વૈભવના અવલોકનથી માણસના મનમાં જુદા જુદા ચમત્કારિક વિચાર આવે છે; અને આપણે પોતે યતકિંચિત અને આપણી કૃતિ તો ઈશ્વર કૃતિની આગળ છોકરવાદ જેવી છે એવું તેને લાગે છે. કલ્પના વૃદ્ધિ પામી મનમાં નવા નવા ભય પેસતા જાય છે. સર્વ સૃષ્ટિ આપણને પ્રતિકૂળ છે એવું તેને લાગે છે; શાંતપણું અને એકાંતપણું એ તેના મનમાં ઉદાસિનતા લાવે છે; જરા પાંદડા ખડખડે તોપણ

સર્પની હીલચાલ થઈ કે શું એવું તેને લાગે છે. સાચી વાત શું છે તેનું જ્ઞાન કરી લેતાં તેને અનેક અડચણો આવીને હરકત કરે છે. ઝાડનાં થડો, વેલાવડે એવી રીતે પરિવેષ્ટિત થએલાં હોય છે કે તે ઝાડોનાં ફૂલ કેવાં હોય છે તે જોવા જવાનો પણ માર્ગ હોતો નથી. વરસાદની મોસમમાં તો કંઈ ચમત્કારિકજ સ્થિતિ હોય છે. ચોતરફ ધૂમસ વરસે છે તેથી મગતરાં બહુજ થાય છે, શીયાળવાં અને દેડકાઓના ધ્વની શીવાય બીજો ધ્વનિ જવલ્લેજ સંભળાય છે, તોફાન શરૂ થાય છે, વૃક્ષો અથડાય છે, વિજળીના ચમકારા થઈને પછી મેઘનો ગગડાટ થયા કરે છે, વૃક્ષો ઉથલાઇ ભોંયપર પડે છે અને જાનવરો ભયથી બરાડાં પાડવા મંડે છે. સારાંશ, આ ઠેકાણે સૃષ્ટિ વૈભવનું જોર એટલું બધું છે કે સાધારણ માણસનું તેની આગળ કશું ચાલતું નથી. સૃષ્ટીના તેજથી માણસનું તેજ* છેક ઝાંખુ પડી જાય છે. આ કારણથી વિશેષે કરીને લોકો જંગલી હાલતમાં રહ્યા છે. સૃષ્ટિનું ઔદાર્ય પૂર્ણ રીતે અહીં વાસ કરે છે ને તેથી થતી અડચણો દૂર કરતાં અહીંના અસલી લોકોને આવડી નહી. જે પ્રમાણે પહેલ પ્રથમ પ્રત્યેક દેશમાંના માણસોને, જોખમવાળા કામ કરતાં ગમતું નહી, તેજ પ્રમાણે અહીંના લોકોની સ્થિતિ હતી. નદીઓ, પર્વત, અરણ્ય વગેરે અડચણો અહીં હોવાથી, લોકોને અરસપરસ જોડે આવરજાવર રાખતાં ફાવ્યું નહી અને કળાઓની માહિતી ન હોવાથી સાધારણ હરકતો સુધાં દૂર કરતાં આવડી નહી. અહીંના લોકોને જે અડચણો છે તે સામાન્ય અડચણો નથી. આ અડચણો દૂર કરવા વિષે યૂરોપિયનોનો સતત ૩૦૦ વર્ષથી પ્રયત્ન શરૂ છે, પણ તે દૂર થઇ શકી નથી. ફક્ત કિનારા ઉપરના લોકોની અડચણો કેટલેક દરજ્જે દૂર થઈ છે. પણ તે

* બકલકૃત સુધારણનો ઈતિહાસ ભાગ ૧ પૃ. ૧૦૫.

દેશના મધ્ય ભાગમાં હજી કાયમ છે. આ ઠેકાણે યૂરોપિયનોને સુધાં પ્રયત્ન કરતાં સાંસાં પડે છે; ત્યારે અસલી લોકોને એથી કેટલો ત્રાસ વેઠવો પડતો હશે તે ધ્યાનમાં આવશે. અમેરિકાના આ પ્રદેશ વિષે બ્યારન હમબોલ્ટ કહે છે કે,–"આ પ્રદેશ વિષે આપણે વિચાર કરીએ છીએ ત્યારે આપણા મનમાં એવી કલ્પના આવે છે કે, જે વખતે પૃથ્વી ઉપર હળવે હળવે લોક વસ્તી થઇને સામાજીક સત્તાનો ઉદ્ભવ થવા લાગ્યો, તેજ કાળમાં આપણે હજી છીએ એવું લાગે છે. પ્રાચીન મહાદ્વીપમાં લોકોની ભરવાડ જેવી સ્થિતિનો અંત આવીને તેઓ ખેડુતો બન્યા એવું આપણે જોઈએ છીએ, પણ નવી દુનિયામાં (અમેરિકામાં) એ ક્રમ દેખાતો નથી. ઝાડનાં ઝુંડને લીધે શીકાર કરતાં ઇંડીયન લોકોને હરકતો આવે છે. નદીઓ જાણે સમુદ્રના ફાંટા જેવી હોઇને વળી ઊંડી છે તેથી માછલાં પકડતાં હરકતો પડે છે. જમીન એટલી તો પાકવાળી છે, કે તે જરા સાફસૂફ કરી તેમાં બી નાખ્યું એટલે બસ છે. જમીન ફળદ્રુપ છે તેથી લોકોની સ્થિતિ સારી હશે એવું લાગે છે. પણ અમે ઉપર જે વિચાર કર્યા તેથી તે ઉલટી જણાય છે. જે પ્રમાણે આરબો પોતાનો તંબુ લેઇને ઘાસની શોધમાં રખડતા ફરે છે, તે પ્રમાણે થોડુંક ધાન્ય અને જુજબાજ ખેતીના ઓજારો લેઈને ઇંડિયન લોકો ફરતા ફરે છે, અને આ ટેવ તેમને લાંબી મુદતથી પડી જવાથી એક ઠેકાણે બેસીને શ્રમ કરતાં તેમને ગોઠતું નથી. હેંડરસન સાહેબ બ્રેઝિલમાં રહેનારા ઇંડીયનો વિષે લખે છે કે;–"અહીંના ઇંડીયનોની ઘણી જાતો છે. તેમનો વખત શીકાર કરવામાં, મધ એકઠું કરવામાં કે ફળો એકઠાં કરવામાં જાય છે. તેમનામાં કોઇ પણ પ્રકારની રાજ્ય વ્યવસ્થા નથી. પ્રત્યેક જાતનો સ્વતંત્ર નાયક હોય છે. પણ જે વખતે શત્રુઓની ચઢાઇ

થાય છે તેજ વખતે તેનું નાયકપણું ચાલે છે. તે લોકોએ ચહેરા ઉપર રંગ ચોપડવાનો તથા લાકડાના ઘરેણાં પહેરવાનો ચાલ હજી છોડ્યો નથી. તેમને કળા કુશળતાની માહિતી નથી. સુધારણા કરવી તેઓને ગમતી નથી. જંગલમાં રહીને દહાડા ગાળવા તેમને ઠીક પડે છે. એ લોકો બહુ આળસુ છે, તેમને ગુજરાન શિવાય બીજો વિચારજ આવતો નથી છરીઓ વગેરે થોડી કીમતના પદાર્થ લેઇને સોનાના કટકા આપવા એ લોકો તૈયાર થાય છે. બ્રેઝિલના બંદરમાં તે પૈકી ઘણાજ થોડા લોકો જોવામાં આવે છે. એ લોકોને હસતાં મેં કોઇ વખતે પણ જોયા નથી." ઉપરની હકીકત ઉપરથી બ્રેઝિલ દેશની સુધારણા કેમ થઇ શકી નહી એ જણાશે. પણ બ્રેઝિલની પશ્ચિમમાં જે દેશ છે તે જો કે તેજ અક્ષાંશ ઉપર છે; તો પણ ત્યાં જુદી સ્થિતિ હોવાને લીધે ત્યાં જુદાજ કાર્ય જણાય છે. એ દેશનું નામ પિરૂ. દક્ષિણ અમેરિકામાં એજ સુધારણાનું સ્થાન હતું. બ્રેઝિલ દેશમાં હવા ઉષ્ણ છે અને આ દેશમાં બે કારણથી ભિનાશ છે: એક મોટમોટી નદીઓના પાણીની અને બીજી વ્યાપારોપયોગી પવનમાંની વરાળની. આ બેને લીધે બ્રેઝિલમાંની જમીન ઘણી ફળદ્રુપ છે; ને તેને લીધેજ સુધારણામાં પ્રત્યય આવેલો છે; કારણ સૃષ્ટીનું ઔદાર્ય જો મર્યાદિત હશે તો અજ્ઞાન દશામાં માણસને તેનું આલોકન કરતાં ફાવે છે. દેશની જેમ જેમ સુધારણા થતી જાય છે તેમ તેમ વધારે જુક્તીઓની યોજના કરી પોતાનું કલ્યાણ કરી લેતાં ફાવે છે. માણસના બુદ્ધિબળથી અને ઉદ્યોગથી જે શોધો થએલી છે, તેવડે ઘણી અડચણો દૂર થએલી છે; અને સૃષ્ટી વૈભવના ઔદાર્યનો ઉપયોગ કરી લેતાં ફાવે છે. પણ જો લોકો અજ્ઞાન હશે અને ઔદાર્ય હદ કરતાં જ્યાદે હશે તો તેજ ઔદાર્ય નાશકારક થઈને સુધારણામાં ખલેલ આવી પોહોચે

છે. બ્રેઝિલ દેશમાં જેટલું સૃષ્ટિ ઔદાર્ય છે, તેટલું બીજા કોઈ પણ દેશમાં નથી, તેથી બીજા દેશોમાંના લોકોને એ ઔદાર્યનું આલોકન કરતાં આવડયું તેથી તેમને સુધારણામાં મદત મળી. આ ઉપરથી એવું અનુમાન થાય છે કે, એકલા ઔદાર્યનો વધારો કામનો નથી, પણ તેનું આલોકન કરતાં આવડવું જોઈએ. એવું અનુમાન ન કરીએ તો આપણો સિદ્ધાંત ભૂલ ભરેલો થશે, ને જેમ બ્રેઝિલ વિષે જેવો મત પ્રથમગ્રહ થયો હતો તેવો થવાનો સંભવ છે. આજે અનુમાન કર્યું તે પિરૂ અને મેક્સિકો આ દેશ વિષે કરીએ તો આપણને એવું જણાય છે કે, જો કે આ દેશમાં સૃષ્ટિનું ઔદાર્ય છે તોપણ તે, જોઈતું છે તેથી તેનું આકલન કરતાં લોકોને દુ:ખ પડયું નથી; તેથી એ ઠેકાણે માત્ર સુધારણા થઈ. હવે આ દેશમાં સુધારણા કેવી રીતે થઈ, તે વિષે વિચાર કરવો જોઇએ. જે પ્રકરણમાં હિંદુસ્તાન અને મિસર વીષે વિચાર કરવાનો છે તેજ પ્રકરણમાં આ બે દેશમાં સુધારણા કેવી રીતે થઈ, તે કયા પ્રકારની હતી અને તે કેવી રીતે નાશ પામી એ વિષે ટુંકામાં કહેવાનો અમારો વિચાર છે.



# ભાગ ત્રીજો.

## યૂરોપ.

યૂરોપ—પ્રાચીન કાળે એશિયા, આફ્રિકા અને અમેરિકા આ ત્રણ ખંડમાં જે સુધારણા થઇ તે જમીનના ફળદ્રુપપણાને લીધે થઈ એ વિષે અત્યાર સૂધી આપણે વિચાર કર્યો. પણ યૂરોપખંડમાં જે સુધારણા થઇ તે સારી હવાને લીધે થઇ. એ વિષેનો આ પ્રકરણમાં વિચાર કરવાનો છે. સુધારણા થવામાં હવા કારણભૂત થાય છે, એ વિષે કેટલાક જણોને આશ્ચર્ય લાગશે. મુસાફરો, ઇતિહાસકાર, અને તત્ત્વવેત્તાઓ એમનામાં પણ આ મત વિષે મત ભેદ હજી સૂધી છે. પણ જરા વિચાર કરીએ તો હવા પણ સુધારણા થવામાં કારણભૂત છે એવું જણાઇ આવશે. જે પ્રમાણે માણસના શરીર ઉપર હવાને લીધે અસર થાય છે; ને શરીર સ્થિતિમાં ફરક પડે છે, તે પ્રમાણે મનની સ્થિતિમાં સુધાં ફેરફાર થાય છે. હવા વડે કાર્ય થઈને શરીરની સ્થિતિમાં કેવી રીતે ફેરફાર થાય છે, એ વાત આ દેશના જુદા જુદા વિભાગમાં રહેનારા બંગાલી, રજપૂત, મરાઠા, અને ગુજરાતી લોકોની સ્થિતિ ઉપરથી જણાય છે; અને એ, વિશેષે કરીને જ્યુ લોકોના દાખલા ઉપરથી તો સારી રીતે જણાઇ આવે છે. જ્યુ લોકો પૃથ્વી ઉપર ઘણું કરીને સર્વત્ર પ્રસરેલા છે; પણ ઈંગ્લાંડમાં જે જ્યુ લોકો કાયમના રહેવાસી થએલા છે તે ગોરી ચામડીના છે, પોર્તુગાલમાંના ભૂરાશવાળા રંગના, અમેરિકામાંના લાલાશવાળા રંગના અને મિસરમાંના કાળા રં-

ગના દેખાય છે. એવો પ્રકાર હોવાનું શું કારણ હશે? જ્યુ લોકે બીજી ન્યાત જોડે લગ્ન વ્યવહાર રાખતા હશે તેને લીધે આવો પ્રકાર બને છે; એવી કોઇ કલ્પના કરશે, પણ તેમ નથી. તે લોકો બીજા લોકો જોડે લગ્ન વ્યવહાર રાખતા નથી હવા શીવાય બીજા કારણો વડે એવું થાય છે એવું માનીએ તો એ કારણો ઈંગ્લાંડમાંના જ્યુ લોકોને જેવી રીતે લાગુ થાય છે તેવી રીતે બીજા ઠેકાણુાંનાં જ્યુ લોકોને પણ લાગુ થવાં જોઈએ. એશિયા અને યૂરોપ એ બે ખંડમાં ઉત્તરે બહુ ટાઢ પડે છે, અને આ ઠેકાણેના લોક સમશીતોષ્ણ કટીબંધમાંના લોકો કરતાં ઠીંગણા છે, એ વાત લાપલંડર્સ અને સામોજદીજ લોકોના વર્ણન ઉપરથી ધ્યાનમાં આવે છે. આ લોકો શરીરવડેજ અલ્પ છે એટલુંજ નહી પણ મનવડે પણ અલ્પ છે. હવાવડે જે પ્રમાણે પરંપરાથી કાર્ય થાય છે, તે પ્રમાણે પ્રત્યક્ષ કાર્ય થાય છે તે પણ આપણે અનુભવીએ છીએ. જે પ્રમાણે હવાનું માન હોય છે તે પ્રમાણે શરીર પ્રકૃતિ સારી નરસી હોય છે. જે લોકોએ જુદા જુદા ઠેકાણાની સ્થિતિનો અનુભવ લીધેલો છે, તેઓને આ વાતની સત્યતા સત્વર જણાશે. અથવા એકજ ઠેકાણેના લોકોને પણ જુદી જુદી ઋતુમાં શરીર પ્રકૃતિમાં ફેરફાર થાય છે, એ વાતનો અનુભવ આવ્યા વિના રહેતો નથી. બીજી સર્વ બાબતો સરખી હોય તો ઉષ્ણ દેશમાંના લોકો સમશીતોષ્ણ દેશમાંના લોકો કરતાં શરીરવડે મજબૂત હોતા નથી. ઉષ્ણતાના ઉકળાટને લીધે શરીરમાં શિથિલતા પેદા થઈને શરીર દુર્બળ થાય છે અને તેને લીધે મન સુધાં અશક્ત થાય છે.

ચીના અથવા હિંદુઓ વધારે સુધરેલાં છતાં દુર્બળ શા માટે છે? અને તેમનીજ પાડોશના મહમદાનુયાયી મુગલ, તાર્તર, અને પઠાણ એ સદૃઢ શા માટે છે? સમશીતોષ્ણ દેશમાંના

લોકોએજ, હિંદ ઉપર વારે વારે ચઢાઇઓ કરી તેને ઉદ્ધસ્ત કરી નાંખ્યો છે. સમશીતોષ્ણ હવામાંના લોકોએજ અમેરિકામાંના ઇંડિયનોને પાદાક્રાંત કરી નાંખ્યા છે. પઠાણ, મુગલ પોતાના દેશમાં સારા મજબૂત હતા, તેજ હિંદુસ્તાનમાં દુર્બલ થઇને, તેમના સજ્યો તેમનાજ વંશજોએ લઇ લીધાં એવું ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે. આ ઉપરથી ઉષ્ણ હવામાંના લોકો કોઇપણ વખતે પોતાનું માથું ઉંચું કરી શકવાના નથી એમ અમારૂં કહેવું નથી. ઉષ્ણ કટીબંધમાંના લોકોના નસીબમાં હમેશ દાસપણુંજ લખેલું છે એવું ધારવું નહિ. સુધારણાના પ્રવાહથી જુદું કાર્ય થવાનો સંભવ છે. જે પ્રમાણે અતિ ઉષ્ણતાને લીધે દુર્બલતા પેદા થાય છે તેજ પ્રમાણે અતિ ટાઢને લીધે પણ એજ કાર્ય થાય છે. આ નિયમને કેટલાક અપવાદ છે; પણ એકંદર સ્થૂલ વિચાર કરીએ તો આ નિયમની વ્યાપકતા જણાઇ આવે છે. અતિશય ઉષ્ણતાને લીધે સુસ્તી પેદા થઇને કામ કરવાની હોંશ ઉડી જાય છે, તેજ પ્રમાણે અતિશય ટાઢમાં બધિરતા પેદા થઈને ઉપર પ્રમાણેજ કાર્ય થાય છે. આ કારણને લીધેજ સ્વસ્થપણે બેશીને જે કાર્યો થાય છે તે કરવાની ટેવ હિંદુઓને પડેલી છે. શ્રમ કરવાનું કેટલાકના મનમાં આવે છે તોપણ ઉષ્ણુતાને લીધે એકસરખી રીતે કામ થઈ શકતું નથી. સુધારણાના સંબંધમાં જે કંઇ કરવાનું હોય છે તે ઘેર નિરાંતે બેશીને કરે છે. બહારના જે વ્યવસાય કરવાના તે ફક્ત ગુજરાન જેટલાજ. આ વિચાર ઉપરથી હવાવડે કેવી રીતે કાર્ય થાય છે તે વાત ધ્યાનમાં આવશે. હવાવડે પરંપરાથી કાર્ય થઇને સુધારણામાં ફેરફાર થાય છે, પણ એ વિષે વિચાર કરવાનું કારણ નથી. યૂરોપમાં જે સુધારણા થઈ તેનું કારણ ત્યાંની હવા છે એવું અમે ઉપર કહી ગયા. આ ઉપરથી સુધારણા થવામાં ત્યાં બીજી કોઈ વાતની સહા-

મતા નહોતી એવું કહેવાનો અમારો હેતુ ન હતો. બીજા કારણોની એ મદદ હતી, એકલી હવાની અનુકૂળતા હશે અને બીજી વાતોની સહાયતા હશે નહી તો સુધારણા થશે કે નહી તે માટે શંકા લાવવાની જરૂર નથી. બીજી વાતોની જે મદદ હતી તે કેટલેક દરજ્જે હતી; અને હવાની ઉત્તમ પ્રકારની અનુ-કૂળતા હતી તેથી, હવા સુધારણા થવામાં ઘણે દરજ્જે ઉપયો-ગમાં આવી એવું કહેવાનો અમારો હેતુ છે. હવાના માનમાં જે પ્રમાણે ફેરફાર હોય છે; તે પ્રમાણે લોકોથી મહેનત થઈને ફળ મળે છે એવું અમે પૂર્વે કહી ગયા છીએ. એશિયા, આફ્રિકા અને અમેરિકામાં જે સુધારણા થઇ તે જમીનની ફળદ્રુપતા ઉપર આધાર રાખીને થઈ એવું પૂર્વે કહેલું છે. યૂરોપખંડમાં હવા અનુકૂળ હોવાથી ઉત્સાહપૂર્વક અને એક સરખી રીતે મહેનત કરતાં માણસોને ફાવે છે. આ ખંડનો ઘણો ભાગ સમશીતોષ્ણ કટીબંધમાં હોવાથી અહીંની હવા બહુ સારી છે; શીવાય ઉપસાગરો અને અખાતોનો, ઘણાક દેશના ભાગમાં પ્રસાર થવાથી ટાઢ અને ઉષ્ણતાનું જોર નરમ પડી ગએલું છે. આ ખંડની ઉત્તરે, ઉત્તર ધ્રુવસમુદ્ર, પશ્ચિમે આટલાંટિક મહાસાગર અને દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર એ આ ખંડમાંના દેશોની વધારે નજીક આવવાથી ટાઢ અને ઉષ્ણતાનું જોર ઓછું થઈને વરસમાંથી ઘણાખરા મહિનાઓમાં હવાનું માન* સારૂં હોય છે. એશિયાખંડવડે ટાઢું, આફ્રિકાખંડવડે ઉષ્ણ અને આટલાંટિક મહાસાગરવડે એક સરખું એવું હવાનું

---

* યૂરોપની દક્ષિણે ભૂમધ્ય સમુદ્ર ન હોત તો સાહારાના પવનથી દક્ષિણ તરફના દેશોમાં બહુ ત્રાસ ખમવો પડત, પણ આ સમુદ્રથી તે ત્રાસ ન થતાં એ દેશોમાં હુંફનો માત્ર લાભ થાય છે. (યુ. ફ. ભૂ. પૃ. ૩૨) આ સમુદ્રનું ક્ષે. ૯૭૦,૦૦૦ ચો. માઈલ છે.

માન આ ખંડનું થએલું છે. મધ્ય એશિયામાંના મેદાનના ઉંચાણુ ઉપરથી જે પવન વહે છે, તેથી યૂરોપખંડમાંના પૂર્વ પ્રદેશમાંના દેશોનો બચાવ થઈ ન શકવાથી એ પ્રદેશો પશ્ચિમ તરફના દેશો કરતાં ટાઢા છે. યૂરલ પર્વત જો વિશેષ ઉંચો હોત તો આ હવાના પ્રવાહને તે બંધ કરી શકત.

યૂરોપખંડની હવા સારી છે એવું અમે કહી ગયા તેથી આ ખંડમાંના બધાજ દેશોની હવા સારી છે એવું કોઈએ ધારવું નહી. અમે સાધારણ રીતે સ્થૂલમાન કહ્યું છે. નાર્વે અને સ્વીડન આ દેશમાં ટાઢ બહુ હોય છે અને સ્પેન તથા પોર્ટુગાલમાં ઉષ્ણતા વધારે હોય છે. એ ઉષ્ણતા આફ્રિકાખંડમાંના સાહારાના રણમાંથી જે સોલાન નામનો પવન વહે છે તેને લીધે હોય છે. આ ચાર દેશમાં ખેતીનું કામ સારૂ થઇ શકતું નથી. સ્પેન અને પોર્ટુગાલમાં ઉષ્ણતાને લીધે મેહનત થઈ શકતી નથી તેથી જમીનની નીધા રહી શકતી નથી. આ બે દેશમાંની ઉષ્ણતા પ્રમાણે નાર્વે અને સ્વીડન દેશમાં વધારે ટાઢ પડે છે અને દહાડો લાંબો હોતો નથી તેથી શ્રમ કરવામાં પ્રત્યય આવે છે. આ ચાર દેશમાંના લોકો વચે બીજા કારણોથી જો કે ફરક દેખાય છે; તોપણ અસ્થિરપણું ચારેમાં સરખું જણાઈ આવે છે; અને તેથીજ યૂરોપખંડના બીજા દેશો કરતાં આ ચાર દેશોની સ્થિતિ ભિન્ન* દેખાય છે. એશિયા, આફ્રિકા, અને અમેરિકા ખંડમાં જે સુધારણા થઇ, તે, જમીન અને તેમાં થતી પેદાશ એ ઉપર આધાર રાખીને હતી. એટલે એક સૃષ્ટિ સંબંધી કારણના બીજા સૃષ્ટ પદાર્થ ઉપર જે કાર્ય થાય છે, તે ઉપર આધાર રાખીને હતી. યૂરોપમાંની સુધારણા, હવા અને મહેનત કરનારાઓ વચ્ચે જે સંબંધ તે ઉપર આધાર

* બકલકૃત સુધારણાનો ઇ૦ પૃ. ૪૩, ૪૪.

રાખીને હતી, એટલે એક બાહ્ય સૃષ્ટ પદાર્થ વિષય સંબંધી માણસના શરીર ઉપર અને મન ઉપર જે કાર્ય થાય છે તે ઉપર આધાર રાખીને હતી. હવે આ જે બે પ્રકારના સંબંધો કહ્યા તે પૈકી પહેલા પ્રકારનો સંબંધ સાદો હોવાને લીધે માણસના ઉદ્યોગમાં ખલેલ પોહોંચવાનો ઓછો સંભવ છે. જે ઠેકાણે એ દેખાય છે તે ઠેકાણે સુધારણાનો પ્રાદુર્ભાવ સત્વર થાય છે. આપણને, એશિયા, આફ્રિકા અને અમેરિકા, આ ત્રણ ખંડમાંના ફળદ્રુપ પ્રદેશમાં પેહલ પ્રથમ સુધારણા થએલી જોવામાં આવી. એનુંએ મુખ્ય એજ કારણ છે. હવા અને માણસની વચ્ચે જે સંબંધ છે તે ગુચવણવાળો હોવાથી માણસને પગલે પગલે અડચણો આવી ને તેને પોતાનો માર્ગ સુધારતાં હરકતો આવી પડે છે; તેથી તેની સત્વર સુધારણા થતી નથી. હવે આ જે અડચણો આવી પડે છે તેથી ફાયદો થઇ શકતો નથી એમ નથી. માણસને આ અડચણને લીધે વધારે બુધ્ધિનો ઉપયોગ કરવો પડે છે અને આ અડચણ જે ઉપયોગવડે ખસેડી શકાય તેવા ઉપાયો અમલમાં લાવવાને તે મંડે છે. એવું થવાથી તેને સ્થીરપણે શ્રમ કરવાની ટેવ પડે છે, જેથી લાંબો વખત વીતી ગયા પછી ફાયદો થાય છે. અને એવા પ્રકારે જે તેની સુધારણા થાય છે તે ધીરેધીરે પણ દૃઢ અને ચિર-સ્થાઈ થાય છે. અમે આ જે વિચાર કહ્યા તે યૂરોપખંડની સુધારણાને લાગુ પડે છે. આ ખંડની સુધારણા થવામાં મુખ્યત્વે કરીને હવા કારણભૂત હતી. હવા અને માણસ એ વચ્ચે જે ભાંજગડનો સંબંધ છે, તેને લીધે યૂરોપખંડની સુધારણા પાછળથી થઈ ને વળી તે ધીરે ધીરે થતી ગઈ. અને તે લાંબી મુદત સૂધી ટકશે, એવું માનવાને કાંઇ પણ હરકત નથી. યૂરોપખંડમાંની સુધારણા જોડે માણસનો જેટલો સંબંધ હતો તેટલો બીજા ખંડની સુધારણાની જોડે નહતો.

બીજા ખંડોમાં જમીનની ફળદ્રુપતાને લીધે થોડા શ્રમથી એ કામ થઈ શકતું. યૂરોપખંડમાં બીજા ખંડના પ્રમાણથી જોવા જતાં ફળદ્રુપતાનું માન બહુજ ઓછું છે, તેથી માણસોને પોતાના શ્રમ ઉપર રહેવાની ફરજ પડી. એટલુંજ કે હવાનું માન અનુકુળ હોવાથી અહીના માણસોથી ઉત્સાહપૂર્વક અને નિયમિત રીતે શ્રમ થઇ શકતા હતા. એકલા શ્રમથીજ ફાયદો થવાનો ઓછો સંભવ હોય છે; પણ લાંબો વખત જતાં એથી ફાયદો થાય છે એમાં શંકા નથી.

હવા અને માણસ એ વચ્ચે ભાંજગડનો સંબંધ છે એવું અમે ઉપર કહ્યું, પણ ભાંજગડનો સંબંધ એટલે શું ? આથી શું સમજવું? આ વિષે કેટલાક જણને શંકા ઉત્પન્ન થશે, માટે એ વિષે ખુલાસો કરવો જરૂરનો છે. ફળદ્રુપતાની અનુકુળતાને લીધે એશિયા, આફ્રિકા અને અમેરિકા આ ત્રણ ખંડમાં માણસના શ્રમનો પ્રવાહ એકજ માર્ગે દોરાયો. ખેતી કરીને ગુજરાન ચલાવવાને સહેલું થઈ પડયું. તેથી ઉદ્યોગનો પ્રવાહ ખેતી તરફજ હતો. આ ધંધા તરફ પ્રાચીનકાળે લોકોનું વધારે ધ્યાન ખેંચાઇ જવાનું કારણ એ હતું કે એમાં શાંતપણું બહુ હોય છે; અને ત્રાસ ઓછો હોય છે, તથા સ્વતંત્રતા વધારે હોય છે. ઉષ્ણ હવામાંના લોકોને જેટલો બહારનો તાપ અથવા ત્રાસ હોતો નથી અને જેટલી શાંતતા હોય છે તેટલું સ્વાભાવિક રીતેજ સુખ લાગે છે. આ સર્વે વાતો ખેતીના ધંધામાં હોવાથી, લોકોનું ધ્યાન એ ધંધા તરફ હતું ખેતી વડે જો ગુજરાનનું કામ નભે છે તો પછી બીજા ધંધાઓ કરવા વિષે ઝાઝી ઇચ્છા થતી નથી. આ ઉપરથી આ ત્રણ ખંડમાં બીજા પ્રકારના ઉદ્યમ ચાલતા નહોતા એવું કહેવાનો અમારો હેતુ નથી. પણ સ્થૂળ દૃષ્ટીથી વિચાર કરીએ તો ખેતી તરફ વધારે વલણ

હતું.અને તેથી આ ત્રણ ખંડની સુધારણામાં આપણને યૂરોપખંડની સુધારણાના પ્રમાણથી ઓછું વૈચિત્ર્ય જણાઇ આવે છે. અને રાજ્ય વ્યવહાર, આચાર વગેરે બાબતોમાં જે પ્રકાર અતિ પ્રાચીન કાળે દેખાતો હતો, તેજ બહુ વરસ વહી ગયાં તોપણ જેવોને તેવોજ અમલમાં રહ્યો; એટલુંજ કે સાધારણ વાતમાં માત્ર તફાવત દેખાતો હતો. એવો જે ઠેકાણે પ્રકાર દેખાય છે તે ઠેકાણે સુધારણા કદી લાંબા વખત સુધી ટકવાની નહીં; કારણ, માણસના ઉદ્યમ, અને ગરજ દહાડે દહાડે વૃદ્ધિ પામે છે, અને પૂર્વેના પ્રકારમાં ફેરફાર કર્યા વગર અડચણો દૂર કરવી કઠણ પડે છે. જે પ્રમાણે બહારના કારણોમાં ફેર પડતો જાય છે, તે પ્રમાણે મનની સ્થિતીમાંએ કેટલીક વખતે ફેરફાર કરવો પડે છે. બાહ્ય કારણોમાં હમેશ ફેરફાર થતો જાય છે; અને તેનું જોર ઓછું હોતું નથી. બાહ્ય કારણોમાં જ્યારે ફેરફાર થાય છે તે વખતે જો આપણે આપણી સ્થિતિમાં ફેરફાર ન કરીએ અને પૂર્વ પ્રકારનુંજ અવલંબન કરીએ તો બાહ્ય કારણોનું જોર થયાથી જે સુધારણા હશે તેને ધક્કો પહોચે છે; અને કેટલોક વખત ગયા પછી તેનો નાશ થવાનો સંભવ હોય છે.

હવે યૂરોપ વિષે વિચાર કરીએ તો ત્યાં હવા અને માણસનો સંબંધ હોવાને લીધે અને માણસની શક્તિ પણ સૃષ્ટીની શક્તિ કરતાં વધારે હોવાથી જુદોજ પ્રકાર દેખાય છે. માણસની શક્તિ કેઇ જગાએ અકુંઠિત થશે તેનું આજેજ અનુમાન કરી શકાતું નથી. પંદરમા સૈકામાંની યૂરોપખંડની સ્થિતિ અને હાલની સ્થિતિ અરસ્પરસ સરખાવીએ તો હાલમાં ત્યાં જ્ઞાનનો કેટલો સંચય થએલો છે; અડચણો કેટલી દૂર થઈ ગયલી છે; સમવડે કેટલી વૃધ્ધિંગત થઇ ગઈ છે અને જે સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે બીજા ખંડમાં નુકસાન થઈ સુધારણાને ધક્કો

પોહોંચ્યો છે, તે નીયમોનું આકલન કરીને તેમનું જોર યૂરોપિયન લોકોએ કેટલું ઓછું કરી નાંખ્યું છે તે ધ્યાનમાં આવશે. દર વરસે જે નવી નવી શોધો થાય છે તથા નવી નવી કલ્પના અને વિચાર નીકળે છે તેનો વિચાર કરીએ તો માણુસના મનનો પ્રભાવ, તેની શકિત અને તેની કૃતિઓ કયાં સુધી જઇને પોંહાચશે તેનું અનુમાન આજ થઇ શકતું નથી. જે વાત કાલે અશકય લાગતી હતી તે આજે શકય થઇને ફત્તેહમંદી મળવે છે. જે વાત કાલે કરતી વખતે અડચણુ પડતી હતી તે આજે સહેજ રીતે પાર પડે છે; જેમ જેમ સુધારણુાનો લાભ વધતો જાય છે તેમ તેમ માણુસને વધારે કલ્પના સૂઝતી જાય છે.

યૂરોપમાંની સુધારણુા માણુસના ઉદ્યોગ ઉપર આધાર રાખીને હતી, તેથી ત્યાં જુદા જુદા ઉદ્યમનો ઉઠાવ થયો અને ઉદ્યોગ કરવા સારૂ સમુદ્રાદિ સાધનો હોવાથી, ધનનો સંઘરો કરતાં ફાવ્યું. એટલુંજ નહી પણ ધૈર્ય, સાહસ, શાંતપણું વગેરે ગુણુ લોકોમાં વસવા લાગ્યા. યૂરોપની સુધારણુા એક બે સૈકામાં થએલી નથી. રોમના રાજ્યનો વિનાશ થઇને ઘણુાક વરસ સુધી અંધઃકાર પડયો હતો. ૧૨મા સૈકાથી સુધારણુાનું તેજ જરા ઝળકવા લાગ્યું, લોકો નિદ્રિત અવસ્થામાંથી જાગૃત થવા લાગ્યા, વ્યાપાર અને કલાકૌશલ્યની વૃદ્ધિ કરવા વિષેની તેમની ઇચ્છા વધવા લાગી, વ્યાપારને લીધે બીજા ખંડમાંના લોકોની જોડે આવર જાવર થવાથી વધારે વધારે ધન અને જ્ઞાન મેળવવા વિષે તેમની ઇચ્છા બલવત્તર થતી ગઈ, બીજા દેશો જોઈને જે માહિતી તથા જ્ઞાન મળ્યું તેનો પ્રસાર લોકો પોતાના દેશમાં કરવા લાગ્યા—એવે પ્રકારે ૧૨મા સૈકાથી તે ૧૫મા સૈકા સૂધી, યૂરોપ ખંડમાં ચો તરફ નિત્યની હીલચાલ થતી હતી; અને ૧૬ મા સૈકાથી તે ચાલુ સૈકા સૂધી, પૂર્વેનું મેળવેલું જ્ઞાન દૃઢ કરવા વિષે

ઉદ્યોગ ચાલે છે. આ જે પ્રકાર થતા હતા તે શાંતપણે થતાં હતા એમ નહી; પણ યૂરોપમાં જે હાલ સુધારણાનું રૂપ દેખાય છે તે ઘણા ટંટા તથા લડાઈઓ થઇને લક્ષાવધિ લોકોની જ્યારે પ્રાણ હાની થઈ, ત્યારે પ્રાપ્ત થયેલું છે. આ સુધારણા માણસની મહેનત ઉપર આધાર રાખીને હતી, એ અમે પૂર્વે કહેલુંજ છે. ધન પેદા કરવા સારૂ જુદા જુદા પ્રકારના ઉદ્યમ કરવા પડે છે. જેને જે સાધનોની અનુકુળતા હતી તે, સ્વધનનો ઉપયોગ કરતો; અને તેથી જુદા જુદા ઉદ્યોગ અને મનનું જુદું જુદું વલણ દેખાવા લાગ્યું. ઉદ્યોગના જે જુદા જુદા પ્રકાર તેમનું અરસ્પરસ સાથે સંઘર્ષણ થઈને લડાઈ ટંટા થવા લાગ્યા. આ લડાઈઓથી જો કે તે વખતે ઘણું નુકશાન થયું તોપણ પછી તેથી બેહદ ફાયદો થયો. તે એવો કે-રાજ્યપ્રવર્તકો અથવા ધર્મપ્રવર્તકો વડે જે બીજા ખંડમાં જુલમ થાય છે તે દહાડે દહાડે ઓછો થવા લાગ્યો. બીજા ખંડોમાં જુદા જુદા પ્રકારનો એકજ વખતે ઉઠાવ થતો નહતો. અને રાજ્યરીતિની જે પૂર્વાપાર વ્યવસ્થા ચાલતી હતી તેમાં ફેરફાર થતા નહી. ધર્મ સંબંધી પણ કેટલેક દરજ્જે આ પ્રમાણેજ હતું. આ કારણને લીધે દરએક વાતમાં એક સત્તાપ્રકાર થઇને-જુલમ થઇને સુધારણાને ધક્કો પોહોચ્યો. યૂરોપમાં એકજ વખતે ઘણા પ્રકારનો ઉઠાવ થતો તેથી જો કે પ્રારંભે ટંટાઓ ઉઠયા તોપણ વખત વીતી ગયા પછી સર્વ પ્રકાર એકજ વખતે શાંતપણે અમલમાં આવવા લાગ્યો. પ્રજાસત્તાત્મક, રાજસત્તાત્મક વગેરે રાજ્યના પ્રકાર એકજ વખતે સુયંત્ર રીતે ચાલે છે, એ હાલમાં આપણે જોઇએ છીએ. એજ પ્રમાણે ધર્મ સંબંધી અને બીજી વાતો સંબંધીનો વિચાર છે. જે પ્રમાણે બે પદાર્થોનું અરસ્પરસ ઉપર સંઘર્ષણ થઇ તેઓ લીસા થતા જાય છે, તે પ્રમાણે આ જુદા જુદા પ્રકારોનું અરસ્પરસ ઉપર

કાર્ય થઇને, જુદા જુદા પ્રકારનું મિશ્રણ થવા લાગ્યું. આજ કારણથી યૂરોપ ખંડની સુધારણા ભાંજગડવાળી હતી એવું અમે ઉપર કહેલું છે. જે પ્રમાણે સૃષ્ટિમાં એકની નજીક એક એવા હજારો પદાર્થ વાસ કરે છે, તેમનું મિશ્રણ થાય છે, તેમનું અરસપરસ ઉપર સંઘર્ષણ થાય છે, અને આખરે તે ફરીથી પૂર્વ સ્થળે વાસ કરવા લાગે છે, તે પ્રમાણે યૂરોપમાંની સુધારણાની સ્થિતિ હતી. જુદા જુદા મત, જુદા જુદા વ્યવહાર, આચાર, વિચાર, અને રાજ્ય રીતિ એમનું સંમિશ્રણ થઈને જેને જેવી રીતે ફાયદો કરી લેતાં ફાવે છે તે પ્રમાણે તેઓ કરી લેછે. તેમાં કોઈ કોઈ વખતે કલહ થાય છે; પણ ફરીથી તે પૂર્વ જગાએ વાસ કરે છે. અમે આ, જે ભાંજગડવાળી સ્થિતિ કહી, તેને લીધે સુધારણાનો પ્રવાહ પ્રથમ ધીરે ધીરે વહેતો હતો, તથાપિ તેનો પ્રવેશ વધારે ઊંડો થઇને તે પોતાનો માર્ગ વધારે આગળ કાઢે છે. આટલા વરસ થયાં તોપણ જે અર્થે તે પાછો હઠયો નથી તે અર્થે એ પ્રવાહ એવીજ રીતે હજી આગળ વધશે એવું અનુમાન કરવાને હરકત નથી.



# ભાગ ચોથો.

## ધન વહેંચણી.

અમે પાછલા ત્રણ પ્રકરણમાં જે વિચાર કરેલો છે, તેનાથી હવા અને જમીન જુદા જુદા પ્રકારે ધનોત્પત્તિને માટે કેવી રીતે કારણભૂત થએલા છે એ વાત ધ્યાનમાં આવી પણ એકલી ધનોત્પત્તિ વિષેનોજ વિચાર કર્યાથી આપણું કામ પાર પડતું નથી. સુધારણા સંબંધી વિચાર કરતી વખત ધનોત્પત્તિ સંબંધી વિચાર જેટલો મહત્વનો છે, તેટલોજ, કે બલકે તેનાથી એ વધારે મહત્વની વાતનો વિચાર કરવાનો હજી બાકી રહ્યો છે. તે વિચાર ધનની વહેંચણી વિષેનો છે. ધનોત્પત્તિ થયા પછી, તેની વહેંચણ કેવી રીતે કરવી, અથવા તે કેવી રીતે થાય છે અને તેને કયા નિયમો લાગુ છે, એ વિષે પ્રશ્ન પેદા થાય છે. દેશની સારી સુધારણા થયા પછી ધનની વહેંચણ કેઇ વાત ઉપર આધાર રાખીને રહે છે એ વાત જો વિચાર કરીએ તો, તે જુદા જુદા કારણ ઉપર આધાર રાખીને છે. અને તેનું નિયમન માણુસની કૃતિવડે થાય છે એવું આપણુને જણાઈ આવશે. આ કારણો વિષે હજી સુધી વધારે મતભેદ છે. પણ આપણુને દેશની સુધરેલી સ્થિતિ વિષેનો વિચાર કરવાનો નથી. દેશ બાલ્યાવસ્થામાં છતાં, ધનોત્પત્તિને માટે કયા નિયમો લાગુ પડે છે એ વિષે જે પ્રમાણે પૂર્વે વિચાર કરવામાં આવ્યો છે, તેજ પ્રમાણે એજ સ્થિતિમાં વહેંચણીના સંબંધે કયા નિયમો લાગુ પડે છે એ વિષેનો વિચાર કરવાનો છે. ધન સંગ્રહને જે પ્રમાણે સૃષ્ટ

પદાર્થ સંબંધી નિયમો લાગુ છે, તેજ પ્રમાણે આ* નિયમો ધનની વહેંચણીને પણ લાગુ થાય છે એ સિદ્ધ કરવાનું છે. સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમો ઉપરથી ધનોત્પત્તિનું નિયમત થાય છે. એ અર્થશાસ્ત્રીઓને સંમત છે, પણ કેટલાક લોકોનો એવો મત છે કે, ધનની વેહેંચણીનું નિયમત ફકત માણુસની કૃતિ વડે થાય છે. પદાર્થ એકવાર પેદા થયા પછી વ્યકિત માત્રને અથવા વ્યકિત સમૂહને તેની જોઇએ તેવી વ્યવસ્થા કરતાં આવડે છે. હવે ધનની વેહેંચણીને સૃષ્ટપદાર્થ સંબંધી નિયમો લાગુ પડે છે, એટલુંજ નહિ, પણ આ નિયમોનું જોર એટલું દીસી આવે છે કે, તેને લીધે ભૂતળ ઉપરના ઘણા લોકો દરિદ્રાવસ્થામાં છે એવું આપણને જણાય છે. જો આ નિયમોના કાર્યથી પુષ્કળ લોકોને દુઃખ વેઠવું પડે છે, તો, આ નિયમો વિષે વિચાર કરવો એ વાત કેટલી મહત્વની છે એ કંઇ કહેવું પડે તેમ નથી.

મિસ્તર હૉબ્સનું એવું કહેવું છે કે, સંપત્તિ એ એક પ્રકારની શકિત છે, પણ જે પુરૂષ એ સંપત્તિ પ્રાપ્ત કરી લે છે અથવા જેને તે પ્રાપ્ત થાય છે, તેને મુલકી અથવા લશ્કરી અધિકાર પ્રાપ્ત થાય છેજ એવું કોઇએ ધારવું નહિ. કદાચ આ સંપત્તિને લીધે માણુસને બેઉ જાતના અધિકાર પ્રાપ્ત થશે, પણ પાસે સંપત્તિ હોય તો એ પૈકી એક અથવા બેઉ અધિકાર ખસુસ મળે છેજ એવું ધારવું નહિ. બીજાના શ્રમ અથવા શ્રમ વડે તૈયાર થએલા પદાર્થો વેચાતા લેવાનું સામર્થ્ય, જેની† પાસે સંપત્તિ હોય છે. તેનામાં હોય છે. જે પ્રમાણે આ સામર્થ્ય ઓછું વધતું હશે તે પ્રમાણે તેની શકિત ઓછીવત્તી સમજવાની છે.

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભાગ, ૧, પૃ–૫૨.
† સ્મિથકૃત વેલ્થ આફ નેશન્સ. ( રાષ્ટ્રની સંપત્તિ ), પૃ. ૧૩

અને આ સામર્થ્યને લીધે લોકની દ્રષ્ટિમાં તેની યોગ્યતા ઓછી કે વત્તી હોય છે. આ સ્થિતિ પ્રાપ્ત થાય છે ત્યારે ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ એવા સ્વાભાવિક રીતે લોકોના વર્ગ બંધાય છે. હવે આ શક્તિ વિષે વિચાર કરીએ તો આ જુદા જુદા વર્ગ બંધાયાથી શાં શાં કાર્ય થાય છે તે આપણને જણાશે.

ધનોત્પત્તિને માટે ત્રણ વાતની અવસ્યકતા હોય છે. શ્રમ, ભંડોળ અને જમીન. ભંડોળ એટલે ઘણા દહાડા સુધી શ્રમ કરીને જે ફળ સંચિત કરેલું હોય છે તે; જમીન એટલે જે સામગ્રી અને જે સાધનો સૃષ્ટીમાં ઉપલબ્ધ હોય છે તે, પછી એ સાધનો કાંતો પૃથ્વીના ગર્ભમાંથી પ્રાપ્ત થાય કે પૃષ્ઠ ભાગ ઉપરથી પ્રાપ્ત થાય. શ્રમ, ભંડોળ અને જમીન એ પૈકી પ્રત્યેક જુદા જુદા માણસ પાસે હોય છે. અને તેથીજ ધનની* વહેંચણ પણ જુદા જુદા ત્રણ પ્રકારના લોકોમાં થાય છે. તે લોકોનાં નામઃ જમીનના માલિક, ભંડોળવાળા, અને ધનોત્પાદક શ્રમ કરનાર. આ ત્રણ લોકો મળીને અર્થશાસ્ત્રીઓનાં મત પ્રમાણે સમાજ થાય છે. સંપત્તિની વહેંચણી જો કે આ ત્રણ પ્રકારના લોકોમાં થાય છે, તોપણ બધા દેશોમાં આ ત્રણે પ્રકારના લોકે હોય છેજ એવું સમજવું નહિ. ઈંગ્લાંડ, સ્કૉટલાંડ, અને બેલજીયમ—આ દેશમાં અને હાલંડના કેટલાક પ્રદેશમાં માત્ર સંપત્તિની વહેંચણી ત્રણ જુદા જુદા લોકોમાં થાય છે. સાધારણ જોઇએ તો એકજ માણસ પાસે બંને† અને કેટલેક ઠેકાણે

* મિલકૃત અર્થ શાસ્ત્ર–પૃ. ૨૯૭

† જે ત્રણ વાતોની ધનોત્પત્તિને માટે જરૂર છે તે પૈકી બે વાતો એકજ માણસ પાસે હોય છે. એટલે એકજ માણસની જમીન હોય છે ને ભંડોળ પણ તેની પાસેજ હોય છે. જમીનનો માલિક પોતે શ્રમ કરનાર માણસની જોડે કરાર કરીને તેને ભંડોળ પુરૂ પાડે છે. એ પ્રકાર ફ્રાન્સ દેશમાં રાજ્યક્રાંતિ થતા પહેલાં શરૂ

ત્રણે* પ્રકાર હોય છે. અને તેથીજ સંપત્તિનો ઉપભોગ લેનારા વખતે બે પ્રકારના કે એકજ પ્રકારના હોય છે.

અમે આ જે વિચાર કર્યો તે અર્થશાસ્ત્રીઓનો છે. આપણે ધનની વહેંચણી વિષે સાધારણ રીતે વિચાર કરીએ તો આપણને એવું જણાઈ આવે છે કે, ધનની સિદ્ધતા થઇને તેનો સંચય થવા માંડે છે, ત્યારે તેની વહેંચણ બે પ્રકારના લોકોમાં થાય છેઃ એક શ્રમ કરનારા અને બીજા શ્રમ ન કરનારા. શ્રમ કરનારા લોકોને શ્રમ બદલ જે દ્રવ્ય મળે છે તેને મજુરી કહે છે; અને શ્રમના યોજકો એટલે જે ભંડોળ પુરૂં પાડે છે તેમને ભંડોળ બદલ જે વધારાનું દ્રવ્ય મળે છે તેને નફો કહે છે. કેટલોક વખત વીત્યા પછી આપણને એ બીજો વર્ગ દેખાય છે. એ વર્ગ સંચય કરનારા લોકોનો છે. એ

---

હતો. જે ઠેકાણે જમીન ખેડુતની હોતી નથી તે ઠેકાણે આ પ્રકાર જોવામાં આવે છે. એ પ્રકાર ઈટાલી દેશમાંના ઘણાખરા ભાગમાં દેખાય છે. કેટલેક ઠેકાણે શ્રમ કરનાર માણસની જમીન હોતી નથી, પણ તેની પાસે થોડું ઘણું ભંડોળ હોય છે, ને જમીનના માલિકો ભંડોળ પૂરૂ પાડતા નથી. એ પ્રકાર આયર્લાંડ, હિંદુસ્તાન અને એશિયામાંના કેટલાક પ્રદેશોમાં દેખાય છે. હિંદુસ્તાનમાં જમીનની માલિકી ઘણે ખરે ઠેકાણે સરકાર તરફ હોય છે. ખેડુતો પોતાના શ્રમ અને ભંડોળવડે ખેતી કરે છે અને સરકારને માલકી બદલ વેરો આપે છે. કોઈ કોઈ ઠેકાણે સરકાર મુકરર વેરો ઠરાવીને જમીન બીજા લોકોને સોંપે છે અને એ લોકો ફરી હાણથી ખેડુતોને જમીન સોંપે છે.

* ધનોત્પત્તિને માટે જોઈતી ત્રણ વાતો, જે એકજ માણસ પાસે હોય છે તેને પેઝન્ટ પ્રોપ્રાએટર કહે છે. એ, યુનાઈટેડસ્ટેટસની ઉત્તરના પ્રદેશ, ફ્રાન્સ દેશનો ઘણો ખરો ભાગ, સ્વિત્ઝરલૅંડ, નાર્વે, સ્વીડન, ડેનમાર્ક, જર્મનીમાંનો કેટલોક પ્રદેશ અને ઇટાલીમાંનો ઘણોખરો પ્રદેશમાં આ પ્રમાણે હોય છે.

લોકો પોતે શ્રમ કરતા નથી અથવા શ્રમની યોજના પણ કરતા નથી. એ લોકો શ્રમ યોજકોને સંચિત દ્રવ્ય ઉછીનું આપે છે. એ બદલ તેમને જે વધારો મળે છે તેને વ્યાજ કહે છે. એમને જે વ્યાજ મળે છે તે શ્રમ યોજકોને જે નફો મળે છે તે પૈકીનો એક અંશ* હોય છે; અર્થાત્, જે વહેંચણી થાય છે તે આ પ્રમાણે: વ્યાજ, નફો અને મજુરી. પણ આ જે વહેંચણી થાય છે તે–જે વખતે ધનનો જરા સારો સંચય થાય છે તે વખતની છે, પણ જે વખત વિષે આપણે વિચાર કરવાનો છે તે વખતે આ વર્ગ જુદો હોતો નથી. પાછળથી જે વ્યવસ્થા થાય છે, તે વિષે આપણે વિચાર કરવાનો નથી. શ્રમ કરનારા અને શ્રમ યોજક એઓની વચ્ચે સંચિત દ્રવ્યની વહેંચણી કેવી રીતે થાય છે એ વિષે પ્રસ્તુત આપણે વિચાર કરવાનો છે શ્રમ કરનારા લોકોને શ્રમ બદલ જે અવેજ મળે છે તે તેમના શ્રમની કીમત છે. અને જે પ્રમાણે બીજી જણસોના દરમાં વધઘટ થાય છે, તે પ્રમાણે મજુરીના દરમાં એ વધઘટ થાય છે. જે પ્રમાણે બીજી જણસોની કિમત ખપ અને છત ઉપર આધાર રાખીને હોય છે, તે પ્રમાણે મજુરી, એ ખપ અને છત ઉપર આધાર રાખીને હોય છે. એટલે† લોક સંખ્યા અને ભંડોળ એમની વચ્ચેનું જે પ્રમાણ–તે ઉપર આધાર રાખીને હોય છે. લોક સંખ્યા એટલે શ્રમ કરનારા લોકોની સંખ્યા એવો આ ઠેકાણે

* ગમે તે માણસને કોઇપણ ઉદ્યમમાં જે ફાયદો મળે છે તે ત્રણ વાત મળીને થએલો હોય છે:–

(૧) સંચય બદલનો વધારો.

(૨) નુકસાનની જોખમ બદલનો વધારો.

(૩) દેખરેખ કરવાની મહેનત બદલ અવેજ. (ફા. ફ. અ. પૃ ૧૪૬.)

† મિલકૃત અર્થશાસ્ત્ર–પૃ. ૪૦૯. ફાસેટ કૃત અર્થશાસ્ત્ર પૃ. ૧૨૮.

અર્થ સમજવાનો છે અને ભંડોળ એટલે શ્રમ વેચાતા લેવા સારૂ જે ધન ખરચ કરવાનું તે દેશમાં જે ધનનો સંચય થાય તેની શ્રમ કરનારા લોકોને વેહેચી આપવાની રીતિ-કિંવા મજુરી બદલ તેઓને વહેંચી આપવા સારૂ જે ભંડોળ જુદું રાખી મુકેલું હોય છે તેની અમૂક વ્યવસ્થા. જે ભંડોળ વહેંચી દેવાનું હોય છે અને તે જે લોકોમાં વહેંચવાનું હોય છે એ બેમાં જે પ્રમાણ હોય છે તે શ્રમ કરનારઓને બહુ મહત્વનું થઇ પડે છે. એ પ્રમાણ તેમને ફાયદાકારક થાય એવી રીતે તેમાં ફેરફાર કર્યા વગર શ્રમ કરનારા લોકોની સ્થિતિ કોઇપણ વખતે સુધરશે.* મજુરી કરનારની સંખ્યા† વધવાથી એ દર વધારે થયો નથી એવું સમજવું જોઇએ, અને જ્યાં સૂધી મજુરી કરનારની સંખ્યા

* મિલકૃત અર્થશાસ્ત્ર પૃ. ૪૧૭.

† મિ. માલ્થસે ઘણો શ્રમ લેઈને લોક સંખ્યા આ વિષય ઉપર એક નિબંધ લખેલો છે. તે ઘણો મહત્વનો છે, એ સાહેબ કહે છે કે, લોક સંખ્યાને બે જાતના પ્રતિબંધ હોય છે: એક પ્રત્યક્ષ એટલે દુષ્કાળ, રોગ, લડાઈઓ એથી લોક સંખ્યા ઓછી થાય છે. બીજો પ્રતિબંધક ઉપાય તે ડહાપણનો પ્રતિબંધ. તે એવો કે-પ્રત્યેક સુધરેલા દેશમાં કેટલાક લોકો નાનપણમાં લગ્ન કરતા નથી. કારણ એવું કરવાથી સંતતિ વૃદ્ધિ પામવાની નથી અને તેથી આપણને સુખ થવાનું નથી એવી તેમની સમજ હોય છે. યૂરોપના કેટલાક દેશમાં અને એશિયાના ઘણાખરા દેશમાં પૂર્વે લોક સંખ્યા ઓછી થતી હતી તે દુષ્કાળ, લડાઈઓ, છોકરાઓની માવજત સારી નહી રાખવી, ભયંકર રોગ ઉપર ઔષધિ વિષે અજ્ઞાન વગેરેથી થતી હતી. જો કે આ એક પ્રતિબંધ છે તો પણ તેથી જેટલો ફાયદો થવો જોઈએ તેટલો થતો નથી, શિવાય એવો પ્રતિબંધ પ્રશંસનીય પણ નથી. બીજો પ્રતિબંધ હિતકર અને ઉત્તમ છે. નોર્વે દેશમાં એવો નિયમ છે કે સ્ત્રી અને ધણી એમની પાસે કાંઈ દ્રવ્ય છે, એવું જણાયા વિના લગ્ન કરવાને તેમને પરવાનગી મળતી નથી.

કોઇપણ રીતે કમતી નથી ત્યાં સુધી મજુરોને દેશમાંનું દ્રવ્ય વધવાથી જોઇએ તેવો ફાયદો થવાનો નથી; અર્થાત્ મજુરોની સંખ્યાને પ્રતિબંધ હશે તો તેથી તેમને અને દેશને ઈષ્ટ છે. આ કહેવું કેટલાક ટૂંક સમજણવાળા માણસોને વિલક્ષણ અને અસંભવિત દેખાશે. પણ આ દેશમાં લોક સંખ્યા વધી જવાથી શ્રમ કરનારાઓની અને દેશની કેટલી હાનિ થએલી છે અને અદ્યાપિ થાય છે, એ વિષે વિચાર કરીએ તો એવો પ્રતિબંધ હોવો, એ વાત ઇષ્ટ છે કે નહિ તે સમજાશે. જ્યાં સુધી ખેતીના કામમાં ન આવેલી એવી ઘણી જમીન દેશમાં હોય છે, ત્યાં સુધી લોકસંખ્યાને પ્રતિબંધ નહિ હોય તોપણ ચાલવા જેવું હોય છે. પૂર્વે એવો પ્રતિબંધ કરવાનું કારણ નહોતું. કારણ, ઘણી જમીન ખેતી સારૂ ઉપયોગમાં આવેલી નહોતી, અને માણસોની ગરજોએ વધી પડેલી નહોતી. હાલની સ્થિતિ તેથી ઉલટી છે. સાંપ્રત કાળે દેશમાં સ્વસ્થતા છે; રોગ ઉપર ઔષધિ ઉપાયની યોજના કરવાની સારી માહિતી હોવાને લીધે, વધારે મરણ હવે થતાં નથી. દહાડે દાહાડે ગરજો વધી જવાથી સારી સ્થિતિમાં નિર્વાહ કરતાં ખરચ વધારે લાગે છે; એવી સ્થિતિમાં લોક સંખ્યા ઉપર કાંઈ પ્રતિબંધ રાખવા વિષે યત્ન ન કરીએ તો, અનિષ્ટકાર્ય થશે, એ ખુલ્લું છે. "શ્રમ કરનારા લોકોની સ્થિતિ સારી નથી," એવું કહીને દુઃખ પ્રદર્શિત કરનારા ઘણા જણ છે, પણ વાસ્તવિક જે ઉપાય યોજાવવા જોઇએ તે મનઃપૂર્વક કરનારા ઝાઝા નિકળતા નથી. કેટલાકના મનમાં આ ઉપાય કરવાનું આવે છે. પણ તેઓ લોકપવાદથી ડરી જઇને સ્વસ્થ બેસે છે.

---

સ્વિટ્ઝર્લેંડ દેશમાં પુરૂષ ૩૦ વરસનો અને સ્ત્રી ૨૫ વરસની થતાં સુધી લગ્ન કરતાં નથી.

ધર્મ સંબંધી જે કેટલીક ચમત્કારીક સમજણોને લીધે હિંદુસ્તાનને નુકશાન થએલું છે, તે પૈકી લગ્નની ધર્માદા બાબતની સમજણ એ એક છે. આ સમજણથી પૂર્વે આટલી અડચણ પડતી નહી, કારણ ધાન્ય ઘણું હોવાથી લોકોને, ભીખારી લોકોનું પોષણ કરતાં કઠણ પડતું નહી. પણ આ ભૂલથી ભિક્ષુકોની સંખ્યા વધ્ધિ પડી. હવે જ્યારે અનાજ મોઘું થતું જાય છે ત્યારે લોકોની આંખ ઉઘડતી જાય છે; પણ તે અદ્યાપિ સારી પેઠે ઉઘડી નથી. અવિચારથી ધર્માદા કરવાની અને બે હાથના ચાર હાથ થતા હોય તો (લગ્ન થતું હોય ત્યાં) દ્રવ્યથી મદદ કરવાની બરાબર ટેવ હજી નાશ પામી નથી; દરએક માણસને આ જગતમાં રહેવાનો હક્ક છે એ ખરૂં છે. તથાપિ, પોતે પરણવું,–અને બીજાએ પોતાની સંતતિનું પોષણ કરવું–એવું કહેવાનો હક્ક કોઇને નથી. જે લોકો બીજાની સહાયતા વિના પોતાનું ગુજરાન ચલાવી શકતા નથી, તે લોકોને લગ્ન કરવાને તેમજ અશકત અને દરિદ્રી પ્રજા નિર્માણ કરવાને મદદ કરવી એ કેટલું અવિચારભરેલું છે?! પણ આ દેશમાં અને બીજા દેશમાં આવા લોકોના ઉત્તેજન આપનારા સેંકડો છે. વંશપરંપરાથી જે લોકોનો ભિક્ષા માગવાનો ધંધો હોય છે, તેમને કામ કરવાને કહેવું એ સુધાં–કેટલાક ધાર્મિક કહેવડાવનારા લોકોને ગમતું નથી. અમારૂં એટલુંજ કહેવું છે કે–જે ધર્મ કરવાનો હોય તે કરો, પણ તેથી લોકોને સારી ટેવ પડીને તેમનું કલ્યાણ થાય એવી રીતે જો ધર્મ ન કરીએ તો દાનધર્મનો જે ખરો હેતુ છે તે પાર ન પડતાં વ્યર્થ ખરચ કર્યા જેવું થાય છે.

કોઈએક દેશમાં ધનની કંઈ એક રકમ, શ્રમયોજક અને શ્રમ કરનારા એઓમાં વહેંચી આપવાની છે, એવી આપણે કલ્પના કરીએ. હવે શ્રમ કરનારાઓની સંખ્યા જેમ જેમ વધશે

તેમ તેમ મજુરીનો દર ઓછો થાય છે. અને કોઈ કોઈ વાર બીજા કેટલાક કારણોને લીધે મજુરીના દરમાં ફેરફાર થાય છે,* તે કારણ વિષેનો વિચાર કોરે મૂકીએ તો, મજુરી વિષે વિચાર કરવો એ મજુરોની સંખ્યા વિષે વિચાર કર્યા જેવુંજ છે; કારણ, મજુરીનો દર, તે, જે ભંડોળમાંથી મજુરી આપવાની છે તે ભંડોળ જેવું હશે તે પ્રમાણે હોય છે તથાપિ, ભંડોળ ને માંગણી બહુ હશે અને તે પ્રમાણે તે વધશે નહી, તો મજુરોની સંખ્યા જેમ જેમ વધશે તેમ તેમ પ્રત્યેક મજુરને ઓછી મજુરી મળશે. જે ભંડોળમાંથી મજુરી આપવાની છે તે ભંડોળ કેમ વધારવું, અને તે વધારવાને માટે કઇ વાતોની સાહ્યતા જોઇએ એ વિષેનો વિચાર જો કે મહત્ત્વનો છે, તથાપિ, તે વિચાર કરવો એ આ ગ્રંથનો વિષય નથી. કયા સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોને લીધે મજુરોની સંખ્યા વધે છે, ને તેથી મજુરીનો દર ઓછો થાય છે, એ વિષે આપણને વિચાર કરવાનો છે.

જે સૃષ્ટ પદાર્થ વિષયક કારણો છે તેમાં ભોજ્ય એટલે અન્ન આ એક છે એનાથી મજુરોની સંખ્યામાં ફેરફાર થાય

---

* જે કેટલાક કારણોને લીધે મજુરીના દરમાં ફેરફાર થાય છે તે કારણો આ છેઃ—

(૧) ધંધો મનગમતો હોય અથવા ન હોય,

(૨) કામ શીખવાને માટે આવતી અડચણો અથવા જોઈતું ખરચ; અથવા આ શિક્ષણ મેળવવા સારૂ જે થોડો શ્રમ અને થોડો ખરચ લાગે છે તે,

(૩) ધંધાનું કાયમપણું, કે અનિશ્ચિતપણું,

(૪) શ્રમ કરનાર માણસો ઉપર ઓછાવત્તો વિશ્વાસ રાખવાની અવશ્યકતા, અને

(૫) ધંધામાં જશ અથવા અપજશ આવવાનો સંભવ.

સ્મિથકૃત વેલ્થ ઑફ નેશન્સ—રાષ્ટ્રની સંપત્તિ પૃ. ૫૩.

છે. બે જુદા જુદા દેશ બીજી બધી બાબતોથી સરખા છે, પણ તેમાં ફેર એટલોજ છે કે, એકમાં ખોરાક સસ્તો અને પુષ્કળ છે, અને બીજામાં તેનો સંગ્રહ ઓછો હોઈ તે મોંઘો છે, એવી આપણે કલ્પના કરીએ. હવે જે દેશમાં તે સસ્તો અને 'વિપુલ છે, ત્યાંની લોક સંખ્યા, જે દેશમાં તે મોઘો ને થોડો હશે ત્યાંની લોક સંખ્યા કરતાં ઝટ વધે છે,—એટલુંજ કે, બેઉ દેશમાંના લોકોનું બીજી બાબતોમાં સરખું પ્રમાણ જોઈએ. જે વરસે અનાજનો ભાવ સસ્તો હોય છે તે વરસે, મોંઘવારીના વરસ કરતાં વધારે લગ્ન થાય છે; એ વાત અનુભવ ઉપરથી દરેકને માલૂમ હશે. જે દેશમાં લોક સંખ્યા ઉતાવળે વધી જાય છે તે દેશમાં મજુરીનો દર, જે દેશમાં લોક સંખ્યા તે પ્રમાણે વધતી નથી તેના કરતાં ઓછો હોય છે. આ ઉપરથી જુદા જુદા દેશમાં જે સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમો ઉપર ગુજરાનનો આધાર—અને તે ઉપર મજુરીનો દર એ સંબંધ રાખીને રહે છે—તે નિયમોનો વિચાર કરવો એ પ્રસ્તુત મહત્વનું છે.

આપણે જે ખોરાક ખાઇએ છીએ તેથી શરીર રક્ષણ સંબંધી અવશ્ય એવાં બે કારણ નિષ્પન્ન થાય છે: એક કેટલાક કારણોને લીધે શરીર યંત્ર જે હમેશ ઘસાઇ જાય છે તેની દુરસ્તી થાય છે તે; અને બીજું, રૂધિરાભિસરણ વગેરે ક્રિયા સારી પેઠે ચાલવાને અને શરીરમાંનો દૂષિત અંશ બહાર પડવાને જે ઉષ્ણતાની* જરૂર હોય છે તે પેદા થવી. માણસનું શરીર એ

* માણસના લોહીનું ઉષ્ણતામા ૯૯૦, પક્ષીનું ૧૦૬૦થી ૧૦૮૦ સૂધી અને સર્પ જાતીના પ્રાણીઓનું ૮૪૦થી ૮૬૦ સૂધી હોય છે. જે પ્રમાણે ગરમ કરેલા પદાર્થનું ઉષ્ણતામાન તાપથી દૂર કર્યા પછી ઓછું થવા માંડે છે તે પ્રમાણે પ્રાણીઓના શરીરમાંની ઉષ્ણતા બહાર પડી ને તે બે માલૂમ થઈ જાત, પણ વાળ, ઉન, પીછાં વગેરે સાધનોથી ઉષ્ણતા જે પ્રમાણે અન્નથી કાયમ રહે છે

એક નાજુક યંત્ર* છે જે પ્રમાણે યંત્રને ગતિ આપ્યાથી

તે પ્રમાણે તે હુંફવાળી જગ્યા, તાપણી આગળ બેસીને તાપવું, વગેરે ઉપચારથી અંશતઃ કાયમ રાખતાં આવડે છે.

* શરીરને યંત્ર કહેવાનું કારણ, જે પ્રમાણે આપણે બીજાં યંત્રો જોઈએ છીએ તે પ્રમાણે શરીર એ એક યંત્ર છે. બીજાં યંત્રોને ગતિ આપ્યાથી જેમ તેમનો વેપાર એક સરખી રીતે ચાલે છે તે પ્રમાણે શરીરને ઉપયોગી પડનારા પદાર્થ એને વખતસર મળવાથી આ યંત્ર પણ ઘણા દિવસ સૂધી ટકે છે. શરીર યંત્ર જેવું નાજુક યંત્ર બીજું નથી. આ યંત્ર નાજુક હોવાનું કારણ એ છે કે, તેમાં વાયુનો અંશ બહુ હોય છે, શરીર મુખ્યત્વે કરીને તાર્ક્ષ્ય, પ્રાણવાયુ, ઉદકજનક વાયુ, અંગાર વાયુ, પ્રકાશદ્, કયાલશમ સોડિયમ (વજ્રક્ષાર), પોટાશમ (પાત્રરક્ષા), મોનિયમ (વિરેચજક્ષાર) અને લોહ એ શુદ્ધ પદાર્થ મળીને થએલું છે. આ શુદ્ધ પદાર્થ જુદા જુદા પ્રમાણથી મિશ્ર થાય છે. આ શુદ્ધ પદાર્થ પૈકી તાર્ક્ષ્યનો અંશ શરીરમાં વધારે હોય છે. શરીર યંત્રને ગતિ મળીને જે ક્રિયાઓ હમેશ ચાલુ રહે છે, તે બાહ્ય પદાર્થની સહાયતા વિના ચાલુ રહેતી નથી. તે પદાર્થઃ-હવા, પાણી, ઉષ્ણતા, ટાઢ, વિદ્યુત્ અને પ્રકાશ એ છે. જેવડે શરીરમાં સેંદ્રિય ક્રિયાઓ ચાલે છે તેઃ-રક્તાશય, ફેફસાં, પક્વાશય, આંતરડાં, યકૃત, પાંક્રિયા (અન્નપચન રસોત્પાદક ઈંદ્રિય) અને પ્લીહા એ છે. સેંદ્રિય વ્યાપારથી પ્રાણનું રક્ષણ થાય છે; અને ઐચ્છિકક્રિયાના વ્યાપારથી શુદ્ધિ પેદા થાય છે. સેંદ્રિય વ્યાપાર હમેશ ચાલે છે. એને બિલકુલ વિશ્રાંતિ નથી. પરંતુ ઐચ્છિકક્રિયાના વ્યાપાર રહી રહીને ચાલે છે. એને વિશ્રાંતિની અવશ્ય જરૂર છે. રકતાશયનો વ્યાપાર બંધ પડેલો કોઈએ જોયો છે? જો કે ૨૪ કલાકમાં તેના એક લાખ ટકોરા પડે છે તોપણ તેનો વ્યાપાર બંધ ન પડતાં ઘણા વરસ સૂધી તેનો એ વ્યાપાર જારી રહે છે. તેજ પ્રમાણે ફેફસાની એ વાત સમજવાની છે. એ હમેશ હવા અંદર લેછે ને બહાર કહાડે છે. જે સેંદ્રિય વ્યાપાર ચાલુ હોય છે તે અરસ્પરસ ઉપર આધાર રાખીને ચાલે છે. એટલે રૂધિરાભિસરણ શિવાય અન્નરસક્રિયા થવાની નથી. અન્નરસક્રિયા શિવાય પાચનક્રિયા થતી નથી; પચનક્રિયા શિવાય પોષણ

તે ચાલવા માંડીને ઘસાતું જાય છે, તે પ્રમાણે શરીર યંત્ર પણ ક-

ક્રિયા થવાની નથી. અને પોષણક્રિયા શિવાય રૂધિરાભિસરણ થાય નહીં. આ જુદી જુદી ક્રિયા માટે શરીરમાં જુદી જુદી તજવીજ કરેલી છે. ફક્ત પચનક્રિયા વિષેજ વિચાર કરીએ તો શરીરરચના કેટલી ચમત્કારીક છે તે જણાશે. આ ક્રિયા સારૂ પાંચ મુખ્ય ભાગ છે. શિવાય બીજા ઘણા સહાયકારી અવયવો છે. ૧ મુખ ૨ અન્નનલિકા, ૩ પકવાશય, ૪ નાનાં આંતરડા (એ નળીઓ છે) મોટાં આંતરડા (એ મોટી નળીઓ છે) પ્રથમ દાંતવડે અન્નનું પિષ્ઠ થાય છે, અને શ્લેષ્મોત્પાદક પિંડમાંથી થુંક આવીને આ પિષ્ટને ભિનાશ મળે છે. થુંકમાં પાણી અને ક્ષાર હોવાથી અન્ન નરમ થઇને તે ગળી જવા જેવું થાય છે. શિવાય એથી પાચનક્રિયાને પણ મદત થાય છે. દાંતવડે અન્નનું પિષ્ટ થયાં પછી, ને થુંકવતી નરમ થયા પછી તેનો ગોળો બને છે. જ્યાં સૂધી આ ક્રિયા ચાલે છે ત્યાં સૂધી મોંઢાનું દ્વાર બંધ હોય છે. આગળથી હોંઠ, બાજુથી ગાલ. નિચેથી જીભ, અને ઉપરથી તાળવું એવી રીતે ચોતરફથી પાકો બંદોબસ્ત હોય છે, તેથી અન્ન બહાર નીકળી પડતું નથી. જીભવડે અન્ન એકત્ર થઈકાકડાની અને તાળવાની મદદથી અન્ન માર્ગમાં જાય છે. અન્નમાર્ગ એ એક મોં આગળજ કોથળી હોય છે. એના આગલે ભાગે વાયુ આવવા જવાને નળી છે તેને શ્વસન માર્ગ કહે છે. આ કોથળીની બે બાજુએ બે નળીઓ હોય છે. એમાંથીજ શ્રવણેંદ્રિય તરફ વાયુ જવાનો રસ્તો છે; એને અંગ્રેજીમાં "યુસ્ટેચિઅન" ટ્યુબ્સ કહે છે. કોથળીની ઉપલી બાજુએ નાક તરફ જવાનો માર્ગ છે. કોથળીને અડીને નીચલી બાજુએ એક નળિકા છે. એ પકવાશયને જોડેલી છે. જ્યાં સૂધી આ કોથળીમાં અન્ન હોય છે, ત્યાં સૂધી હવાને ફેફસામાં જતાં ફાવતું નથી. આજ કારણથી અન્ન કોથળીમાંથી ઝટ નિચે ઉતરવું જોઇએ. અન્ન આ કોથળી નીચેની અન્ન નળિકામાંથી પકવાશયમાં જાય છે. પ્રથમ આપણે જે કોળીયો લેઈએ છીએ તે પકવાશયમાં ગયા પછી, તેને પકવાશયના સ્નાયુની વિલક્ષણ શક્તિ વડે પકવાશયની અંદરની ચામડીની બાજુથી જવાને ગતિ મળે છે. આ કોળીયો, બાજુથી જતાં જતાં છેવટ મધ્ય ભાગે આવે છે: પછી તેની પાછળ બીજો,

એમ ઘસાતું જાય છે. પોષણ, રૂધિરાભિસરણ, શ્વાસોચ્છ્વાસ, મળમૂત્રોત્સર્ગ, અને જનન, આ સેંદ્રિય ક્રિયાઓ અને ભાષણ, ગમન, શ્રવણ, દર્શન મનન, વગેરે જે ઐચ્છિક ક્રિયાઓ હમેશ ચાલુ હોય છે તે વડે શરીરમાંનો અંશ પરસેવાથી, ફેફસાથી, અને શરીરમાં જે બીજા રસ્તાઓ છે તે વડે હમેશ ઓછો થતો જઇ શરીર હમેશ ઘસાય છે. અનુભવ વડે* એવું સમજાય છે કે, ૨૪ કલાકમાં સાધારણ માણસનું છથી સાત પૌંડ સુધી ઘસાઈ જવાનું માન હોય છે અને સશક્ત† તેમજ નિરોગી માણસ

ત્રિજો, ચોથો એવી રીતે છેવટનો કોળીઓ મધ્ય ભાગે આવે છે. આ પ્રમાણે કોળીયા ફરે છે, ત્યારે પકવાશયની રક્તવાહીનીઓ ફૂલેછ, અને તેથી પકવાશયની ત્વચાથી એક પ્રકારનો સ્રાવ થાય છે એને જઠરાગ્ની (અન્નાશયમાં અન્ન પચન સારૂ પેદા થએલો રસ) કહે છે. એ રસ એવી ક્રિયા ચાલે છે તેથી પૂર્ણપણે અન્નની જોડે મળી જાય છે. આ રસથી, પાચન થવા જેવો અન્નમાંનો કઠણ ભાગ ઓગળી જાય છે. અને અન્નનો નવો પ્રવાહી પદાર્થ બને છે; એને આમરસ કહે છે. એ રસ નાનાં આંતરડાંના ઉપલા ભાગમાં જઇને ત્યાં તેનું, પિત્ત અને પાંક્તિયાના રસ જોડે મિશ્રણ થાય છે. ને તેનો અન્નરસ થાય છે. અન્નરસ નાનાં આંતરડામાં ગયા પછી, તેને અન્નરસ વાહિનીઓ ચૂસી લે છે. બધામાં જે મોટી વાહીની છે તેમાં એ બધી વાહિનીઓએ અન્નરસ છોડે છે. એ વાહિની એ રસ રક્તાશય તરફ જનારી અશુદ્ધ રક્ત વાહિનીમાં લેઈ જાય છે; અહીં એનું અશુદ્ધ લોહી જોડે મિશ્રણ થાય છે. પછી એ અશુદ્ધ લોહી રક્તાશયમાંથી ફેફસા તરફ જાય છે. ત્યાં અશુદ્ધ લોહીમાં જે અંગાર વાયુ હોય છે તેનો શ્વાસ બરાબર આવેલા પ્રાણ વાયુ જોડે સંયોગ થઈને જે અંગારામ્લ વાયુ થાય છે તે ઉચ્છ શ્વાસ જોડે બહાર નીકળી જાય છે. એથી અશુદ્ધ લોહીનું શુદ્ધ લોહી બને છે અહીંથી આ લોહી ફરી રક્તાશયમાં જઈને ત્યાંથી શુદ્ધ રક્ત વાહીનીઓ વડે શરીરનું પોષણ થાય છે.

* ધનકોટી રાજકૃત આરોગ્ય શાસ્ત્ર પૃ-૪૫.

† સ્મિથસ્ ફિલાજફી ઑફ્ હેલ્થ (આરોગ્યશાસ્ત્ર) ભા. ૨પૃ-૩૩૫

એક કલાક કામ કરે તો તેનું શરીર વજનમાં પાંચ પૌંડ ઓછું થાય છે. હટન અને ડાંડર્સનું એવું મત છે કે, જે માણસ ઘરની બહાર મહેનત મજુરીનું કામ કરવા માંડે છે તેને ૩૫૦ ટન બોજો એક ફૂટ ઉપર ઉચકવાને જે જોર કરવું પડે છે તેટલું જોર દરરોજ તેનું કમતી થાય છે. માણસના શરીરમાંના અવશ્ય વ્યાપાર ચાલે છે ત્યારે ૧૩૩ ટન બોજો એક ફૂટ ઉંચો ઉચકવને જે જોર કરવું પડે છે, તેટલું જોર હમેશ ખરચ* થાય છે.

આ જે શરીર ઘસાય છે તેની દુરસ્તી ઘણું કરીને ખોરાકવડે થાય છે. અને તે શિવાય આ કારણ માટે શરીરમાં હમેશ અનેક પ્રકારની ક્રિયા ચાલુ હોય છે. પ્રત્યેક પલકવારમાં જુના પરમાણુ† શરીરમાંથી બહાર પડે છે અને નવા પરમાણુ શરીરમાં પ્રવેશ પામે છે. શરીર ઘસાઈ જઇ તે નાશ પામત પણ અન્નવડે તે પૂર્વવત્ કાયમ રહે છે. માનસિક અને સ્નાયુ વિષયક શકિત અન્નવડેજ કાયમ રહે છે.

જે પ્રમાણે શરીર ઘસાઈ જાય છે તેથી તંદુરસ્તી રાખવી પડે છે, તે પ્રમાણે શરીર રક્ષણ સારૂ ઉષ્ણુતાની પણ જરૂર હોય છે. એ ઉષ્ણુતા પેદા થવા સારૂ શરીરમાં દહન ક્રિયાની જરૂર છે, એ દહન ક્રિયા શરૂ રાખવાને ઈંધન‡ (બળતણ) જોઈએ. એ ઈંધન અન્નજ છે.

ઘસાએલું શરીર પાછું દુરસ્ત થવું, અને શરીર યંત્રની ગતી સારૂ ઉષ્ણુતા પેદા થવી, આજે બે જુદા જુદા પ્રકારનાં

* જાનસ્ટન કૃત કૃષિ કર્માંતરગત રસાયન ભૂગર્ભ શાસ્ત્રનાં મૂલ તત્વો પૃ ૪૬૨.

† स्मिथ फिलासफी હે લ્થભા-૧ પૃ-૨૪.

‡ જાનસ્ટનકૃત કૃષિક ર્માંતરગત રસાયન અને ભુગર્ભશાસ્ત્ર -૪૫૯.

કાર્યછે તેને માટે જુદા જુદા પ્રકારના અન્નની જરૂર છે, શરીરમાંની ઉષ્ણુતા કાયમ રાખવા સારૂ જે પદાર્થમાં* તાર્ક્ષ્ય વાયુ હોતો નથી તે પદાર્થની અવશ્યકતા હોય છે, અને શરીર યંત્ર જે ઘસાઇ જાય છે તે ન જવા માટે જે પદાર્થમાં તાર્ક્ષ્ય† હોય છે તે પદાર્થની જરૂર હોય છે.

એતો બધાને ખબર છે કે દરએક વખતે જે આપણે શ્વાસ લઇએ છીએ તેમાં પ્રાણવાયુનું હમેશ આપણે ગ્રહણ કરીએ છીએ. એ વાયુ ફેફસામાં પ્રવેશ કરે છે, અને ફેફસામાં જે લોહી આવે છે તેમાંના અંગારવાયુ જોડે મિશ્રણ થાય છે. અંગારવાયુ અને પ્રાણવાવાયુ‡ એમના સંયોગથી અંગારામ્લ એ સંયોગ-

* તાર્ક્ષ્ય વગરના પદાર્થ. માખણ અથવા ઘી, કોપરેલ, અને વનસ્પતિમાંથી જે તેલ મળે છે તે.

† તાર્ક્ષ્યયુકતના પદાર્થ-દૂધ, દહી, માંસ, દાળ, અને ઘઊં (ધનકોટી રાજુકૃત આરોગ્ય શાસ્ત્ર પૃ. પર-પ૩) તાર્ક્ષ્યયુકત અન્નમાં પ્રાણવાયુ, ઉદક જનકવાયુ, અંગારવાયુ, એ હોય છે. કયા કયા શુદ્ધ પદાર્થો મળીને શરીર બનેલું છે તે પહેલાં કહી ગયા છીએ; ત્યારે જે પદાર્થમાં એ શુદ્ધ તત્વો હશે તે ખાવા જોઇએ, એ કંઈ કહેવું પડે નહી. અન્નમાં ઉત્તમ અન્ન દૂધ અને ઈંડા છે, એવું વિદ્વાનોનું મત છે. ઘઉમાં તાર્ક્ષ્ય બહુ હોય છે તેથી તે માંસ વર્ધક છે. એમાં ચરબી પેદા કરવાનું સાધન અને ખનિજ પદાર્થ હોય છે. બળદ, ઘેટાં, ઘોડા ભૂંડ એમના માંસમાં તાર્ક્ષ્ય હોય છે. તે ચરબીનાં ક્ષારવાળાં દ્રવ્યો હોય છે.

‡ પ્રાણવાયુ અને અંગારવાયુ એમનાથી જે સંયોગ જન્ય ફલ થવાનું તે ફેફસામાં ન થતાં શરીરમાં જે નાની નાની કેશાકર્ષિણી નસો હોય છે તેમાં થાય છે. તેથી અંગારામ્લ વાયુ આ નસોમાં પેદા થઇને એજ ઠેકાણે ઉગ્ણતા પેદા થાય છે. અને એ ઠેકાણાથી તેનો ચો તરફ પ્રસાર થાય છે. અંગારામ્લ પેદા થયા પછી તે કેશાકર્ષિણી નાની નસોમાંથી કેશાકર્ષિણી ધોરીનસોમાં જાયછે અને તે તેને ફેફસામાં લઈ જઈને છોડે છે. પછી તે ફેફસામાંથી બહાર પડે

જન્ય ફૂલ બનીને શરીરને અવશ્ય જે ઉષ્ણુતા, તે પેદા થાય છે ને તેનાથી શરીરનું રક્ષણ થાય છે.

---

છે. ફેફસામાં પ્રાણવાયુ અંદર લેવાની અને અંગારામ્લ બહાર કાઢવાની ક્રિયાઓ ચાલે છે. ફેફસાં આ બે વાયુનો આવરજાવર થવાનું દ્વાર છે.

રક્તશુધ્ધિ અને તજ્જન્ય શારીરક પોષણ એ ક્રિયાઓ ફેફસાંની છે. લોહી સાફ થવા માટે પ્રાણવાયુ અંદર લઇ લેવો અને અંગારામ્લ વાયુ બહાર નાંખી દેવો એ ક્રિયાઓ ફેફસામાં ચાલે છે. એજ પ્રકારની ક્રિયા કેટલેક દરજ્જે આપણી શરીરની ત્વચાની મારફતે પણ થાય છે. જે પ્રમાણે ફેફસામાંની રક્તવાહીનીઓ અને હવા એ બેમાં એક પાતળી ત્વચા છે તેજ પ્રમાણે શરીરની ત્વચાની એ વાત છે; એટલે એની અંદરની બાજુએ રક્તવાહીનીઓ પ્રસરેલી છે અને બહાર પ્રાણવાયુ યુક્ત હવા છેજ. જે પ્રમાણે ફેફસામાં શ્વાસોશ્વાસ ક્રિયા ચાલીને લોહીની શુધ્ધિ વગેરે થાય છે, તેજ પ્રમાણે કેટલેક દરજ્જે ત્વચાને પણ આ ધર્મ લાગુ પડે છે. "કેટલેક દરજ્જે" કહેવાનું કારણ શરીરની ત્વચા જાડી હોવાને લીધે બહારની હવાને અંદર જતાં થોડો અટકાવ થાય છે, તેથી આ દ્વારથી શરીરમાં ઓછી હવા પ્રવેશ કરે છે, અને તેમાંનો દૂષિત અંશ ઓછો બહાર પડે છે. ફેફસામાંની ત્વચા પાતળી હોય છે તેથી સૃષ્ટિ નિયમ પ્રમાણે હવા આ માર્ગથી સહેજ જઈ શકે છે. શ્વાસોશ્વાસ કરવાનું કામ ફેફસાનું છે; અને ત્વચાથી શ્વાસોશ્વાસ ચાલે છે, તેનું પ્રમાણ જો કે ફેફસાં કરતાં ઓછું હોય છે તોપણ કાંઈ વિશેષ કારણને લીધે ફેફસાની ક્રિયામાં જો કાંઈ વ્પ્રત્યય આવે તો તેમનું કામ ત્વચા ઉપર પડવાથી તેમાંથી બહાર પડનારા અંગારામ્લનું પ્રમાણ વધારે હોય છે એ વાત કેટલાકને અનુભવ ઉપરથીએ માલૂમ હશે. ઉનાળામાં નાક અને મોં દાબીને સ્વસ્થ બેસીએ તો કેટલાકના શરીરમાંથી ઘણો પરસેવો નિકળે છે. એટલે ફેફસાઓની ક્રિયા બંધ પડવાથી અંગારામ્લ શ્વાસોશ્વાસના દ્વારથી બહાર ન જતાં ત્વચામાંથી બહાર પડે છે.

અનુભવવડે એવું જણાયું છે કે 'ત્વચાથીજ મણકાવાળા નાનાં પ્રાણીઓની શ્વાસોશ્વાસ ક્રિયા ચાલે છે. દેડકાનું ફેફસુ કાઢી લઈએ

આપણે જે પ્રાણવાયુ ગ્રહણ કરીએ છીએ તેનું અને

તોપણ તે કેટલોક વખત સુધી જીવે છે; આ વખતમાં તે અંગા-રામ્લ બહાર છોડે છે એટલુંજ નહિ પણ પ્રાણવાયુ એ ગ્રહણ કરે છે એટલે દેડકામાં ફેફસાં શીવાય ત્વચાવડે શ્વાસોશ્વાસ કરવાની શક્તિ છે.

આ ઉપરથી આટલું સિદ્ધ થાય છે કે શરીરમાં ઉષ્ણતા કાયમ રાખવી, રક્તશુદ્ધિ રહેવી વગેરે જે ક્રિયાઓ છે તે જે પ્રમાણે ફેફ-સાવડે થાય છે તે પ્રમાણે તે ત્વચાવડે પણ થાય છે. ફેર એટલોજ કે ફેફસાવડે એ ક્રિયાઓ ઝડપથી ચાલે છે ને ત્વચાવડે મંદ ચાલે છે. જો ત્વચાવડે એ ક્રિયા ચાલે છે, તો તે શીતદેશ કરતાં ઉષ્ણદેશમાં અધિક ચાલે છે. નાક અને મોં બંધ કરીને એ ક્રિયા ચાલવાને અડચણ નથી, એટલુંજ કે ત્વચા સાફ રાખવી જરૂર છે અને આ પ્રમાણે શ્વાસોચ્છવાસ કરવાનો કેટલાક દિવસ મહાવરો પડવો જોઈએ. હિંદુસ્તાન દેશમાં અને મિસર દેશમાં કેટલાક લોકો યોગાભ્યાસ કરતા હતા. એ અભ્યાસ ઉષ્ણકટીબંધ શિવાય બીજે કોઇ ઠેકાણે કરતા હશે એવું જણાઈ આવતું નથી. ઉષ્ણ દેશમાં હવાની ઉષ્ણતાને લીધે સ્નાન વગેરે કરીને ત્વચા સાફ રાખતાં આવડે છે. શિવાય ઉષ્ણ હવાને લીધે શરીર ઉઘાડું રહે તો ત્રાસ થતો નથી; એટલુંજ નહિ પણ તેમ કરવાથી સુખ લાગે છે. ફેફસાવડે પ્રાણવાયુ આવે છે તેથી જઠરાગ્નિ પ્રદીપ્ત થઈને ભૂખ જલદી લાગે છે. પણ ત્વચાને લીધે પ્રાણવાયુનો અંશ કમતી ગ્રહણ થાય છે તેથી ભૂખ ઓછી લાગે છે. તેથી કેટલાક દિવસ સૂધી અન્ન શિવાય રહેવું કઠણ પડતું નથી. ત્વચાવડે શ્વાસોચ્છવાસ થાય છે એ વાત આર્ય લોકોને માલૂમ હતી એવું જણાય છે. એ વાત અનુભવ ઉપરથી માલુમ થઈ હશે. જે માણસ સ્વસ્થ બેસે છે તે ૨૪ કલાકમાં ૬૮૬૦૦૦ ઘનઈંચ હવા ગ્રહણ કરે છે અને શ્રમ કરનારો માણસ આટલાજ વખતમાં ૧૫૬૮૩૯૦ ઘનઈંચ ગ્રહણ કરે છે વગેરે વાતો તેમને માલૂમ હોવાનો ઓછો સંભવ છે. જે યોગ્યાભ્યાસ કરે છે તે કાંઈ ખાતા નથી, તેથી તેમને પ્રાણવાયુ લેવાની જરૂર પડતી નથી. તે યોગ્યાભ્યાસ કરવા માંડે છે ત્યારે તેમની રૂધિરાભિસરણની ક્રિયા સાવકાશ ચાલવા માંડે છે. આરંભમાં સાધારણ રીતે લોહીર ચા-

તાક્ષ્ર્યવાયુનું રસાયન સખ્ય ન હોવાથી આપણે જે તાક્ષ્ર્યયુક્ત અન્ન ખાઇએ છીએ તે ઉપર દહન વ્યાપાર થતો નથી, અને શરીર હમેશ ઘસાઇ જે ખોટ જાય છે તે એવા પ્રકારે રહેલા ખોરાકથી પૂરી પડે છે. તાક્ષ્ર્ય શિવાયના અન્નથી શરીરમાં ગરમાઈ પેદા થવી અને તાક્ષ્ર્યયુક્ત અન્નવડે ઘસાએલું શરીર પાછું સાજું થવું, આ જે બે કાર્ય થાય છે, તેમનો અને માણસનો જે સંબંધ છે તેનું નિયમન કયા નિયમો ઉપરથી થાય છે, એ વિષે વિચાર કરીએ, તો આ દરેક જાતના અન્નમાં હવાનું વિશેષ જોર હોય છે. એવું આપણને જણાય છે. હવા શરીરમાં ન જાય તો શરીરમાં ઉષ્ણતા થઇને જે દૂષિત* અંશ બહાર પડે છે તે પડવાનો નથી. જો શરીરમાંનો દૂષિત અંશ શરીરમાંજ રહે તો શરીરમાં રોગ વગેરે પેદા થઇને તે ક્ષીણ થશે. અને કેટલાક વખત પછી તેનો નાશ થશે, એ કારણ માટે વૈદ્ય લોકો સ્વચ્છ હવા લેવા વિષે હમેશ કહ્યા કરે છે. અન્ન અને

---

હવાથી શરીરમાંથી પરસેવો છૂટે છે. શરીર ઉઘાડું હોવાથી ત્વચાવડે હવાને જવાને અડચણ પડતી નથી. ઉષ્ણ હવાને લીધે શરીરને જોઈતી ઉષ્ણતા પૂરી પડે છે. યોગાભ્યાસને લીધે ફેફસાની શક્તિ વધે છે અને કેટલાક રોગ દૂર થાય છે એવો કેટલાક લોકોનો સમજ છે એ સમજ કેટલે દરજ્જે ખરો છે તે બરાબર કહી શકાતું નથી.

ઉપર જે હકીકત કહી તે અત્રે વિગતવાર કહેવાનું કારણ એવું છે કે, પૂર્વે જે વાતો અદ્ભુત લાગતી હતી તે લોકોના અજ્ઞાનપણાને લીધે લાગતી હતી. જેમ જેમ સૃષ્ટ પદાર્થ વિષે અધિક અધિક માહિતી થશે તેમ તેમ એ વાતો સંબંધી ખુલાસો થતો જઈ તેમાં કંઈપણ નવાઈ લાગશે નહિ.

* શ્વાસોચ્છ્વાસ ક્રિયાથી લોહી ઉપર જે પ્રત્યક્ષ અને તત્કાળ કાર્ય થાય છે તે એ છે કે આ ક્રિયાને લીધે લોહીમાંનો અંગારામ્લ અને ઉદ્દકજનક વાયુ ઓછા થાય છે.

હવાનો નિકટ સંબંધ હોવાથી એકલા અન્નવડેજ ઇષ્ટ કાર્ય પાર પડવાનું નથી. ઇષ્ટ કાર્ય પાર પાડવામાં હવા અવશ્યે ઉપયોગી છે. શરીરમાં ગરમી પેદા કરવા સારૂ જે ઉષ્ણુતાની જરૂર છે તે સર્વ દેશમાંના લોકોને સરખી હોતી નથી. શરીરને અવશ્યોપયોગી ઉષ્ણુતા ટાઢા મૂલક કરતાં ઉષ્ણુ મૂલકમાંના લોકોને તે સહેજ કાયમ રાખતાં આવડે છે; અને શરીરમાં ઉષ્ણુતા કાયમ રાખવાનો તાક્ષ્ર્યવ્યતિરિક્ત અન્નનો ધર્મ હોવાથી, ઉષ્ણુ હવામાંના લોકોને જો થોડું અન્ન મળે તોપણુ તેમનું કામ નભે છે. તેજ પ્રમાણે તેમને તાર્ક્ષ્યયુક્ત અન્ન પણુ કમતી લાગે છે. કારણુ હવા ઉષ્ણુ હોવાને લીધે તેમના શરીરને ઝાઝો શ્રમ પડતો નથી, તેમનાથી ઘણો વ્યાયામ થઇ શકતો નથી. તેથી તેમનું શરીર શીતકટીબંધમાંના લોકોના શરીરથી વધારે પ્રમાણે ઘસાઈ જતું નથી. ઉષ્ણુ હવાને લીધે ઓછા ખોરાકની જરૂર પડે છે એનો ખુલાસો કરવાની જરૂર નથી. ઉનાળામાં જે આપણે ખોરાક ખાઇએ છીએ તેના કરતાં ટાઢના દિવસમાં વધારે ખાઇએ છીએ, એ વાતનો દરએક જણુને અનુભવ હશેજ.

હવે જ્યારે ઉષ્ણુ હવામાંના લોકોનું ઠંડી હવામાંના લોકો કરતાં ઓછા ખોરાક ઉપર નભે છે; ત્યારે તેઓ પાસે અવશિષ્ટ અન્નનો ઘણો સંઘરો હોવો જોઇએ. અને આ કારણુથી પાછળ અમે જે સિદ્ધાંત કહી ગયા તે પ્રમાણે એ હવામાંની લોકસંખ્યા ઠંડી હવામાંની લોકસંખ્યા કરતાં ઝટ વધી જાય છે. માત્ર બીજી બધી બાબતોમાં એ બે હવામાંના લોકોની સરખી સ્થિતિ હોવી જોઈએ.

ખોરાકવડે હવાનો ને લોક સંખ્યાનો અને એ વડે ધનની વહેંચણીનો જે સંબંધ છે તેનો એ પહેલો પ્રકાર થયો. હવાનો અને ધનની વહેંચણીનો બીજો એક પ્રકારનો સંબંધ છે—તે

અત્રે કહેવો જોઈએ. એથી ઉપલા સિદ્ધાંતને વધારે મજબૂતી મળે છે. એ બીજો સિદ્ધાંત એવો છે કે, ઉષ્ણુ હવામાંના લોકો કરતાં ઠંડી હવામાંના લોકોને વધારે ખોરાક ખાવો પડે છે એટલુંજ નહી પણુ તેઓ જે ખોરાક ખાય છે તે મોંઘો હોય છે; કારણુ તેમને અન્ન મેળવવાને વધારે અડચણો આવીને શ્રમ વધારે કરવો પડે છે; એ વિષે અવશ્ય ખુલાસો કરવો જોઇએ.

અમે ઉપર કહી ગયા છીએ કે આપણે જે ખોરાક ખાઇએ છીએ તેથી બે કાર્ય થાય છે: એક શરીરમાં ગરમી પેદા થવી અને બીજું શરીર જે હમેશ ઘસાઈ જાય છે તે પૂરી પડવી. અન્નવડે આપણા પેટમાં જે અંગારવાયુ જાય છે તેનો અને વાતાવરણમાંનો આપણે પ્રાણુવાયુ લેઈએ છીએ તેનો સંયોગ, કેશાકર્ષિણી નસોમાં થઇને પહેલું કાર્ય થાયછે. એ સંયોગ થાય છે એટલે પહેલું કાર્ય થવુંજ જોઇએ. આ જે સંયોગજન્યફ્લ થાય છે તે પ્રમાણુમાં વ્યતિરિક્ત શુદ્ધ પદાર્થ હોય તોપણુ થાય છે એમ નથી. જે પ્રમાણે બીજા શુદ્ધ પદાર્થો નિયમિત પ્રમાણુમાં મળવાથી તેઓ વડે સંયોગજન્યફ્લ પેદા થાય છે; તે પ્રમાણે પ્રાણુવાયુ અને અંગારવાયુનું સંમીલન થઇને ઉષ્ણુતારૂપ સંયોગજન્યફ્લ પેદા થવાનું, તે પણુ નિયમિત પ્રમાણુ હોય તોજ થાય છે; માટે આપણુને જો શરીર પ્રકૃતિ દુરસ્ત રાખવી હોય તો જેમ પ્રાણુવાયુનું ગ્રહણુ ઓછું વતું કરીએ, તેમ અંગારવાયુયુક્ત અન્નના પ્રમાણુમાં ફેરફાર કરવો દુરસ્ત છે. જો એમ ન કરીએ તો સંયોગજન્યફ્ળ પેદા ન થતાં, શરીરમાંનો દુષિત અંશ બહાર પડવાનો નથી. શીવાય, જ્યારે બહારની હવા ટાઢી હોવાને લીધે જે વખતે શરીરમાંની ઉષ્ણુતાનું માન ઓછું થાય છે ત્યારે આ બે સુદ્ધ પદાર્થોનું ગ્રહણુ કરવું અવશ્યકતા ભરેલું છે. આ ઉપરથી એવું એક અનુમાન નીકળે છે કે, જે દેશમાંની હવા ટાઢી હોય છે ત્યાંના

લોકોને અંગારવાયુ યુક્ત અન્ન ખાવાની વિશેષ આવશ્યકતા છે. એ આવશ્યકતા બે કારણથી હોય છે. પહેલું કારણ એવું છે કે, ઉષ્ણ દેશમાંના હવાના પરમાણુ ઉષ્ણુતાને લીધે પાતળાં થતા જાય છે, તેથી શ્વાસોચ્છ્વાસ જોરભેર ચાલતો નથી અને તેથી પ્રાણ વાયુનું ઓછું ગ્રહણ થાય છે. પણ ટાઢી હવામાંના લોકોનું એથી ઉલટું છે. ટાઢી હવાના પરમાણુ દઢ હોય છે, તેથી તે હવામાંના લોકો શ્વાસ લેતી વખતે ઉષ્ણ હવામાંના લોકો કરતાં વધારે પ્રાણવાયુ ગ્રહણ કરે છે. બીજું એવું છે કે, ટાઢને લીધે શ્વાસોચ્છ્વાસ બહુ ઝડપથી ચાલે છે અને તેથી તેઓ એકંદર રીતે પ્રાણવાયુનું વધારે ગ્રહણ કરે છે. અનુભવ ઉપરથી એવું જણાય છે કે—એક પ્રાણી ઉનાળામાં જેટલા પ્રાણવાયુનું ગ્રહણ કરે છે તે કરતાં તે શિયાળામાં વધારે ગ્રહણ કરેછે. આ વિચારની કદાચ કેટલાક જણને સમજણ પડશે નહીં તેથી એ ખુલાસાથી કહેવું જોઇએ. જે વખતે માણુસ સ્થિર બેસે છે ત્યારે તેનો શ્વાસોચ્છ્વાસ ધીમો અને સાવકાશ ચાલે છે, એ સર્વેને અનુભવ ઉપરથી માલુમ હશે. પણ જ્યારે તે હાલચાલ કરવા માંડે છે, તે વખતે તેનો શ્વાસોચ્છ્વાસ* ઝપાટાબંધ ચાલેછે,

---

* સાધારણ શ્વાસ લેતી વખતે ફેફસામાં ૧ પૈંટ વાયુ જાય છે અને સાધારણ ઉચ્છ્વાસની સાથે ફેફસામાંથી તેટલોજ અથવા એક પૈંટ કરતાં જરા ઓછો વાયુ બહાર પડે છે. ફેફસામાં સાધારણ રીતે ૧૨ પૈંટ વાયુ હમેશ હોય છે. જે વાયુ આપણે લઈએ છીએ તેનો લોહી ઉપર વ્યાપાર થવા માટે રક્તાશયની પ્રત્યેક ક્રિયાની સાથે બે ઔંસ લોહી ફેફસામાં પ્રવેશ કરે છે. એ બે ઔંસ લોહી ઉપર ½ સેંકડમાં વાયુનો વ્યાપાર થાય છે. રૂધિરાભિસરણનો ફેરો ૧૬૦ સેંકડમાં થાય છે, એટલે ૨૪ કલાકમાં ૫૪૦ ફેરા થાય છે. ૨૪ કલાકમાં ૫૭ હાગઝેડ વાયુ ફેફસામાં જાય છે, અને એટલાંજ વખતમાં ૨૪ હાગઝેડ લોહી ફેફસામાં જાય છે. લોહી અને હવા એ બેઉના પરસ્પર વ્યાપારથી હવામાંનો ૩૨૮ ઔંસ પ્રાણવાયુ ઓછો

અને પ્રાણવાયુનું વધારે વખત ગ્રહણ થાય છે. તેજ પ્રમાણે શ્રમ કરે છે ત્યારે પણ પ્રાણવાયુનું વધારે ગ્રહણ થાય છે. શીતકટીબંધમાંના લોકોને વધારે શ્રમ કરવો પડે છે એથી તેઓ પ્રાણવાયુનું વધારે ગ્રહણ કરે છે. જો એ લોકોને એ પ્રમાણે વધારે પ્રાણવાયુનું ગ્રહણ કરવું પડે છે ત્યારે એઓને જેમાં અંગારવાયુ વધારે હોય એવો ખોરાક ખાવાની વિશેષ જરૂર છે. કારણ ઉપર કહ્યું છેજ કે, આ બે વાયુથી જે સંયોગજન્યફલ થવાનું તે, એમના નિયમિતપણે મિશ્રણ થવા ઉપર આધાર રાખે છે.

આ વિચાર ઉપરથી એવો એક સિધ્ધાંત નિકળે છે કે, જેમ જેમ મૂલક ટાઢવાળો હોય છે, તેમ તેમ, જે અન્નમાં અંગારવાયુ વધારે હોય એવું અન્ન ખાવાની ત્યાંના લોકોને અવસ્યકતા છે, એવું અનુભવ ઉપરથી જણાય છે. શીતકટીબંધમાંના લોક, વ્હેલ માછલીનું તેલ ખાય છે, અને તે વધારે ખાય છે; અને વધારે ખાવાથી તેમને નુકસાન ન થતાં ઉલટું શરીરને સારૂં માફક આવે છે. પણ ઉષ્ણકટીબંધમાંના લોકો તે ખાવા માંડે ત્યારે તેમને તે ભાવતું નથી. કોઇ કોઈ વાર તે ખાવાથી તેમના પ્રાણનીએ હાની થાય છે. ઉષ્ણ દેશમાં સાધારણ રીતે ખાવાના પદાર્થો ફળો, ચોખા વગેરે ધાન્ય, અને શાકભાજી,

---

થાય છે; અને લોહીમાંનો ૧૦ ઔંસ ૧૧૬ ગ્રેન અંગારવાયુ ઓછો થાય છે.

અનુભવવડે એવું જણાય છે કે, જે માણસ સ્વસ્થ બેસી રહે છે તે ૨૪ કલાકમાં ૬,૮૬૦૦૦ ઘનઇંચ હવા ગ્રહણ કરે છે ને મહેનત કરનાર માણસ તેટલાજ વખતમાં ૧૫૬૮૩૯૮ ઘનઇંચ ગ્રહણ કરે છે. આ ઉપરથી જે માણસ સ્વસ્થ બેસે છે તે દર કલાકે ૩ ગ્યાલન પ્રાણવાયુ લેછે.

તેલ, ચરબી, અને માંસ–એમાં અંગારવાયુનો વધારે અંશ હોય છે.

જે અન્નમાં અંગારવાયુ બહુ હોય છે ને અન્ન–જેમાં તે કમતી હોય છે તેના કરતાં મોઘું હોય છે એમ અનુભવ ઉપરથી જણાય છે. ફળોમાં પ્રાણવાયુનો અંશ વધારે હોય છે અને તે ઘણાં પેદા થાય છે. તે મેળવવાને કાંઇ વધારે શ્રમ પડતો નથી. તેમ ધાસ્તી પણ હોતી નથી. પણ અંગારવાયુયુક્ત પદાર્થ અલ્પ શ્રમથી મળતા નથી–તે ફળો અથવા શાકભાજી પ્રમાણે જમીનમાંથી મળી આવતા નથી. તે મોટમોટા અને ક્રૂર જાનવરોના ચરબીના કે તેલના થાય છે, તે મેળવવા માટે માણસોને ઘણો શ્રમ કરવો પડે છે. એટલુંજ નહી, પણ તે પદાર્થ પ્રાપ્ત કરી લેવો એ પણ કેટલીક વખત જોખમકારક થઈ પડે છે. આટલું કર્યાથીએ એ પદાર્થો પુષ્કળ મળી આવતા નથી, અને પુષ્કળ મળતા નથી તેથી તે મોંઘા હોય છે. આ ઉપરથી એ વાત ખુલ્લી છે કે, જેમ જેમ દેશ વધારે ટાઢવાળો હોય છે તેમ તેમ ત્યાંના લોકોનો ખોરાક વધારે અંગારવાયુયુક્ત હોય છે; જેમ જેમ તે ઉષ્ણ હોય છે તેમ તેમ ત્યાંના લોકોના અન્નમાં પ્રાણવાયુનો વધારે અંશ હોય છે. પ્રાણવાયુયુક્ત અન્ન જમીનમાંથી પ્રાપ્ત થાય છે, પણ અંગારવાયુયુકત અન્ન તેમ મળતું નથી. તેથી તેને માટે બહુ કષ્ટ વેઠવાં પડે છે. આ કારણથી ઉષ્ણ હવામાંના લોકો કરતાં શીત હવામાંના લોકો વધારે ધૈર્યવાળા હોય છે, એ વાત ખુલ્લી છે. અને એ વાત પાછળ કહી ગએલા એસ્કિમો લોકોની હકીકત ઉપરથી સ્પષ્ટ થશે. પ્રાણવાયુયુકત અન્ન સહેજ પ્રાપ્ત થાય છે તેથી તે મેળવતાં ધોકો ઓછો હોય છે. આ ઉપરથી આપણને હજી કેટલાક સિદ્ધાંત સિદ્ધ કરતાં આવડશે. પણ તે સિદ્ધાંત સંપત્તિની વહેંચણી સંબધી ન હોવાથી પ્રસ્તુત વિષય સાથે તેઓ વિશેષ મહત્તા ધરાવતા નથી.

આ વિચાર ઉપરથી સંપત્તિની જે વહેંચણી થાય છે તેમાં અજના ફેરફારથી કેવી રીતે ઓછા વત્તાપણું થાય છે એ જણાઈ આવે છે.

હવે જે પ્રમેય ઉપરથી આપણે એક સિદ્ધાંત નક્કી કરવાનો છે, તેનું એક વાર કથન કરવું અવશ્ય છે; કારણ એમ કરવાથી એ સિદ્ધાંત સમજવાને અડચણ પડવાની નથી.

જેમ જેમ લોક સંખ્યામાં ફેરફાર થાય છે તેમ તેમ મજુરીના દરમાં પણ ફેરફાર થાય છે; એટલે મજુરની સંખ્યા વધવાથી દર ઓછો થાય છે; અને સંખ્યા કમતી થવાથી તે દર વધે છે–એટલુંજ કે બીજી બાબતમાં સરખાપણું જોઇએ. બીજી કેટલીક બાબત વડે જો કે મજુરની સંખ્યામાં ફેરફાર થાય છે તોપણ ખોરાકના સંગ્રહ પ્રમાણે મજુરની સંખ્યાનું માન હોય છે; એટલે જે વખતે મજુરોને સારી રીતે પોષણ કરી શકે એવો ખોરાકનો સંગ્રહ હોય છે ત્યારે તેમની સંખ્યા વધે છે; અને જે વખતે તે કમતી થાય છે તે વખતે તેમની સંખ્યામાંએ ઘટાડો થાય છે.

ઉપર કહ્યા પ્રમાણે શીતકટીબંધવાળા દેશમાંની લોક સંખ્યા, ઉષ્ણકટીબંધવાળા દેશ પ્રમાણે વધતી નથી, તેથી એવો સિદ્ધાંત નિકળે છે કે, ઉષ્ણ દેશમાં મજુરીનો દર ઓછો થવા તરફ પ્રવૃત્તિ હોય છે અને ટાઢવાળા દેશમાં તે વધારે થવા તરફ પ્રવૃત્તિ હોય છે.

હવે એ સિદ્ધાંત જુદા જુદા ખંડોને લાગુ કરીને જોઇએ તો તે કેટલે દરજ્જે લાગુ પડે છે, તે જણાશે. એશિયા, આફ્રિકા અને અમેરિકા–એ ત્રણ ખંડમાં પ્રાચીનકાળે જે સુધારણા થઈ તે ઉષ્ણ દેશમાં થઈ. તે પ્રદેશમાં મજુરીનો દર ઓછો હતો.

એ દર પ્રાચીનકાળેજ કમતી હતો એટલુંજ નહી પણ તે અ-દ્યાપિ સુધી કમતીજ છે. મજુરોની સ્થિતિમાં ફેરફાર જે થવો ઇષ્ટ છે તે ન થવાથી અંદર ઘણેખરે દરજે સરખોજ રહેલો છે એમ કહેવાને અડચણ નથી. મજુરીનો દર ઓછો હોવાથી મજુરોની હાલત સારી નહોતી. યૂરોપ ખંડમાં જે સુધારણા થઇ તે શીત દેશમાં થઈ. તેથી મજુરોને વધારે મજુરી મળતી. જે ઉષ્ણ દેશમાં પ્રાચીનકાળે સુધારણા થઇ ત્યાં ખોરાક યથા-સ્થિત હોવાથી મજુરોની સંખ્યા વધતી ગઈ. અને તેથી મજુ-રીનો દર ઓછો હતો, તેથી પૂર્વોક્ત ત્રણ ખંડમાંના ભંડોળવાળા અને મજુર એ બે જણ વચ્ચે જે અંતર હતું તેના કરતાં યૂરોપમાંના ભંડોળવાળા અને મજુર એ બેઉ વચ્ચેનું અંતર ઓછું હતું. કારણ, યૂરોપસ્થ મજુરોને મજુરી વધારે મળવાથી ભંડોળવાળાઓને નફો ઓછો પડતો. આ કારણને લીધે સામા-જીક અને રાજકીય જે પરિણામો થયાં તે ઘણાં મહત્વનાં હતાં-એટલે પૂર્વોક્ત ત્રણ ખંડવાળા મજુરોને ઓછી મજુરી મળ-વાથી તેમની સ્થિતિ ખરાબ રહી. યૂરોપમાંના મજુરોને વધારે મજુરી મળતી તેથી તેમની સ્થિતિ, ઉપરના ત્રણ ખંડના મ-જુરો કરતાં સારી હતી. એ ઉપરથી તેમની સ્થિતિ જેવી જોઇએ તેવી હતી એવું અમારૂં કહેવું નથી. બે જણોની તુલના કરતાં યૂરોપમાંના મજુરોની સ્થિતિ સારી હતી, અને ત્રણ ખંડમાંના નીચલા વર્ગના લોકો અને ઉપલા વર્ગના લોકો-એમની વચ્ચે અંતર વધારે હોવાથી-ઉપલા વર્ગના લોકો જેવી રીતે જુલમ કરી શકતા તેમ યૂરોપમાંના ઉપલા વર્ગના લોકો જુલમ કરી શકતા નહીં. આ ઠેકાણે બે જણ વચ્ચેનું અંતર ઓછું હોવાથી ઉપલા વર્ગના લોકોનું વજન, ઉપલા ત્રણ ખંડમાંના લોકો જેટલું નહોતું. યૂરોપ માંના નીચલા વર્ગના લોકો, ડોકુ ઉપર કરી શક્યા એનું કારણ

તેમને માથે ઓછો બોજો હતો; પણ પૂર્વોક્ત ત્રણ ખંડમાંના ઉપલા વર્ગના લોકો અને નીચલા વર્ગના લોકો વચ્ચે અંતર બહુ હોવાથી, નીચલા વર્ગના લોકો જુલમથી છેક દબાઈ ગયા હતા; તેમને કોઇ પણ કંઇ પણ બાબદમાં પૂછતું નહીં.



# ભાગ પાંચમો.

એશિયા, આફ્રિકા અને અમેરિકા એ ખંડ વિષે વિચાર કર્યો ત્યારે બીજા ભાગમાં કહ્યું છેજ કે, એ ખંડમાં પ્રથમ જે સુધારણા થઇ તે મુખ્યત્વે કરીને હિંદુસ્તાન, મિસરદેશ, મેક્સિકો અને પિરૂ આ દેશમાં થઇ. પણ એ સુધારણા ક્યાં ક્યાં કારણોને લીધે થઇ તેનો વિચાર જુદાજ પ્રકરણમાં કરીશું, એવું અમે કહી ગયા છીએ. એશિયા, યૂરોપ, આફ્રિકા ને અમેરિકા—આ ખંડો વિષે જે સ્થૂળ વિચાર કર્યો તે ફકત ધન સંગ્રહ સંબંધીનો હતો. હવે ધન સંગ્રહના સિદ્ધાંત અને ધનની વહેંચણી સંબંધી સિદ્ધાંત ઉપલા દેશને કેવી રીતે લાગુ પડે છે એ વિષે વિચાર કરવાનું રહ્યું. એ વિચાર આ પ્રકરણમાં કરવાનું રાખીએ છીએ. પ્રથમ હિંદુસ્તાન* વિષે વિચાર કરીશું. પછી મિસર, મેક્સિકો અને પિરૂ

* હિંદુસ્તાન એ નામ કયારથી પ્રચારમાં આવ્યું, એ ખાત્રી બંધ કહી શકાતું નથી. તથાપિ એ પ્રાચીન નામ નથી એવું કહેવાને હરકત નથી. એનાં પ્રાચીન નામ ભરતખંડ અને આર્યાવર્ત્ત એ પ્રસિદ્ધજ છે. ફારસી ભાષામાં હિંદુ એટલે કાળા અને સ્તાન એટલે દેશ. આ શબ્દોપરથી ઈરાની લોકોએ હિંદુસ્તાન એ નામ આપ્યું હોય એવું લાગે છે—એવો કેટલાકનો અભિપ્રાય છે. એ નામ આપવાનું કારણ ઇરાની લોકો હિંદુ કરતાં ગોરી ચામડીના હતા. કેટલાક જણનો એવી રીતનો અભિપ્રાય છે કે—સિંધુ નદીના પ્રદેશ ઉપરથી એ નામ આખા હિંદુસ્તાનનું પડયું હશે. પણ હિંદુસ્તાન એ નામ ફક્ત ઉત્તર હિંદુસ્તાનને માત્ર લાગું હતું. નર્મદાની દક્ષિણે જે પ્રદેશ છે તેને દકન અથવા દક્ષિણ પ્રદેશ કહેતા હતા. અમારા મત પ્રમાણે પહેલી કલ્પના સારી દેખાય છે; કારણ બીજી પ્રમાણે અર્થ વાણી તુસીને લગાડવો પડે છે; અને સિંધુ પ્રદેશ એ નામ અતિ પ્રાચીનકાળમાં હશે તો હશે.

એ દેશ વિષે અનુક્રમે વિચાર કરીશું. આજ ચાર દેશનાં નામ પ્રથમ લેવાનું કારણ એ છે કે, એશિયાખંડ પૈકી હિંદુસ્તાન વિષે, આફ્રિકા પૈકી મિસર વિષે, અને અમેરિકા ખંડ પૈકી મેક્સિકો અને પિરૂ એ વિષે જેમ આપણને માહિતી ઉપલબ્ધ છે, તેમ આ ખંડો પૈકી બીજા દેશો વિષે નથી. શિવાય પ્રાચીન કાળે, સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે, આ ત્રણ ખંડોમાં, ધનનો સંઘરો થઈને જે સુધારણા થઈ તે આ પૂર્વોક્ત ચાર દેશમાં થઇ. જે પ્રમાણે ધન સંબંધી એશિયા, આફ્રિકા, અને અમેરિકા એ ખંડોના જુદા જુદા ભાગ વિષે અમે વિચાર કર્યો, તે પ્રમાણે ધનની વહેંચણી વિષેનો વિચાર કરવો અવશ્યનો છે. પણ તેમ કરવાથી ગ્રંથ વિસ્તાર બહુ વધી પડશે, આ કારણ સારૂ ફક્ત ઉપલા ચાર દેશો વિષેજ વિચાર કરીએ છીએ; એટલે તેથી સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે ધનની વહેંચણી સંબંધી કેવાં કાર્ય થાય છે એ સમજવાને હરકત પડવાની નથી.

---

## હિંદુસ્તાન.

એશિયાખંડ પૈકી હિંદુસ્તાન દેશ એ જેવી રીતે પ્રાચીન કાળથી પ્રસિદ્ધિમાં આવેલો છે, તેવી રીતે બીજો કોઇપણ દેશ પ્રસિદ્ધીમાં આવેલો નથી. હિંદુસ્તાન તરફ પરકીય રાષ્ટ્રોનું જેટલું લક્ષ લાગેલું, તેટલું બીજા કોઇપણ દેશ તરફ લાગેલું નહોતું. હિંદુસ્તાનની સંપત્તિ આખા જગતમાં પ્રખ્યાત હતી. હિંદુસ્તાન દેશ કેવળ સુવર્ણભૂમિ અને શોભા તથા સૌંદર્યવડે અલંકૃત છે એવું પાશ્ચાત્ય લોકોને લાગતું. હવે એ કલ્પના જો કે સર્વથા બરાબર નહી હતી; તોપણ હિંદુસ્તાન એ દેશ ભૂગોળ ઉપરના બીજા દેશો કરતાં સંપન્ન હતો એ વાત નિર્વિવાદ છે. પણ એ

કલ્પનાથી એ દેશ ઉપર જેવાં અનેક સંકટો આવી પડ્યાં તેવાં જવલ્લેજ બીજા દેશ ઉપર પડયાં હશે. આજ કલ્પનાને લીધે આ ભરતખંડમાં રાજ્યક્રાંતિ અનેક વખતે થઈ, અને દેશમાંના લોકોને માથે જેવાં દુ:ખ કષ્ટ ઢળો પડયાં તેવાં, જવલ્લેજ બીજા દેશમાંના લોકોને માથે ઢળી પડયાં હશે. હિંદુસ્તાન એ ફકત સંપત્તિવાળો અને ફળદ્રુપતાવાળો હતો એટલુંજ નહી, પણ અહીંના લોકોની વિશેષ રીતભાત, આચાર, વિચાર, અહીંની નદીઓની શોભા, વિશાળ અને ઉંચા પર્વત, ફળદ્રુપ અને લીલાંછમ મેદાનો, સ્વાદિષ્ટ ફળો, કૃત્રિમ, સુંદર અને ખુબસુરત પદાર્થો, તેમજ ભૂગર્ભમાંથી મળી આવનારી અમુલ્ય ધાતુઓ—એ સૌથી આ ભરતખંડ—જીજ્ઞાસુ લોકોને શોધ કરવાનું, શોખી લોકોને આરામનું, તત્વવેત્તાઓને વિચાર કરવાનું, અને સીપાઈઓને લૂટફાટ કરીને શ્રમ પરિહાર કરવાનું બહુ દિવસથી એક સાધન થઇ પડેલું છે.

કોઈપણ દેશની સુધારણા વિષે યથાર્થ વિચાર કરતાં ખરા ઇતિહાસની ઘણી આવશ્યકતા છે. એવો ઇતિહાસ ન હોય ત્યારે જે સિધ્ધાંત નક્કી કરીએ છીએ તે વખતે ભૂલ ભરેલા હોવાનો સંભવ હોય છે—પછી તદન અનુમાન ઉપર કામ નભાવી લેવું પડે છે. હિંદુસ્તાન દેશનો ખરો ઈતિહાસ ઉપલબ્ધ ન હોવાથી આ દેશની સુધારણા વિષે અહીંના લોકના આચાર વિષે, તેમની સ્થિતિ અને હેતુ વિષે જુદા જુદા ગ્રંથકારોના જુદા જુદા અભિપ્રાય અને તર્ક દેખાય છે; જેને જેવી રીતે કલમ ચલાવતાં* ફાવ્યું તેવી રીતે તેણે ચલાવેલી છે. ખરી સ્થિતિ

* આ વિષે ઉત્તમ દાખલો નીચેના અવતરણ ઉપરથી જણાશે:— "એશિયા ખંડમાંના લોકો શું કરશે અને શું નહિ કરશે તે કહેવાશે નહી. તેમનામાં ક્ષમા નથી. હિંદુસ્તાનમાં રહેનાર લોકોમાં તો એ દુર્ગુણ ખાસ જણાઇ આવે છે. તેઓને ઉમંગ નથી, કોઈપણ વાતમાં

કેવી હતી એ સમજવાને આજે જેવું સાધન જોઈએ તેવું નથી. હિંદુસ્તાન વિષે વિચાર કરવાને ઇતિહાસનો અભાવ એ મોટી ખામી દેખાય છે. અને એ ઘણું કરીને પ્રાચીનકાળ વિષે વિચાર કરતાં માલુમ પડે છે. ભારત ભાગવતાદિ પુરાણો ઉપરથી મુખ્યત્વે કરી ઇતિહાસની અને ભૂગોળની કેટલીક માહિતી મળે છે, પણ એમાં કવિના ઉજ્જવલ કલ્પનાના તરંગ હોવાથી એ સાધનો જેટલા ભરોસાવાળાં હોવાં જોઇએ તેટલાં નથી. એ દેશનો ઇતિહાસ ઉપલબ્ધ ન હોવાથી, અહીંના લોકોને ઇતિહાસ લખતાં આવડતો નહી એવો કેટલાક ગ્રંથકારનો અભિપ્રાય છે. પણ જે લોકોમાં ઘણી સુધારણા થઈ હતી, જેઓ શાસ્ત્રો, કળાકૌશલ્ય, કવિતા, ગાયનાદિ વિદ્યાનો અભ્યાસ કરતા હતા; એટલુંજ નહિ, પણ તે ઉપર ઘણા ગ્રંથો લખતા, એ વિદ્યા શીખવવા માટે તજવીજો કરતા, તેનો પ્રસાર કરવા સારૂ ઉપાયો યોજતા—એવા લોકોને સાધારણ વાતો લખવાની અને પોતાના રાજાના ગુણાવગુણ અને તેઓએ કરેલાં કૃત્ય એ લખવાની માહિતી નહી હશે, એવું કહેવાશે નહી. સાધારણ સુધરેલા લોકોને પણ હેવાલ (બખર) લખી રાખવાનો સંપ્રદાય હતો એવું આપણે જોઇએ છીએ. હિંદુ લોકો બીજા લોકો કરતાં વધારે સુધરેલા હતા તેમને એ કળાની માહિતી નહોતી એવું

---

મન પરોવવું તેમને ગમતું નથી.'' કીન્સકૃત ફૉલ આફ ધી મોગલ એમ્પાયર (મોગલ રાજનો નાશ પૃ. ૨૧)

બીજા એક ગ્રંથકારનો એવો મત છે કે, બ્રાહ્મણ ધર્મ એ જગતમાંના અતિ નિકૃષ્ટ ધર્મ પૈકી એક ધર્મ છે. હિંદુઓમાં ૩૩ કરોડ દેવતા છે; તેમનામાં પોતાના અવયવ છિન્નભિન્ન કરવાનો ચાલ છે, માંદા માણસો પ્રવાહમાં તણાઈ જવા સારૂ તે તેમને નર્મદા, ગંગાને કાંઠે મૂકે છે. (કા. કૃ. ભૂ. પૃ. ૨૩૪)

કહેવાશે નહી; હેવાલ લખી રાખવા અને લખી રાખેલા હેવાલ ન જડવા એ વાત ભિન્ન છે, એ ધ્યાનમાં રાખવું જોઇએ. દિલ્હીના છેલ્લા હિંદુ રાજા પૃથુરાજ પાસે ચંદ કરીને એક ભાટ હતો. તેણે પોતાના રાજાનો ઇતિહાસ લખી રાખ્યો છે, તે ઉપરથી તથા ૧૧ મા સૈકામાં લખેલા કાશ્મીર દેશના ઇતિહાસ ઉપરથી, ઇતિહાસ લખવાની કળા હિંદુઓને માહિત હતી એવું કહેવાને આધાર છે. આ જે પ્રમાણો આપ્યાં છે તે થોડાં અને આધુનિક છે. તથાપિ તે ઉપરથી હિંદુઓને એ કળાની માહિતી હતી તેનું સહેજ અનુમાન થશે. આપણે એક એ વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે જે કાળ વિષે આપણે વિચાર કરીએ છીએ તે કાળની સ્થિતિ કેવી હતી. એ વાત ધ્યાનમાં ન રાખતાં અભિપ્રાય આપવા જઈશું તો તેથી કદાચ ભૂલ થવાનો સંભવ છે. સ્વાતંત્ર્ય અને શાંતતાનો નિરંતર ઉપભોગ લેનારાઓને જુલમ તળે દબાઇ ગએલા લોકોની કેવી સ્થિતિ હોય છે; એ બદલની કદાચ કલ્પના પણ કરતાં આવડતી નહી હોય. જે લોકોને દેશી ભાષાનું અજ્ઞાન; જેમના આચાર વિચાર અને ધર્મ ભિન્ન, દારિદ્રયમાં દિવસ કાઢયા પછી અને સંપત્તિ દેખાયા પછી, જેમનો લોભ જાગૃત થયો; સ્વધર્મની દીક્ષા બીજા ધર્મના લોકોને આપવી એજ મહાપુણ્ય, એવું જેઓને નાનપણથી શિક્ષણ મળ્યું હતું, એવા લોકની સત્તાતળે જે હિંદુઓ આસરે આઠસો વર્ષ સૂધી દબાઇ* ગએલા હતા; જેમનાં નગરો ઉદ્ધ્વસ્ત થઇ ગયાં હતાં; જેમનું દ્રવ્ય લુટફાટમાં નાશ પામ્યું હતું; જેમના ગ્રંથનો નાશ થઈ ગયો હતો; જેમના રાજા રજવાડાઓને પોતાની રાજધાની છોડીને પોતાની જીંદગીના દિવસ પર્વત ગુફાઓમાં, નદીને કાંઠે, અથવા જંગલોમાં ગાળવા પડતા; રાંધેલો

* ટૉડકૃત રાજસ્થાન.

ખોરાક પોતાને મળશે કે નહી એવી જેમને ભ્રાંતિ હતી, એવા લોકોને આવા પ્રસંગે ગ્રંથની જાળવણી કરી રાખવાનું કેમ સૂઝે? અને તે વખતના તથા તે પૂર્વના ઇતિહાસ ઉપરના લેખ જાળવી રાખવાનું પણ કેમ હાવે? કદાચ કેટલાક જણ કહેશે કે, હાલમાં ઇંગ્રેજ સરકારની સહાય્યતાવડે તથા પાશ્ચાત્ય પંડિતોના શ્રમવડે બીજા વિષયોપરના ગ્રંથનો શોધ થતો જાય છે, તો ઐતિહાસિક ગ્રંથ કેમ મળી આવતા નથી? આ પ્રશ્નનો એવો જવાબ છે કે, બીજા વિષયોપરના ગ્રંથ જેમ રાજા પાસે રહે છે તેમ તે બીજા લોકો પાસે પણ રહે છે. પણ બખરની વાત તે પ્રમાણે નથી. તે, રાજાની આજ્ઞાથી ભાટ લોકોએ અથવા એવા બીજા લોકોએ લખેલી હોય છે. ને તે ઘણું કરીને રાજાના સંબંધની હોય છે; અને તે રાજા પાસે અથવા તેના સરદાર પાસે રહેવાનો વધારે સંભવ હોય છે. રાજધાનીઓનો નાશ થયો તેની જોડે એ બખરોનો* પણ નાશ થયો હશે, અથવા તે ગાંધીની

* બખરોનો નાશ થયો હશે એ હાલની સ્થિતિ ઉપરથી માનવાને કારણ છે. શિવાજી માહારાજથી તે બાજીરાવ સુધી ઘણા રાજકર્ત્તાઓ થઈ ગયા. તેમના સંબંધી બખરો હતી એ વાત મશહૂર છે. અજ્ઞાનને લીધે અનેક લેખ ગાંધીને ત્યાં ગયા; કેટલાકમે ઉધઈ લાગવાથી તે નાશ પામ્યા, માત્ર કેટલાક ફાટેલા લેખ નજરે પડે છે; સર ગ્રાંડ ડફ સાહેબ સરખા ઇતિહાસ પ્રિય લોકોએ કિંવા અમારા પૈકી કેટલાક શોધક લોકોએ વખતસર પરિશ્રમ કર્યા ન હોત તો આજરોજ મરાઠાનો ઈતિહાસ કેટલો બહાર પડયો હોત? પેશવાઈ પછી પેશ્વાનું બધું દફતર ઇંગ્રેજ સરકાર તરફ ગયું. ઈતિહાસની યોગ્યતા કેટલી છે એ વાત ઇંગ્રેજ સરકાર સુધરેલી હોવાથી તેને ખબર છે. તેથી એ લેખ કાયમ રહ્યા છે અને ગ્રાંડ ડફ સાહેબ જેવાના શ્રમથી થોડી પણ માહિતી મળી આવે છે. જો ઇંગ્રેજ સરકાર સુધરેલી ન હોત તો એ લેખ કદાચ થોડા દહાડા સૂધી કાયમ રહેત, પણ કેટલાક વખત પછી તે જુના, નિરુ-

દુકાનમાં જઇને નાશ પામી હશે. પૂર્વેના વખત વિષે ઇતિહાસ લખી રાખ્યો હતો એવું અમારૂં ખાત્રીબંધ કહેવું નથી. પણ હિંદુઓ સુધરેલા હતા એ ઉપરથી, તથા તેઓએ જુદા જુદા વિષયોપર ગ્રંથ લખી રાખ્યા છે એ ઉપરથી અને પૃથુરાજનો તથા કાશ્મીરનો ઇતિહાસ ઉપલબ્ધ છે એ પરથી અને હિંદુ કરતાં ઓછા સુધરેલા લોકોમાં બખરો લખી રાખવાનો ચાલ હતો એ વાત ધ્યાનમાં આણવાથી હિંદુઓને બખરો લખી રાખવાના મહત્વની વાત માલૂમ નહોતી એમ કહેવું જરા ચમત્કારીક દેખાય છે.

એક* ગ્રંથકારની એટલી કલ્પના દોડી છે કે, પૂર્વેનો ઇતિહાસ લખી રાખ્યો નહી હશે કિંવા જે વખ તેબ્રાહ્મણોની સત્તા ચાલતાં અટકવા માંડી તે વખતે પૂર્વેના યુગની સરત રહે નહી માટે બ્રાહ્મણોએજ બખરોનો નાશ કર્યો હશે?! આ કલ્પનાને શો આધાર હશે તે એ ગ્રંથકારનેજ માલુમ હશે. આ ગ્રંથકાર પ્રમાણે કદાચ બીજાઓના તર્ક હશે એવું અમને પ્રથમ લાગ્યું હતું પણ એવા બીજા કોઈના તર્ક નથી એ એક આનંદની વાત

---

પયોગી અથવા રદ સમજીને ફાડી નાંખવામાં આવ્યા હોત. હાલ એ પૈકી કેટલાક લેખ કાયમ છે, એ કોઈને ખબર છે? હાલ શાંતતા હોવાથી, જુના સરદાર જે કાયમ રહેલા છે, તેઓ પાસે જુની બખરો માગતાં આપણને ફાવે છે. પણ જો એ સરદારો કાયમ રહી ન શકયા હોત તો એમની જોડે એમના ગ્રંથો પણ અંત આવ્યો હોત. એ વાત ખુલ્લી છે. હાલ જ્ઞાનનો પ્રસાર થતો જાય છે તેથી થોડો ઘણો પણ જશ મળે છે. હાલ જે અનુકુળ વાતો છે તે નહિ હોત તો મરાઠાનો ઈતિહાસ મળી આવવાનાં સાધનો કેટલાં અસ્તિત્વમાં હોત! આ વાતો પૂર્વે અનુકુળ ન હોવાથી પૂર્વેનો ઈતિહાસ મળી આવતો નથી, અને બખરો વગેરે લેખ રાજવંશ કિંવા સરદારોના વંશ સાથેજ નાશ પામ્યા હશે એ વાત વિશેષ સંભવિત છે.

* પિંકરટનકૃત ભૂગોળ પૃ. ૪૨૦.

છે. બ્રાહ્મણ અને બૌદ્ધ ધર્માચાર્યો, એ અરસ્પરસના કટ્ટા દુશ્મન હતા. બૌદ્ધ પંથવાળાઓને બ્રાહ્મણો નાસ્તિક કહેતા. કારણ કે વેદ ઈશ્વર પ્રણિત નથી એવું બૌદ્ધોનું મત હતું. તેઓ જાતિ ભેદ ગણતા નહિ. નાસ્તિકના ગ્રંથ એમ સમજીને બ્રાહ્મણોએ બૌદ્ધ લોકોના ગ્રંથ રખેને બાળી નાખ્યા હશે. પણ આ વાતે પાયા વગરની લાગે છે. એ વાત અસંભવિત છે. બ્રાહ્મણો વિદ્યાપ્રિય હતા; તે ગ્રંથનો નાશ કરે એવું પ્રત્યક્ષ પ્રમાણ વગર માનવું અવિચાર ભરેલું છે. બીજું એવું છે કે, બૌદ્ધ પંથના લોકો એ કંઈ સૈબિરીયામાંથી કે હબસીના દેશમાંથી આવેલા નહોતા. બ્રાહ્મણ અને બૌદ્ધનો દેશ એકજ, ભાષા એકજ, પૂર્વજ એકજ, માત્ર ઉભય પક્ષના ધર્મ સંબંધી મત જુદા જુદા હોવાથી આચારવિચાર માત્ર ભિન્ન હતા. જો ઉભય પક્ષના પૂર્વજો એકજ હતા, તો બ્રાહ્મણો પોતાના પૂર્વજોના ગ્રંથનો નાશ કરે એ સંભવતું નથી. હાલમાં પ્રાચીન વાતોનો જે શોધ ચાલે છે, તે ઉપરથી ઘણી વાતો વિષે માહિતી મળી આવેલી છે. આ માહિતી ઉપરથી એવું જણાયું છે કે, સાતમા સૈકાના આરંભમાં હિંદુસ્તાનમાં નાનાં મોટાં ૮૩ સંસ્થાનો હતાં. કેટલાકમાં બ્રાહ્મણોનું પ્રાબલ્ય અને કેટલાકમાં બૌદ્ધોનું પ્રાબલ્ય હતું. આ સંસ્થાનોમાં હમેશ લડાઈઓ ચાલતી હતી. કેટલાકના મતથી એ લડાઈઓ ધર્મ સંબંધથી ન ચાલતાં રાજ્ય વધારવા વાસ્તે ચાલતી હતી. અને જો રાજ્ય વિસ્તાર માટે ચાલતી હશે તોપણ બ્રાહ્મણ અને બૌદ્ધ એ બંન્ને સુધરેલા હોવાથી જંગલી લોકો પ્રમાણે અરસ્પરસના ગ્રંથોનો નાશ કરવાને પ્રવૃત્ત થયા હોય એવું મનાય નહિ. હશે પુરાણાદિ ગ્રંથમાં જો કે અતિશયોક્તિ છે; તોપણ તે ઉપરથી પ્રાચીન કાળની સ્થિતિ વિષે કેટલીક માહિતી મળી આવે છે. શિવાય

આ દેશ જોડે પરરાષ્ટ્રનો કેટલાક દિવસ સુધી સંબંધ હતો. સેલ્યુકસનો* વકીલ મેગ્યાસથનીજ એ ચંદ્રગુપ્તના દરબારમાં લાંબા વખત સુધી હતો. તેણે જે માહિતી મેળવેલી છે તે ઉપરથી તથા તે પછી બીજા ગ્રીક અને રોમન ગ્રંથકાર, વિશેષે કરીને, સ્ટ્રેબો, આરિયન, અને પ્લિની એઓએ હિંદુસ્તાનની સ્થિતિ વિષે જે માહિતી એકઠી કરી રાખી છે; તે ઉપરથી હિંદુસ્તાનની સ્થિતી વિષે કેટલોક સારો ખુલાસો થાય છે. શિવાય પ્રાચીન સ્થિતિ શોધકોના પરિશ્રમથી જે નાણાંના શિક્કાઓ શિલાલેખ અને તામ્રપટ મળી આવેલાં છે તે ઉપરથી હિંદુસ્તાનની પ્રાચીન સ્થિતીનું દિગ્દર્શન થાય છે.

હિંદના પ્રાચીન ઇતિહાસના આજે જુદા જુદા સાધનો, છે, તે ઉપરથી એવું જણાય છે કે, આર્ય† લોકો સારા સુધરેલા હતા. હિંદુસ્તાન દેશ સુધરેલો હતો એ વિષે હવે વાંધો નથી. પણ સુધારણાનું માન અને પ્રથમતત્વ એ વિષે ઘણો મતભેદ છે. હિંદુ લોકોની સુધારણા સાધારણ હતી એવું જેમનું કહેવું છે. તે યૂરોપમાં ૧૯મા સૈકાના પ્રારંભમાં જે સુધારણાનું માન હતું તેની જોડે સરખામણી કરતા હશે એવું દેખાય છે. પણ યૂરોપની સુધારણા જે સ્થિતીમાં આવી પોહોંચેલી છે, તેમાં અને હિંદુસ્તાનની પૂર્વની સુધારણાની તુલના કરવી એ તદન અવિચાર જેવું અમને લાગે છે. કારણ હિંદુસ્તાનની પ્રા-

* સિકંદર બાદશાહના મરણ પછી તેનો સૈનિક સેલ્યૂકસ એના વિભાગમાં બાકટ્રીયાનું રાજ્ય આવ્યા પછી તેણે ચંદ્રગુપ્ત ઉપર અને તેની જોડે ખ્રિ. પૂ ૩૧૨માં સંધી કરી. તેણે ચંદ્રગુપ્તને પોતાની દીકરી આપી અને મિગ્યાસથનીજને રાજાના દરબારે વકીલ નીમ્યો.

† વિલસનકૃત હિંદુ જાતિભેદ ભા. પૃ. ૨૦૨.

ચીન સુધારણા અને યૂરોપની આર્વાચીન સુધારણા એમાં બહુ વખત વીતી ગએલો છે. હિંદુસ્તાનની સુધારણા પોતાની મેળે બનેલી છે; તેને* બીજા દેશની બિલકુલ ગરજ નહોતી. જો અન્ય દેશની મદત હોત, તો સુધારણાનું જે સ્વરૂપ દેખાયું હતું તેના કરતાં જુદુંજ રૂપ જોવામાં આવત એમાં સંશય નથી. અન્ય દેશની મદત ન મળવાથી, સુધારણાને સારૂં રૂપ મળ્યું નથી. એકાદ વૃક્ષની ડાળીઓ કાપી ન નાખતાં તેને એમની એમ વધવા દેવાથી જે પ્રમાણે તે અસ્તો વ્યસ્ત વધે છે તે પ્રમાણે હિંદુ સુધારણાની વાત છે. એ સુધારણા સ્વતઃસિદ્ધ હોવાથી તેમાં કૃતિમ વૈચિત્ર્યની શોભા જેટલી હોવી જોઇયે તેટલી દેખાતી નથી. યૂરોપમાંના કોઇપણ દેશની સુધારણા એ સ્વતઃસિદ્ધ બનેલી નથી. તે, ગ્રીસ, ઇટલી ઇંગ્લાંડ ફ્રાંન્સ અને જર્મની આ દેશમાંની સુધારણાનું અને અરબ તથા હિંદુ લોકોની સુધારણાના જે જુદા જુદા પ્રકાર તે મળીને એક સંયુક્ત ફળ બનેલું છે. આ સુધારણાને અનેક રાષ્ટ્રો તરફથી મદત થવાથી, તે હાલની સ્થિતિમાં આવી પોહોંચેલી છે. અમે જે આ વિચાર જણાવ્યા છે તેપરથી યૂરોપમાંની હાલની સુધારણા, અને હિંદુસ્તાનની પૂર્વેની સુધારણા એમાં સામ્ય નથી એ ખુલ્લું છે. જો બેઉ સુધારણામાં કોઇપણ જાતનું સામ્ય દેખાતું નથી તો પછી તેની તુલના કરી મત આપવો એ વ્યાજબી કહેવાય નહી. બીજું, "હિંદુ લોકોની સુધારણામાં વિશેષ અર્થ નથી" એવું કહેનારા ગ્રંથકાર ઈંગ્રેજી અમલ શરૂ થતા પૂર્વે, નિકૃષ્ટાવસ્થામાં પોહોંચેલા જે આર્વાચીન હિંદુ લોક તે ઉપરથી મત આપતા હતા. પણ એ અમારા મત પ્રમાણે વ્યાજબી દેખાતું નથી. કારણ આઠસોં વરસ સુધી જેઓ દાસપણામાં

* એલફીસ્ટન કૃ. હિંદુ. ઈતિ. પૃ. ૫૩.

રહ્યા હતા, જેઓ જુલમ તળે છેક દબાઈ ગયા હતા. જેમના ધર્મની હમેશ છલના થતી હતી, તેમની સ્થિતિમાં, ધર્મમાં, અને આચારમાં કેમ ફેરફાર થાય નહી? અને જો થાય એ સંભવિત છે તો પછી અર્વાચીન હિંદુ લોકો ઉપરથી તેમના પૂર્વજો વિષે મત બાંધવો એ અવિચાર ભરેલું કેમ ન કહેવાય?

પ્રાચીન કાળની હિંદુસ્તાનની સ્થિતિ વિષે વિચાર કરવો તે, સમકાલીન જે બીજા સુધરેલા દેશ હતા, તેમનેજ ઉદ્દેશીને કરીએ, એ વિશેષ વ્યાજબી દેખાય છે; એમ કર્યાથી હિંદુ સુધારણાનું માન કેટલું હતું તે આપણને સારી પેઠે જણાશે. સમકાલીન સુધારણા વિષે વિચાર કરતાં, આપણને જણાય છે કે, હિંદુ લોકોની સારી સુધારણા થઇ હતી. પ્રસિધ્ધ પ્રોફેસર ઉઈલ્સન્ એમનો એવો અભિપ્રાય છે કે, "હિંદુ લોકની રીત રીવાજને લીધે તથા પરકીયરાષ્ટ્રની સત્તા તળે તેઓ હોવાથી ઈ. સન પૂર્વે ૩૦૦ વરસ ઉપર તેમની જે સ્થિતિ હતી તેજ સાધારણ રીતે પછીથી કાયમ રહી. બે હજાર વરસો વહી ગયાં, તથાપિ, તેમને કાંઇ ફાયદો થયો નથી. જે ફાયદો થયો તે અમારાથીજ થયો, માટે પ્રાચીનકાળના સમકાલીન જે બીજા લોકો તેમની અને હિંદુઓની તુલના કરવી એ યોગ્ય છે; અને એમ કરવાથી તે કાળના બીજા રાષ્ટ્રો કરતાં તેઓ સુધરેલા હતા એવું સિદ્ધ થાય છે. પ્રાચીન કાળે બીજા લોકોમાં ધર્મ સંબંધી જે પ્રકાર ચાલતા હતા તે કરતાં હિંદુઓના ધર્મમાં મૂર્તિ પૂજાનું જોર ઓછું હતું. તેમનો રાજ્યવ્યવસ્થાનો પ્રકાર જો કે જરા જુલમભરેલો હતો, તોપણ, કાયદા ઉપરથી, રીતભાત ઉપરથી અને ધર્મ ઉપરથી તેનું નિયમન થયું હતું, તેમના કાયદા ઘણે દરજ્જે ડાહાપણ ભરેલા અને વિચારવાળા હતા. તથા તે જગતમાંના અનેક પ્રકારના વ્યવહાર સંબંધને લાગુ પડે એવા હતા. સામાજીક સ્થિતિની

સુધારણા થયા શિવાય એ સંબંધ કોઇ પણ વખતે દેખાય નહી. તેમની ભાષા પ્રૌઢ હતી. તેમાં ગ્રંથો ઘણા હતા ને તે જુદા જુદા વિષયોપરના હતા. ગણિત શાસ્ત્રમાં તેમનું ઘણું સારૂં અધ્યયન થએલું હતું. મનુષ્ય અને સૃષ્ટિ સંબંધી પણ તેઓ ગહન વિચાર કરતા હતા. શોભાવાળી તથા ઉપયુક્ત કળામાં તેમનું વખાણવા લાયક નૈપુણ્ય હતું. અર્વાચીન યૂરોપમાં સુધારણાના જે પ્રકાર દેખાય છે, તેની જોડે સરખામણી કરીએ તો તેમના ધર્મમાં, તેમની રાજ્ય વ્યવસ્થામાં, તેમના કાયદામાં, તેમના ગ્રંથમાં, તેમના શાસ્ત્રમાં, તેમના કળાકૌશલ્યના કામમાં, જો કેટલીક ખામીઓ દેખાય છે તો પણ તુલના કરવાના જે સાધનો છે તે ઉપરથી જોતાં પ્રાચીનકાળે સુધરેલા રાષ્ટ્ર પૈકી જે રાષ્ટ્રની વધારે સુધારણા થઇ હતી, તે રાષ્ટ્ર પ્રમાણે હિંદુઓની સુધારણા આ પૂર્વે કહેલી વાતોમાં થઇ હતી. અને એ સુધારણા જે પ્રાચીનકાળ વિષે કેટલાક લેખ તથા દંતકથા ઉપલબ્ધ છે તે કાળે હતી. એ વિષે કોઇપણ નિઃપક્ષપાતી માણુસ વાદ કરશે નહિ.” આ અભિપ્રાય ઉપરથી હિંદુઓની સુધારણા કેવી હતી તેનું સેહજ અનુમાન થશે.

જે પ્રમાણે બીજા કેટલાક લોકો કહે છે કે, અમે બહુ જુના, અને અમારી સુધારણા પહેલ પ્રથમ થએલી, તે પ્રમાણે આ અમારા લોકો પણ કહે છે. જેની તેની કેટલીક દંતકથાઓ છેજ. અથીનીયન* લોક કહે છે કે, અમે ચંદ્રની પૂર્વેના છીએ! આર્કિડીયન લોક સુધાં પોતાને ચંદ્રની પહેલાના માને છે. લાસિડિમન લોકો પોતાને પૃથ્વી પુત્ર ગણતા, ફ્રિજીઅન લોકો અસલી છે એવી મિસર દેશનો રાજા સામેટિકસ એ મિસર દેશીયરથોની ખાત્રી કરતાં સુધી મિશરદેશીય લોકે પોતાને જગ-

* માર્શમન કૃ. હિ. ઈ. પૃ. ૨-૩.

તૂમાંના સર્વે લોક કરતાં અમે જુના છીએ એવું સમજતા હતા. કપાડિઅન લોકો ૧૫ હજાર વરસ સુધી પોતાનો ઈતિહાસ કહે છે. બ્રહ્મ દેશના લોકો કહે છે કે, ત્રણ વર્ષમાં જેટલાં વરસાદનાં ટીપાં ભોંયપર પડે છે, તેટલાં વરસ પૂર્વેના અમે છીએ. હિંદુઓનો કાળ તો અનાદિ છે. સારાંશ પ્રાચીન કાળના દર એક રાષ્ટ્રને લાગે છે કે, ઈશ્વરે આપણને પ્રથમ પેદા કર્યા. અને આપણે બધા કરતાં જુના છીએ. જગતમાંના પ્રાચીન રાષ્ટ્ર પૈકી હિંદુ રાષ્ટ્ર એ એક છે. એવું અમારૂંજ કહેવું નથી, પણ પરકીય* લોક પણ એ વાત કબૂલ કરે છે. પ્રાચીન કાળે હિંદુઓ સુધરેલા હતા કે નહી? તેમજ તેમની સુધારણા સામાન્ય હતી કે ઉત્તમ હતી? આ પ્રશ્ન વિષે વિચાર કરતાં હિદુઓ પ્રાચીન કાળે સુધરેલા હતા એટલુંજ નહિ પણ તેમની સુધારણા ઉત્તમ† પ્રકારની હતી. એવું આપણને જણાય છે. જે વખતે યૂરોપખંડ ઘમઘોર અંધારામાં હતું; તે‡ વખતે હિંદુસ્તાન એ સુધારણાનું મુખ્ય સ્થાન હતું. ત્યાંના રહીશ ઉત્તમ પ્રકારના ને ઘાટદાર પદાર્થ બનાવતા હતા. તેમનામાં શરીર અને વિત્તના સંરક્ષણ વિષે નિયમ§ હતા અને તેનો અમલ થવા વિષે તેઓ તજ-

---

* થર્નટન કૃ. હિં. ઈ. પૃ. ૨.

† પોપકૃત હિંદુસ્તાનનો ઈતિ૦ પૃ. ૩૯

‡ મેડોજ ટેલરકૃત હિંદુસ્તાનનો ઈતિહાસ ઉ. પૃ. ૯

§ પ્રાણ અને ધનના રક્ષણ વિષે આર્ય લોકો કાળજી લેતા હતા કે નહી તે નીચેના અવતરણપરથી જણાશે.

यथोद्धरति निर्दाता कक्षं धान्यं च रक्षति ॥
तथा रक्षेन्नृपोराष्ट्रं हन्याच्च परिपंथिनः ॥ ११० ॥
राज्ञो हि रक्षाधिकृताः परस्वादायिनः शठाः ॥
भृत्या भवंति प्रायेण तेभ्यो रक्षेदिमाः प्रजाः ॥ १२३ ॥

मनुस्मृति अ० ७

વીજો કરતા હતા, હિંદુસ્તાનમાં જુદા જુદા પ્રકારના ધાન્ય, મસાલા, અને સુગંધી પદાર્થ તૈયાર થવા લાગ્યા હતા. શત્રુની* સાથે સુદ્ધાં તેમનું વર્તન વિશેષ દયાળુ હતું. તેઓએ જુદા જુદા શાસ્ત્રનું સારૂં અધ્યયન કરેલું હતું અને ઈશ્વરનું અસ્તિત્વ અને તેનું સ્વરૂપ એ વિષે તેઓને જેવી માહિતી હતી તેવી અથેન્સમાંના ઉત્તમ તત્ત્વવેત્તાઓને સુદ્ધાં નહોતી.† નીલ નદીના પાણીથી ભિજાએલા પ્રદેશ ઉપર મિનારચણ્ય.ની પૂર્વે, અથવા યૂરોપની સુધારણાની પહેલાં જે ગ્રીસ અને ઈટાલી દેશ તે જંગલી લોકોનાં રહેઠાણ છતાં, હિંદુસ્તાન દેશ એ શોભા અને સંપત્તિનું ભંડાર‡ હતું, જે ઠેકાણે ઇસવીસન પૂર્વે ઘણા વરસથી લોકો ઉપયોગી અને મોજશોખના

---

આ સંબંધે અધ્યાય ૭ શ્લોક ૧૧૪, ૧૧૫, ૧૧૬, ૧૧૭ ૧૨૨ જુઓ.

* યુદ્ધમાં જે નિયમ યોદ્ધાઓએ પાળવા જોઈએ એવું મનુએ કહેલું છે, તે નિયમો કેટલા ન્યાયવાળા છે, એ નીચેના અવતરણ ઉપરથી જણાશે.

न कूटैरायुधै र्हन्या द्युध्यमानो रणे रिपून् ॥
न कर्णिभि र्नापि दिग्धै र्नाग्निज्वलिततेजनैः ॥ ९० ॥
न च हन्यात्स्थलारूढं न क्लीबं न कृतांजलिम् ॥
न मुक्तकेशं नासीनं न तवास्मीति वादिनम् ॥ ९१ ॥
न सुप्तं न विसन्नाहं न नग्नं न निरायुधम् ॥
नायुद्धयमानं पश्यतं न परेण समागतम् ॥ ९२ ॥
नायुधव्यसनप्राप्तं नार्तं नीति परिक्षतम् ॥
न भीतं न परावृत्तं सतां धर्ममनुस्मरन ॥ ९३ ॥

मनु. अ० ७

† એલફિન્સ્ટનકૃત હિંદુસ્તાનનો ઇતિ० પૃ. ૫૨

‡ થાર્ન્ટનકૃત હિંદુસ્તાનનો ઈતિ० પૃ. ૩

કળાનો ઉપયોગ કરવા લાગ્યા હતા, જે ઠેકાણે શારીક શ્રમનો પરિહાર કરતાં ફાવતું હતું, અને મોજ શોખમાંથી છૂટા પડી વિદ્યાનંદમાં મગ્ન થવાને ફાવતું, જે ઠેકાણે માણસની કૃતિ વડે જમીન ઉપર ઘણો ફેરફાર થઇ ગએલો હતો, ખેડુતોને શ્રમના બદલામાં ઉત્તમ પાક મળતો હતો, કારીગર શોભિતાં અને ઘાટદાર પદાર્થ તૈયાર કરવા લાગ્ય હતા, કે જે પદાર્થ હાલમાં યંત્રાદિ સાધનો છતાં પણ બીજા લોકોને તૈયાર કરતાં મુશ્કેલી પડે છે, જે ઠેકાણે શિલ્પકાર અને ખોદ કામ કરનારાઓ સેંકડો વરસ સુધી વરસાદ અને પવનને ન ગાંઠે એવી ઈમારતો ચણવા લાગ્યા હતા, અને કોઇપણ વાતની ખામી ન દેખાય માટે વ્યાસ વાલ્મિકાદિ મહાકવિ આપણી રસભરિત વાણીએ કરીને પૂર્વજોના ગુણ ગાતા હતા, અને જૈમિની સરખા તત્વવેત્તાઓ ગહન વિષય ઉપર એવા ગ્રંથ લખતા કે જેમાંના કેટલાક વિચાર અદ્યાપિ ગ્રાહ્ય છે; જે વાત* ડિકાર્ટિજ અને લિબનિટજ એઓને ખ્રિસ્તી સન પછી ૧૬માં સૈકામાં ખાત્રીબંધ કહેતાં આવડી, જે વાત† અતિશય સૂક્ષ્મ અનુમાનથી ન્યૂટનને કબૂલ કરવી પડી, તે વાત ઈ૦ પૂર્વે આસરે આઠસેં વરસ પૂર્વે કપીલે સ્પષ્ટપણે સિધ્ધ કરી આપી હતી, એવા જે ઠેકાણે કલ્પક મહા વિદ્વન્મણી પેદા થતા, તે ઠેકાણાની સુધારણા નાદાન હતી; એવું સમજીને તિરસ્કાર કરવો એ અવિચાર ભરેલું છે. હસ્તિનાપુર અને ઇંદ્રપ્રસ્થ, અનલવાડા અને સોમનાથ, રાજગૃહ અને પાટલી પૂત્ર, એ શહેરો અને દિલ્હી તથા ચિતોડમાંની વિજયપ્રદર્શક કમાનો, આ ઉપરથી તથા જુદા જુદા રંગનાં વસ્ત્ર, રેશમીવસ્ત્ર, સાલજોટા, સેત્રંજીઓ, રૂમાલ, ઝબ્બા, ને

* થામસકૃત ભગવદ્ગીતાનું ભાષાંતર પૃ. ૮૦

† આકાશ શું છે એ બાબતનો શોધ.

જરીકસબના કામ; આ ઉપરથી કારીગરો પોતાના ધંધામાં પ્રવીણ હતા એમ દેખાતું નથી કે? જે પરદેશી* વેપારીઓ પ્રાણાંત સંકટો ખમી આ જણસો પેદા કરવા વિષે મહેનત કરતા, ને પરદેશી લોકો તેમનો તેહેવારને દિવસે મોટી હોંસથી ઉપયોગ કરતા હતા, તે ગાંડા હતા કે શું? મગધ† રાજાઓની

* હિંદનો વેપાર આપણા હાથમાં હોય તો સારૂં એવું પરદેશસ્થ લોકોને લાગતું હતું. આ દેશ સાથે પ્રથમ મીસર દેશના લોકોનો અવર જવર હોવાથી, વેપાર સંબંધી ફાયદો પ્રથમ તેમને થતો હતો. મિસર દેશ એ પૂર્વ અને પશ્ચિમની વચ્ચે ૨૫૦ વરસ સુધી વેપારનું સ્થાન હતું.

સિરીયન લોકો આકસસ અને કાસ્પિયનની વાટે વેપારની જણસો લઈ જતા હતા.

મિસર દેશ રોમન લોકના કબજામાં ગયા પછી, એટલે આગસ્ટસ બાદશાહની કારકીર્દિમાં રોમન લોકને મિસરની ખરી યોગ્યતા માલૂમ પડી, ને તેમને વેપારનો ફાયદો થવા લાગ્યો. તેઓ, મસાલા, મોતી, રેશમ વગેરે જણસ હિંદુસ્તાનમાંથી લાવતા હતા. કેટલોક વખત ગયા પછી, સારાસીન લોકોએ મિસર કબજે કર્યા પછી અર્થાત્ વેપાર સંબંધી કામ તેમના હાથમાં આવ્યું. મુસલમાન લોકો હિંદુસ્તાનમાં રાજ્યસ્થાપન કરતા હતા ત્યારે વ્હેનિસ અને જીનોવામાંના લોકો યૂરોપમાંના દેશોને હિંદુસ્તાનમાંની જણસો પૂરી પાડતા હતા. પણ તેમને બહુ અઘરે રસ્તે જણસો મળતી હતી, તેથી તેઓ તે ઘણી મોંઘી વેચતા હતા. જે વખતે કેપઆફગુડ હોપ થઇને આવવાનો માર્ગ પોર્ટુગીઝોને જડયો, તે વખતે લિસબન એ, વેપારનું મોટું મથક બની રહ્યું. હાલમાં આ હિંદુસ્તાન દેશની સર્વ સત્તા ઈંગ્રેજ લોકો તરફ હોવાથી, વેપારનું સર્વ સૂત્ર, ઈંગ્લીશ લોકો તરફ છે. દર વર્ષે જે કરોડો રૂપીઆનો વેપાર થાય છે, તે ઘણું કરીને, આ વેપારીઓની મારફતે થાય છે. આજ કાલ તો લંડન શહેર જાણે લંકાપુરીજ છે એમ કહીએ તો ચાલશે.

† માર્શમન કૃત હિંદુસ્તાનનો ઈતિહાસ પૃ. ૫૨.

કારકીર્દિમાં આ દેશમાં અને પરદેશમાં વેપાર ઝપાટ બંધ ચાલતો હતો. હિંદી મહાસાગરની આજુબાજુનો જે પ્રદેશ છે તેમાં એ વ્યાપાર ચાલતો હતો. પાટલીપુત્ર (પાટણાથી) તે સિંધુ નદી સુધી ને પાટલીપુત્રથી ભરૂચ સુધી રાજમાર્ગ હતો. વિદ્યાની અભિવૃદ્ધિ કરવા માટે ને સાધારણ લોકોમાં જ્ઞાનનો પ્રસાર થવા માટે એતદ્દેશીય ભાષામાં ગ્રંથ તૈયાર કરવા સારૂ મગધ રાજાઓ વિદ્વાનોને ઉત્તેજન આપતા, આ ઉપરથી જે પ્રકારની સુધારણા જોઇએ તે થતી હતી એ સિદ્ધ થતું નથી ?

આજે હિંદુ લોકો વિષે પરદ્વિપસ્થ લોકોનો જે ખરાબ મત થઇ ગએલો છે તેનું કારણ મુખ્યત્વે કરીને મિલ સાહેબને આપીએ તો ભૂલ થશે એમ અમને લાગતું નથી. જે મિલ્સ સાહેબ, અર્થશાસ્ત્ર અને તર્કશાસ્ત્રના કર્ત્તા, અને સ્ત્રી સ્વાતંત્ર્યના પુરસ્કર્તા તે, એ નથી, પણ તેમના પિતા જેમ્સ મિલ એ છે. એમણે હિંદુસ્તાનનો ઇતિહાસ એ નામનો એક ગ્રંથ બનાવેલો છે, તે સનંદી નોકરીના ઉમેદવાર લોકો વાંચે છે ને તેમાંજ તેમની પરીક્ષા લેવાય છે. એ ઉમેદવાર આ દેશ ઉપર રાજકારભાર ચલાવવાને આવે છે; ત્યારે પ્રથમ તો તેમનો ગ્રહ ગ્રંથકાર પ્રમાણેજ હોવાનો એમાં કાંઈ નવાઇ નથી. મિલ સાહેબના ગ્રંથને ડયુબાઇ, આર્ચ, બુશેનન, વાર્ડ વગેરે ગૃહસ્થોના લેખ આધાર છે. વાસ્તવીક જોતાં એ ગૃહસ્થ સામાન્ય જાતના ને નિ:પક્ષપાતી નહી હશે, એવું દેખાય છે. વારૂ, મિલ સાહેબે ઉપરના ગૃહસ્થોના લેખ પૈકી જેટલું ખરાબ તેટલાનું ગ્રહણ કરેલું છે. તેમને હિંદુ સુધારણામાં કાંઇજ સારૂં દેખાયું નહિ. એ ચમત્કારિક વાત છે. મિલ સાહેબના અભિપ્રાયનો એક પ્રકાર અમે આ ઠેકાણે આપીએ છીએ, તે ઉપરથી આ સાહેબની કલ્પના શક્તિ કેવી છે તે જણાશે. એ સાહેબ કહે છે

કેઃ—"બ્રાહ્મણો લબાડી અને ઠગબાજીવડે પૂર્ણ હોય છે." હવે બ્રાહ્મણોને જરા કોરે મૂકીશું, ને બીજા હિંદુઓ વિષે સાહેબ મજકુરનો શો મત છે તે જોઇશું. તેઓ કહે છે કેઃ—"જ્યારે હિંદુઓને ધૈર્યવડે વેર વાળતાં આવડતું નથી ત્યારે તે લોકો કોર્ટનો માર્ગ સ્વીકારે છે—આજ કારણ ઉપરથી તેઓ કલહપ્રિય ને વઢવાઢિયા છે એ સિદ્ધ છે."

કેટલાક જણનું એવું કહેવું છે કે, જે પ્રમાણથી લોકો ન્યાય મેળવવાને માટે કોર્ટનો રસ્તો પસંદ કરે છે તે પ્રમાણથી, તેમની ઓછી યા વત્તી સુધારણા છે એમ સમજવું; કારણ ઘણી ફરયાદી થવી એ વઢવાઢનું લક્ષણ નહિ, પણ લોકોને પોતાના હક્ક શા છે તેની સમજ પડી છે તેનું દર્શક છે. આ સમજણ પ્રમાણે જોતાં હિંદુ લોકોને દોષ ન દેતાં તેમની સ્તુતિ કરવી એ યોગ્ય છે; પણ હિંદુઓની સ્તુતિ કરવા એટલે પ્રમાદ થાય છે એવું સાહેબને લાગતું હશે એવું દેખાય છે. હશે, ઉપરની સમજણ ભૂલ ભરેલી છે એમ સમજીને તે કોરે મૂકીશું; ને ખરી સ્થિતિ શી હતી એ વિષે વિચાર કરીશું. મદ્રાસના પ્રસિદ્ધ ગવરનર સર થામસ મનરો એમનો એવો અભિપ્રાય છે કે, 'હિંદુ લોકોની ખરી સ્થિતિ જોવાના મને અનેક વખતે પ્રસંગ આવ્યા ને તેઓ વઢવાઢીયા નથી એમ મારી ખાત્રી થએલી છે.'

મનૂએ એવું કહ્યું છે કે, રાજાએ પોતે ઋણાદિકવાદ, ફિરયાદ વગેરે ઉત્પન્ન કરવા નહિ, એટલુંજ નહિ પણ, તેના હાથ નીચેના લોકોએ પણ તે ઉત્પન્ન કરવા નહિ; ને બીજાએ કરેલી ફરિયાદ બદલ તેને ગેરઇનસાફ આપવો નહિ.

હિંદુ લોકો કલહપ્રિય હશે, પણ તે બીજા દેશમાંના લોક જેટલા છે કે શું? ને જો એવા છે તો તે દોષને પાત્ર ઠરે છે.

બીજા દેશમાંની ફ્રરીયાદીનું માન અથવા ગુન્હાની સંખ્યા, આ દેશ કરતાં કાંઈક વધારે છે, ઓછી નથી; પછી હિંદુઓનેજ શા માટે દોષ આપવો એ અમને સમજાતું નથી. જો ફ્રરીયાદી વિશેષ થઇને લોક વઢવાઢીયા થયા હશે તો તે પૂર્વે નહિ પણ હાલમાંજ થયા છે. પૂર્વે માંહોમાંહે પંચ મારફ્તે નિકાલ કરીને ટંટા પતાવવાનો વિશેષ વહિવટ હતો. હાલમાં એ બ્રાહ્મણો શીવાય બીજી ઘણીખરી જાતોમાં નીતિના પ્રકરણનો નિકાલ પંચ કરે છે. એવી સ્થિતિ છતાં, મિલ સાહેબે, સર્વ રાષ્ટ્રને જે દોષ લગાડેલો છે, તે અવિચાર ભરેલો છે. આ ઉપરથી સર્વે હિંદુઓ સાધુ છે એવો અમારો કહેવાનો હેતુ નથી. કેટલાક વઢવાઢિયા હતા, કેટલાક છે અને કેટલાક હોવાનાજ; પણ આ ઉપરથી આખા રાષ્ટ્રને દોષ આપવો એ અવિચાર ભરેલું છે. મિલ સાહેબના ધ્યાનમાં એક વાત આવી હોત તો .તેમનાથી ઉપરનો પ્રમાદ થાત નહિ. તે એ વાત કે, અંગ્રેજી અમલમાં ન્યાય સારી રીતે થવા લાગ્યો તેથી લોકો કોર્ટનો રસ્તો સ્વીકારે છે. મુસલમાની અમલનો નાશ થઇને અંગ્રેજી અમલ શરૂ થયો; મુસલમાની રાજ્યની પડતી દશા આવી ત્યારે ન્યાયાન્યાયનો વિચાર પૈસા શિવાય થતો નહિ. અંગ્રેજ લોકોએ એ બધો ગોટાળો કાઢી નાંખી, શાળા, કોરટો વગેરે સ્થાપન કર્યાં. શાળાથી આપણને ફ્રાયદો છે એવું સમજાયા પછી લોકો પોતાના છોકરાઓને કેળવણી આપવા લાગ્યા; કોરટોમાં યોગ્ય ન્યાય સત્વર મળીને, તાદૃશ ખરચ થતું નથી, એ અનુભવમાં આવ્યાથી તેઓ ફ્રરીયાદી કરવા લાગ્યા. એમાં લોકોનો દોષ નથી, પણ ઉલટું અંગ્રેજ લોકોને અભિમાન જાળવવાને કારણ છે; કારણ અંગ્રેજી ન્યાય ઉપર લોકોનો વિશેષ ભરોસો છે, એવું અનુમાન થાય છે; પણ એટલો ઊંડો વિચાર કરવાનો નથી, એવો મિલ સાહેબે નિશ્ચય કર્યો હતો.

હિંદુ સુધારણા વિષે વિચાર કરતાં, મિલ સાહેબે, પ્રાચીન હિંદુ–એટલે, મહમુદ ગઝનવીએ સ્વારી કરી તે પૂર્વેના ને મુસલમાની રાજ્ય શરૂ થયા પછીના હિંદુ, એવો ભેદ ન રાખતાં, એક સરખી રીતે બધાઓની ઉપર લુચ્ચાઇનો આરોપ મુકેલો છે. અને હિંદુઓને ન્યાયાન્યાયનું કાંઇ લાગતું નથી, એવું કહ્યું છે પણ ગ્રીક,* ચિના, ઇરાણી ને અરબી ગ્રંથકારોના જે લેખ આ દેશ વિષે પ્રસિદ્ધ થએલા છે, તેમાં હિંદુ લોકોની સાચવટ બદલ ને ન્યાય બદલ બહુ તારીફ કરેલી છે.

આટર્યાકઝર્સીજ નેમનનો ગ્રીક વૈદ્ય ટિસિયસે હિંદુ લોકના ન્યાય વિષે સ્વતંત્ર ભાગમાં વિવેચન કરેલું છે.

પાટલીપુત્ર જેને હાલ પટના કહે છે, ત્યાં ચંદ્રગુપ્તના દરબારમાં મિગ્યાસથિનીસ કરીને એક વકીલ હતો, તેનું એવું કહેવું છે કે, "હિંદુ લોકોમાં ચોરી કવચિતજ માલમ પડે છે; તેઓ સત્ય બોલવું એ મોટું પુણ્ય ગણે છે."

આરિયન એ બીજા શતકનો લેખક એવું કહે છે કે, "જે લોકો તરફ દેખરેખનું કામ હોય છે તેઓએ રાજાને ખોટો કહેવો એ મજકુર દેશ વહિવટની વિરૂદ્ધ છે. હિંદુ, જુઠાઈના ગુન્હામાં દીસી આવતા નથી એમ કહીએ તો કાંઈ બાધ નથી."

ચિના લોકો પૈકી બહુ પ્રસિદ્ધ પ્રવાશી હુએન સંગ એ, સાતમા સૈકામાં હિંદુસ્તાનમાં આવ્યો હતો; તેનું એવું કહેવું છે કે, જો કે હિંદુ લોકોનું વર્તન મોજમજાવાળું છે તો પણ તેમનું વર્તન સરળ અને પ્રમાણિકપણાનું છે. તેઓ અન્યાયવડે પૈસો હરણ કરતા નથી. તેમની રાજ્યવ્યવસ્થામાં સરળપણું એ ગુણ વિશેષ દેખાય છે.

* મોક્ષમુલ્લર સાહેબે, હિંદુસ્તાનમાંથી આપણને શું શિક્ષણ મળશે, એ વિષય ઉપર આપેલાં વ્યાખ્યાન પૃ. ૫૪

મુસલમાન લોકો પૈકી ઇદ્રિસ નામના ગૃહસ્થે અગીઆરમા સૈકામાં ભૂગોળ સંબંધી ગ્રંથ રચ્યો છે; તેમાં તે કહે છે કે, વિશ્વાસુકપણું, પ્રમાણિકપણું ને જે વચન આપ્યું હોય તે પાળવા વિષે દક્ષતા આ ગુણ બદલ હિંદુ લોકોની એટલી પ્રસિદ્ધિ છે કે, તેથી ચોતરફથી પારકા લોકો તેમના દેશમાં આવે છે.

પ્રસિદ્ધ પ્રવાશી માર્કોપોલો જેણે તેરમા સૈકામાં ઠેક ઠેકાણે પ્રવાસ કર્યો હતો, તેનો મત એવો છે કે, "આ બ્રામણ (બ્રાહ્મણ) એ ઉત્તમ અને સાચવટથી વેપાર કરનારા છે, તેઓ, ગમે તે થાય તો પણ જુઠું બોલતા નથી."

અકબર બાદશાહનો પ્રધાન અબુલફાજલ એ સોળમા સૈકામાં થઈ ગયો. એણે ઐનઅકબરી નામના ગ્રંથમાં એવું લખેલું છે કે:—"હિંદુઓ ધાર્મિક, આનંદી અને ન્યાય ઉપર પ્રીતિ રાખનારા છે; તેઓ કામમાં હોશીયાર છે ને સત્ય ઉપર પ્રીતિ કરે છે; તેઓ કૃતજ્ઞ અને વિશ્વાસુ છે, તેમના સીપાઇઓના મનમાં લડાઇમાંથી નાશી જવાનું સ્વપ્નામાંએ આવતું નથી."

આ પ્રમાણે એક પછી એક એવા ઘણા પારકી કોમના ગૃહસ્થોના અભિપ્રાય આપી શકાશે; પણ તે બધા દાખલ કરવાનું કારણ નથી. ઉપર જે અભિપ્રાય આપેલા છે તે ઉપરથી, ને પ્રાચીન ગ્રંથ ઉપરથી એ તો ખુલ્લું દેખાય છે કે, મિલ સાહેબે આખા રાષ્ટ્ર ઉપર જે આરોપ આણેલો છે તે ભૂલભરેલો છે. વેદકાળમાં લોકોની સત્ય ઉપર કેટલી પ્રીતિ હતી, એ, આ ગ્રંથના જે ભાષાંતરો થયા છે તે ઉપરથી તથા મોક્ષમુલરાદિ પંડિતોના લેખ ઉપરથી ધ્યાનમાં આવશે. મન્વાદિક* સ્મૃતિકારના ગ્રંથમાં એ, સત્યની અને સદસદ્વિચાર શકતીની બહુ મોટાઈ ગણેલી છે.

---

* सत्येन पूयते साक्षी धर्मः सत्येन वर्धते ॥
तस्मात्सत्यं हि वक्तव्यं सर्ववर्णेषु साक्षिभिः ॥ १ ॥
मनु अ० ८ श्लो० ८३

સત્યવડે સાક્ષી પવિત્ર થાય છે; સત્યવડે ધર્મની વૃદ્ધિ થાય છે. માટે બધા વર્ણના સાક્ષીદારોએ સત્ય ભાષણ કરવું. આત્માની* સાક્ષી આત્મા છે, આત્મા એજ આત્માની ગતિ છે; માટે અસત્ય ભાષણ ઉચ્ચારીને ઉત્તમ સાક્ષી જે આત્મા તેનું અપમાન કરવું નહિ. પાપ† કર્મ કરનારા લોક એવું સમજે છે કે, આપણે પાપ કર્મ કરવાને તૈયાર છતાં આપણને કોઇ દેખતું નથી. પણ એ તેમની ભૂલ છે; કારણ દેવતા અને તદંતર્ગતા પુરૂષ (સદસદ્વિવેદ) તેમનું પાપકર્મ જુએ છે.

હે ભદ્ર,‡ જો તું છે તે કરતાં અન્યથા બોલીશ, તો જન્મ સુધી તેં જે પુણ્ય કર્યું હશે, તે બધું કુત્રાને પ્રાપ્ત થશે.

હે ભદ્ર,§ તું પોતાને હું એકલોજ છું એમ સમજે છે, પણ એ તારી ભૂલ છે, કારણ તારૂં પાપ પુણ્ય જોનારા, ને

---

* आत्मैव ह्यात्मनः साक्षी गतिरात्मा तथात्मनः
मावमंस्थाः स्वमात्मानं नृणां साक्षिणमुत्तमम् ॥
मनु अ० ८ श्लो० ८४

† मन्यंते वै पापकृतो न कश्चित्पश्यतीतिनः
तांस्तु देवाः प्रपश्यंति स्वस्यैवांतर पुरुषः ॥
मनु अ० ८ श्लो० ९०

‡ जन्मप्रभृति यत्किंचित्पुण्यं भद्र त्वयाकृतं ॥
तत्ते सर्वं शुनो गच्छेद्यदि ब्रुयास्त्वमन्यथाः ॥
मनु अ० ८ श्लो० ९०

§ एकोऽहमस्मीत्यात्मानं यत्त्वं कल्याण मन्यसे ॥
नित्यं स्थितस्ते हृद्येष पुण्यपापेक्षिता मुनिः ॥
मनु अ० ८ श्लो० ९१

તારા હૃદયમાં વાસ કરનારો મુનિ (મનનશીલ પરમાત્મા જેને સદસદ્વિવેકશક્તિ અથવા અંગ્રેજીમાં માનિટર એવું કહે છે) છે.

એકાદ માણસ,* વાત કરે છે ત્યારે તે પોતે ખોટું બોલે છે કે ખરૂં બોલે છે એ વિષે તેનો અંતરાત્મા શંકા લેતો નથી, તે કરતાં બીજો શ્રેષ્ટ પુરુષ છે એવું દેવતાઓ સમજતા નથી.

પૌરાણીક કાલ વિષે વિચાર કરીએ તો આપણા ધ્યાનમાં એમ વાત આવે છે. દશરથ રાજાએ પોતાની સ્ત્રી કૈકેયીને જે વચન આપ્યું, તે પૂર્ણ કરવા માટે તેણે પોતાના પ્રિય પુત્ર રામ જેવાને વનવાસ મોકલ્યો ને તે, પુત્ર શોકને લીધે મરણ પામ્યો. કૈકેયીનો પુત્ર જે ભરત તેણે રામને રાજ્ય આપવા માંડ્યું પણ તેણે તે લીધું નહી. કારણ બાપે જે વચન આપ્યું તે પોતે આપ્યા જેવુંજ છે એમ તેને સમજાવીને, રાજ્યનો ઉપભોગ લેવાને તેને આજ્ઞા કરી. રામચંદ્રે જાબાલીને જે જવાબ આપ્યો તે પણ ધ્યાનમાં રાખવા જેવો છે. રામે કહ્યું, તમે મને જે કહો છો તે જોતાં ખરૂં દેખાય છે, પણ વસ્તુતઃ ખરૂં નથી; મનુષ્ય† મોહોટો અથવા

---

* यस्य विद्वान् हि वदतः क्षेत्रज्ञो नाभिशंकते ॥
तस्मान्न देवाः श्रेयांसं लोकेऽन्यं पुरुषं विदुः ॥
मनु अ० ८ श्लो० ९६

† कुलीनमकुलीनं वा वीरं पुरुषमानिनम् ॥
चारित्रमेव व्याख्याति शुचिं वा यदि वाशुचिम् ॥ ४ ॥
कस्य यास्याम्यहं वृत्तं केन वा स्वर्गमाप्नुयाम् ॥
अनया वर्तमानोहं वृत्या हीनप्रातिज्ञया ॥ ८ ॥
कामवृत्तोऽन्वयं लोकः कृत्स्नः समुपवर्तते ॥
यद्वृत्ताः संति राजानस्तद्वृत्ताः संति हि प्रजाः ॥ ९ ॥
सत्यमेवानृशंसं च राजवृत्तं सनातनम् ॥

નીચ, શૂર અથવા અધીર, શુદ્ધ અથવા પાપી, એ તેના વર્તન ઉપરથી સમજવો; સત્ય અને દયા એ રાજાના મુખ્ય ગુણ છે. સત્ય એ રાજ્યનો પાયો છે; આખું જગત્ સત્ય ઉપર આધાર

तस्मात्सत्यात्मकं राज्यं सत्ये लोकः प्रतिष्ठितः ॥ १० ॥
ऋषयश्चैव देवाश्च सत्यमेव हि मेनिरे ॥
सत्यवादी हि लोकेस्मिन् परं गच्छति चाक्षयम् ॥ ११ ॥
उद्विजंते यथा सर्पान्नरादनृतवादिनः ॥
धर्मः सत्यपरो लोके मूलं सर्वस्य चोच्यते ॥ १२ ॥
सत्यमेवेश्वरो लोके सत्ये धर्मः सदाश्रितः ॥
सत्यमूलानि सर्वाणि सत्यान्नास्ति परं पदम् ॥ १३ ॥
दत्तमिष्टं हुतं चैव तप्तानि च तपांसि च ॥
वेदाः सत्य प्रतिष्ठानास्तस्मात्सत्यपरो भवेत् ॥ १४ ॥
एकः पालयते लोकमेकः पालयते कुलम् ॥
मज्जत्येको हि निरय एकः स्वर्गे महीयते ॥ १५ ॥
सोहं पितुर्निदेशं तु किमर्थं नानुपालये ॥
सत्यप्रतिश्रवः सत्यं सत्येन समयीकृतम् ॥ १६
नैव लोभान्न मोहाद्वा न चाज्ञानात्तमोन्वितः ॥
सेतुं सत्यस्य भेत्स्यामि गुरोः सत्यप्रतिश्रवः ॥ १७ ॥
कायेन कुरुते पापं मनसा संप्रधार्य तत् ॥
अनृतं जिह्वया चाह त्रिविधं कर्मपातकम् ॥ १८ ॥
भूमिः कीर्तिर्यशो लक्ष्मीः पुरुषं प्रार्थयंतिच ॥
सत्यं समनुवर्तंते सत्यमेव भजेत्ततः ॥ २२ ॥
सत्यं च धर्मं च पराक्रमं च ॥
भूतानुकंपां प्रियवादितां च ॥
द्विजातिदेवातिथिपूजनं च ॥
पंथानमाहुस्त्रिदिवस्य संतः ॥ ३१ ॥
वाल्मीकि रामायण अयोध्याकांड सर्ग १०९ पृ १७७, १७८

રાખીને રહે છે; દેવતાઓ અને ઋષીઓ સત્યને માન આપે છે; જે માણુસ સત્ય બોલે છે તેને ઉત્તમ અને અવિનાશી લોક પ્રાપ્ત થાય છે; આ જગતમાં સદ્ગુણુમાંનું મુખ્ય તત્વ સત્ય છે. ને સદ્ગુણુ સત્ય ઉપર આધાર રાખે છે; સત્ય કરતાં બીજી કોઇ પણુ ચીજ શ્રેષ્ઠ નથી. જો એમ છે તો પછી હું મારૂં વચન કેમ ખોટું થવા દઉં? લોભને લીધે, ભ્રમને લીધે, અથવા અજ્ઞાનને લીધે હું સત્ય છોડવાનો નથી.

હરિશ્ચંદ્ર રાજાને પોતાની પ્રિયપત્ની તારામતી, ને પુત્ર રોહિદાસ એમના સહ અનેક કષ્ટ વેઠવાં પડયાં, પણુ સત્યભંગ થવા દીધો નહી. પુણ્યશ્લોક નળરાજા ને તેની સ્ત્રી દમયંતીએ અનેક દુઃખ સહન કર્યાં. સ્ત્રીયો ઉપર શસ્ત્ર ઉગામવાનું નથી, એ વ્રત પાળવાને માટે ભીષ્મે પોતાનો નાશ થવા દીધો. ધર્મરાજાનું તો સત્યવ્રત એ નામ છે. આ વ્રત પાળવાને માટે તેણે બાર વરસ સુધી પોતાના બંધુસહ વનવાસમાં ભવ ગાળ્યો. આ પ્રમાણે રામાયણુ ભારતાદિ ગ્રંથમાં અનેક કથાઓ છે. તેમાં કોઇ અતિશયોક્તિ હશે, તેમાં કેટલાક કવિ કલ્પનાના તરંગ હશે, પણુ તે કથાઓનો સાર જોઇએ તો એ છે કે, મોટા પુરૂષો પોતાના ઉપર ગમે એવા પ્રસંગ આવે તોપણુ તે છોડી દેતા નથી. જે વચન* આપે છે તે પાળવાને માટે પોતાને જો કે સ્ત્રી, બંધુ, પુત્રનો વિયોગ થાય તોપણુ બીતા નથી. અમારા વ્યાસજી વગેરે અનેક લોક આ મહા તત્વનો ઉપદેશ હિંદુ લોકોને હમેશ કરે

* ॥ न च प्रसादः पुरुषेषु मोघः ॥
॥ न चाप्यर्थो नश्यति नापि मानः ॥
॥ यस्मादेतन्नियतं सत्सु नित्यं ॥
॥ तस्मात् संतो रक्षितारो भवंति ॥
सावित्र्युपाख्यान.

છે. રામાયણ અને ભારતીય કથાનું શ્રવણ એ હિંદુઓનું બાળ-શિક્ષણજ છે એમ કહીયે તો ચાલે. એવી સ્થિતિ જે ઠેકાણે છે ત્યાંના સર્વે લોકો જુઠા છે; આ કહેવું નાનું સુનું સાહસ કહેવાય નહિ.

ઉપરની બધી વાત ઉપરથી એ વાત સિધ્ધ થાય છે કે, મિલ સાહેબે હિંદુ લોકો જુઠા છે એવો જે દોષ મૂકેલો છે, તે, પ્રાચીનકાળના હિંદુઓની બાબતમાં તો નિરાધાર છે. મુસલમાની અમલ શરૂ થઇ ધર્મ વગેરે બાબતોમાં છળ ભેદ શરૂ થયો ત્યારે આચાર વિચાર વગેરે બાબદમાં થોડોક ફેરફાર થાય એ વાત સ્વાભાવિકજ છે. આશ્ચર્ય આ છે કે મુસલમાની અમલવડે હિંદુઓની સ્થિતિ સર્વ પ્રકારે બદલાઈ ગઇ નથી; ને આજ વાત ઉપરથી મૂળ પાયો મજબૂત હતો એવું સિધ્ધ થાય છે. સત્ય એ વિશેષ ખર્ચની અને મોજની ચીજ છે. ને એ થોડાજ લોકોને પ્રાપ્ત થાય છે એવું જે મોક્ષમુલ્લર સાહેબે કહેલું છે તે યથાર્થ છે. જેઓને સ્વતંત્રતાનો ઉપભોગ લેવાનો મળે છે, તેઓને, આ જણુસની મોહોટાઈ માલમ પડતી નથી. તેઓને પારકી સત્તાતળે રહેનારા લોકોની ખરી સ્થિતિ શી હોય છે એની માહિતી હોતી નથી. શરમ રાખ્યા વગર સાચું હશે તે બોલવું, ખરૂં લખવું ને સાચવટથી ચાલવું, પણ જેમના હાથમાં સત્તા હોય છે ને તેથી સારૂં નરસું કરવાનું તેમના હાથમાં હોય છે તેમને તે અણગમતું લાગે છે. ને કોઇ કોઇ વાર નુકશાન કરવાને તેઓ પ્રવૃત્ત થાય છે એવા ઘણા દાખલા મળી આવે છે. વારૂં, ખરૂં ન બોલીએ તો મનની શાંતિ થતી નથી. એક તરફ સત્તાધીશોની ઇતરાજી, ને તેથી સુખની હાની, ને બીજી તરફ, સત્યનો ભંગ ને તેથી મનને થતું અસમાધાન, એવી સ્થિતિ થાય છે. એથી સત્યાસત્યનું સંમિશ્રણ થવાનો સંભવ હોય છે.

એ સ્થિતિ હમેશાં હોય છે એમ નહી. મ્હોટા મનના અધિકારી હોય એટલે અરસ્પરસ વિશ્વાસ હોય છે, ને જુદીજ સ્થિતિ દેખાય છે. રાષ્ટ્રમાંના લોકોની ખાનગી સ્થિતિ વિષે વિચાર કરતી વખતે રાજ્ય પ્રકરણનો સંબંધ દૂર રાખવો એ અમને વ્યાજબી લાગે છે. હશે, આ સંબંધી આટલી ચરચા કરવાનું અમને કારણ નથી. પણ મિલ સાહેબે આખા રાષ્ટ્ર ઉપર જે આરોપ મૂકેલો છે તે ખરો માનનારા પરકીય લોકોમાં ઘણા છે ને ખરૂં ખોટું સમજી લેવાની તક ઓછા જણનેજ મળે છે. જે સાંભળ્યું હશે અથવા વાંચ્યું હશે તેજ ખરૂં માનીને ચાલનારા ઘણા ઊંડો વિચાર કરીને સત્ય કયું એ શોધી કાઢનારા થોડાજ હોય છે. હિંદુઓને સત્યાસત્યનો કાંઇ વિધિ નિષેધ નથી ને તેઓ વિશ્વાસને પાત્ર નથી એવી સમજણથી જો રાજ્યકર્ત્તાઓ તેઓ ઉપર રાજ્ય કરશે, તો બેઉ જણના મન શુધ્ધ ન રહી અહિત થવાનો સંભવ નથી શું? આ સંબંધે મોક્ષમુલર સાહેબે કહ્યું છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. તે કહે છેઃ—હિંદુસ્તાનમાંના લોકોની નિકૃષ્ટ સ્થિતિ છે; અને તેઓ જુઠા છે એવી સમજણથી જો સનંદી નોકરો હિંદમાં આવીને રાજ્ય કરવા માંડશે તો, આ વાતથી અંગ્રેજી રાજ્યને જેટલો ધોકો લાગશે, ને જેટલું નુકશાન જશે, તેટલું બીજી વાતવડે જવાનું નથી. કારણ જે માણુસ સર્વે લોક જૂઠા છે એમ માનીને ચાલે છે તેને હાથે ખાનગી અને સાર્વજનિક વ્યવહારમાં જેટલી ખાત્રીબંધ ચૂક થવાનો સંભવ છે, તેટલી બીજાને હાથે થવાનો સંભવ* નથી.

હિંદુ લોકો કેવા હતા એ વિષે મારેજ અભિપ્રાય આપવો એ બરાબર નથી. માટે તે વિષે બીજા લોકો શું કહે છે તે

*મોક્ષમુલરકૃત "what can India teach us" (મોક્ષમુલરકૃત હિંદુસ્તાનથી આપણને કયું શિક્ષણ મળી શકે છે.) પૃ. ૭૫

આપણે જોઇએ. એલફિન્સ્ટન સાહેબ કોણ હતા એ ઘણા જણને માહિત છેજ. એમનો અભિપ્રાય વાંચવાથી હિંદુ લોકો વિષે પારકા લોકોની ગેરસમજ થવાને શું કારણ હતું, તથા લોકોની સ્થિતિ કેવી હતી એ જણાશે. એ સાહેબ કહે છે કે:—આ દેશના* લોકોનું વર્તન કેવું છે એ સમજવાને હિંદુસ્તાનમાંના અંગ્રેજોને જેટલી સગવડ છે એમ લાગે છે તેટલી હોતી નથી. ઈંગ્લાંડમાંએ થોડાજ લોકોને પોતાની બરોબરીના લોકો શિવાય બીજા લોકો વિષેની માહિતી હોય છે; અને જે કાંઇ માહિતી મળે છે તે વર્તમાનપત્રદ્વારા મળે છે. પણ હિંદુસ્તાનમાં એવા પ્રકારની તજવીજ નથી. આ દેશમાં ધર્મ અને આચારને લીધે લોકો જોડે સ્નેહ કરવાને અડચણ આવે છે; તેમની જોડે વ્યવહાર પણ ઓછાજ થાય છે. અને અરસ્પરસના હેતુ, અભિપ્રાય વગેરે વાતો કહેવાના પણ ઓછાજ પ્રસંગ આવે છે.

લોકોની કુટુંબ સ્થિતિ કેવા પ્રકારની છે, એ સંબંધી ફક્ત આપણે જેટલું સાંભળીએ છીએ એટલીજ માહિતી; ને જીંદગીમાંની સેંકડો વાતોમાં માણસોના જે સારા ગુણ દેખાય છે, તેમાં આપણો કાંઇજ સંબંધ હોતો નથી. પર ધર્મના મિશનરી (ખ્રિસ્તી ધર્મોપદેશક,) ન્યાયાધીશ, પોલિસ અને મુલકી અમલદાર, ને રાજ્ય કારસ્થાની પુરૂષો એમનો કાંઇ ખાનગી સંબંધ થયા વગર તેમને રાષ્ટ્રમાંના લોકોના સદ્‌ગુણ વિષે માહિતી હોતી નથી. જે વાતો અમને દેખાય છે તે વિષે અમે પોતાની રીતભાત ઉપરથી અભિપ્રાય આપીએ છીએ. અમારા ગ્રંથકાર સ્થળને કાળ વિષે કાંઇ વિચાર કરતા નથી. તેઓ મરાઠા અને બંગાલી એમને સરખા ગણે છે. ને મહા ભારતમાંના યોધ્ધામાં જે દોષ હતા તે પ્રસ્તુતના લોકોમાં

* એલફિન્સ્ટનકૃત હિંદુસ્તાનનો ઈતિહાસ પૃ. ૨૨૩.

હશે એમ ગણે છે. હિંદુસ્તાન છોડીને પાછા આવે છે, ત્યારે જે લોકો હિંદુ લોકોને બીજા લોકો (પછી જેમને આપણે ઉત્તમ ગણીએ છીએ તે સુધાં) એમની તુલના કરીને જુએછે તેમનો હિંદુઓ વિષે સારો મત બંધાય છે.

આપણા મોટ મોટા શહેરમાં રહેનારા હલકા લોકો જેટલા હિંદુ લોકો પૈકી કોઇપણ જાતના લોક હલકા નથી. ગામડામાંના લોકો સર્વત્ર આનંદી, કુટુંબ ઉપર માયા કરનારા, પાડોશી ઉપર પ્રેમ રાખનારા, ને સરકાર શિવાય બીજા લોકોની સાથે પ્રમાણિકપણે ને સાચવટથી વર્તે છે. ઠગ અને લુંટારા લોક વિષે વિચાર કરીએ તો ઇંગ્લંડ કરતાં હિંદુસ્તાનમાં ગુન્હાની સંખ્યા ઓછી હોય છે. હિંદુઓ સભ્યને ગરીબ છે. તેમનામાં વ્યભિચાર ઓછો છે ને રીતરીવાજ સંબંધી તેમનું શુદ્ધ વર્તન જોઈને આપણને સુધાં નીચે જોવું પડશે."

સર ટામસ મનરો એમનો એવો અભિપ્રાય છે કે:—"ખેતીની સારી રીત, જણુસો તૈયાર કરવાના કામમાં હસ્તકૌશલ્ય ઉપયોગી ને મોજ શોખના પદાર્થ તૈયાર કરવાનું સામર્થ્ય, લેખન, વાંચન અને ગણિત શીખવવાને માટે સ્થાપન થએલી શાળા પરોણાગત, ને ધર્માદાય, ને સ્ત્રીયોને માન આપવું; આ વાત ઉપરથી જો સુધારણા છે એમ સમજવું હોય તો હિંદુ લોકો કોઇપણ યૂરોપમાંના કોઇ પણ રાષ્ટ્ર કરતાં ઓછા સુધરેલા નથી. જો સુધારણાના સંબંધથી આપણે લેવડદેવડ કરવાનું મનમાં લાવીએ તો મારી ખાત્રી છે કે, ઈંગ્લંડને ફાયદો થયા વિના રહેવાનો નથી."

બીશપ હીબર કહે છે કે; "હિંદુઓ, શૂરા સજ્જન, બુદ્ધિમાન ને જ્ઞાન સંપાદન કરવા વિષે ને પોતાની સુધારણા કરી લેવા વિષે ઉત્સુક છે. તેઓ માતાપિતાઓની આજ્ઞામાં રહેનારા,

છોકરાઓ ઉપર પ્યાર રાખનારા, શાંત ને સભ્ય છે. ને કોઇ એમને કામ આવે તો તેના વિષે કૃતજ્ઞતા બતાવનારા તેમના જેવા બીજા લોકો મારા જોવામાં નથી."

હવે હિંદુસ્તાન વિષે ને ત્યાંની સુધારણા વિષે મોક્ષમુલર સાહેબનો શો અભિપ્રાય છે તે આપણે જોઇએ. આ સાહેબે આર્ય સુધારણા વિષે જેટલો વિચાર કરેલો છે તેટલો બીજા થોડાજ લોકોએ કર્યો હશે; એમના વિચાર જેટલા નિષ્પક્ષપાતના ને વિચારવાળા હોય છે તેટલા બીજા થોડાનાજ હોય છે. અમે જે અભિપ્રાય આપીએ છીએ તે કાંઇક વિસ્તૃત છે. પણ વિષયનું મહત્વ ધ્યાનમાં આણીએ તો તે તેટલો વિસ્તૃત લાગશે નહીં. મોક્ષમુલર સાહેબે થોડાક વરસ પૂર્વે સનંદી નોકરીના ઉમેદવારની આગળ કેંબ્રિજ વિદ્યાલયમાં વ્યાખ્યાનો આપ્યાં, તે વખતે હિંદુસ્તાન તરફથી કઇ વાતો શીખવા જેવી છે એ વિષે અનેક ગ્રંથોનો આધાર લેઇને, અને અનેક ગૃહસ્થોના આક્ષેપ વિષે વિચાર કરીને પોતાનો અભિપ્રાય પ્રદર્શિત કર્યો છે તે નીચે લખ્યા પ્રમાણેઃ—

["આ ભૂતળ ઉપર સૃષ્ટ પદાર્થનું વૈપુલ્ય, તેમની શક્તિ ને તેમનું સૌંદર્ય એ કઇ જગાએ દેખાય છે; એ વિષે આપણે ખોળ કરવા માંડીએ તો, તે હિંદુસ્તાનમાં છે એવું આપણને જણાશે. માણસનું મન પ્રગલ્ભ દશામાં આવીને તેનો વિકાસ વિશેષ ક્યાં થયો, આયુષ્યમાંના ગહન વિષયો વિષે બહુ વિચાર કોણે કર્યો અને પ્લેટો ને કાંટ એમના ગ્રંથનો જેઓએ અભ્યાસ કર્યો હશે તેઓને સુધ્ધાં જે કેટલીક વાતો વિચાર કરવા સરખી છે, તે વાતોનો નિર્ણય ક્યાં થયો એવો જો મને કોઇ પ્રશ્ન કરશે તો તે આર્યાવર્તમાં થયો એમ હું કહીશ. ગ્રીક, રોમન અને જ્યુ એમના જે વિચાર હતા તે

વડે યૂરોપસ્થ લોકોના મનનું પોષણ થયું; પણ પૂર્ણ ઐહિક અને પારમાર્થિક સુખ મેળવવાને માટે એ વિચાર બરાબર છે કે નહી એ સમજવાને કયે ઠેકાણે સાધન છે, એવું મને જો કોઇ પૂછે તો હું હિંદુસ્થાન તરફ આંગળી બતાવીશ.

આ વિચાર સાંભળીને તમને આશ્ચર્ય લાગશે. વિશેષે કરીને જેઓએ કલકત્તા, મદ્રાસ અને મુંબાઇમાં થોડા ઘણા દહાડા ગાળ્યા હશે તેઓને ત્યાંના લોકો પાસેથી આપણને પોતાને કાંઇ શીખવા સરખું છે એવું ધ્યાનમાં આવીને બહુ આશ્ચર્ય લાગશે; પણ હું હાલના હિંદુસ્તાન વિષે કહેતો નથી. એક હજાર, બે હજાર અથવા ત્રણ હજાર વરસ પૂર્વેના આર્ય લોકો વિષે હું વાત કરૂં છું.

જો તમને ભૂગર્ભશાસ્ત્રની અભિરૂચિ હશે તો આ શાસ્ત્રની માહિતી મેળવવાનું સાધન હિમાલયથી તે લંકા સૂધી જોઇએ તેટલું છે; વનસ્પતિ શાસ્ત્ર વિષે તમારી જીજ્ઞાસા હશે તો ઘણાક શોધકો શોધ કરવા માંડશે તોએ તેમને જોઇએ એટલી વનસ્પતિ છે; જો તમને માનવનીતિ શાસન વિષે શોધ કરવો હોય તો હિંદુસ્તાન એ અનેક પ્રકારના મનુષ્ય જાતનું સંગ્રહાલય છે; જો તમને નાણું શોધીને તે એકઠાં કરવાનો શોખ હોય તો ઇરાણી, કયારિયન, થ્રેશીયન, પાર્થિયન, ગ્રીક, માસિડોનિયન, સિથિયન, રોમન ને મુસલમાની નાણું હિંદુસ્તાનમાં પુષ્કળ છે, એવું તેમને દેખાશે. તમારા પૈકી ઘણા જણોએ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હશે; પણ ભાષાનો પ્રસાર, તેમનો નાશ, ને તેમનું સંમિશ્રણ એ કેમ થાય છે એ હિંદુસ્તાનમાં રહીને જેટલું ઉત્તમ પ્રકારે સમજાશે તેટલું બીજા દેશમાં રહીને સમજાશે શું?

આ પૃથ્વી ઉપર જે વાતોની આપણે વિશેષ કાળજી લેઇએ છીએ, જે ઉપર આપણા આચાર વિચાર, ને આશાનો

આધાર છે, જે શિવાય ગ્રામસમાજ, રાજ્ય, ચાલ રીત, કાયદા, સત્ય ને અસત્ય એ કંઈપણ અસ્તિત્વમાં રહેનાર નથી; જેનાવડે માણસો અને પશુઓમાં ભેદ છે એમ આપણે સમજીએ છીએ, જે માણસનું ને રાષ્ટ્રનું જીવન છે, જે અતિશય ગૂઢ છે એવી જે ધર્મજીજ્ઞાસા તે હિંદુસ્થાનમાં વિશેષ જોવામાં આવતી. ધર્મની ખરી ઉત્પત્તિ તેની ખરી વૃદ્ધિ ને તેનો નાશ એ વિષે તમને ઉત્તમ અભ્યાસ કરવો હોય તો બ્રાહ્મણ ધર્મનું ગૃહ, બૌદ્ધ ધર્મનું ઉત્પત્તિસ્થાન, ને ઝોરોઆસ્ટ્રિયન ધર્મનું આશ્રયસ્થાન જે ભરતખંડ તે શીવાય બીજે ઠેકાણે સાધન છે કે?

તમને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરવા વિષે પ્રથમ કંટાળો લાગશે, પણ કંટાળો ન કરતાં એ અભ્યાસ ચાલુ રાખશો તો, જે ગ્રંથોના શોધ થયા નથી કિંવા જેમની માહિતિ નથી તે તમને જડશે, ને માણસોની પૂર્વ સ્થિતિ કેવી હતી એ તમને જણાશે.

હિંદુસ્તાન એ દેશ તમને દૂરનો ને ચમત્કારિક લાગશે પણ એમ તમે ધારશો નહી, કારણ હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે માણસના મનનો ઇતિહાસ છે. માટે એ દેશ પોતાની પાસેજ છે એમ સમજો. તમને ભાષા, ધર્મ, દંતકથા, તત્વજ્ઞાન, કાયદા, રીતભાત, અસલ કળા, ને અસલનું શાસ્ત્ર એ પૈકી ગમે તે બાબતનો અભ્યાસ કરવાનો હશે, તે માટે તમારે હિંદુસ્તાન તરફજ વળવું જોઈશે. પછી તમારી ઇચ્છા હશે અથવા નહી હશે. કારણ માણસ જાતના ઇતિહાસના જે મહત્વનાં સાધનો છે, તે પૈકી કેટલાંક વિશેષ ઉપયુક્તને મહત્વનાં હિંદુસ્તાનમાં છે.

જો તમે ગ્રીક, રોમન, સાકસન, સેલ્ટ વગેરે લોકોના ઇતિહાસ વાંચીને સ્વસ્થ બેશી રહેશો ને જે ભાષા વિષે સર્વેને આશ્ચર્ય લાગે છે. એવી જે સંકૃત ભાષા તેના ઉત્પાદક, સ્વાભા-

વિક ધર્મ પૈકી અતિશય સરળ ધર્મના જનક, જેઓએ તત્વજ્ઞાન સંબંધે સૂક્ષ્મ વિચાર કર્યો છે એવા જે આર્ય લોકો તેમના ઇતિહાસનો અભ્યાસ કરશો નહી, તો તમારૂં જ્ઞાન પૂર્ણ દશામાં કોઈ પણ વખતે આવવાનું નથી, આપણે આપણા વિદ્યાલયોમાં ઇતિહાસનું ઘણુંક જ્ઞાન અપીએ છીએ. પણ હિંદુસ્તાનનો ઇતિહાસ બરાબર સમજી લેઈએ તો, તેની બરાબરી બીજાવડે થવાની નથી.

આપણે આપણી સૂધારણા વિષે વિચાર કરીએ તો આપણને એવું જણાશે કે, આપણે બીજા લોકો તરફથી વાતો લીધેલી છે. યાહુદી લોકોનો જુનો કરાર એ આપણા ધર્મનો પાયો છે. આપણા ગજવામાં જે ઘડીયાળ છે તેનું મૂળ જોઇએ તો બાબિલોનિયન લોકો છે. કલાકની સાઠ મિન્યુટ એવા વિભાગ તેઓએ કર્યા. આપણે આપણા મૂળાક્ષરો ગ્રીક ને રોમન લોકો પાસેથી શીખ્યા. ગ્રીક લોકો ફિનિશન લોકો પાસેથી શીખ્યા, ને ફિનિશન લોકો મિસરવાળા તરફથી શીખ્યા. જે પ્રમાણે આપણે આપણો ધર્મ યાહુદી લોકો પાસેથી લીધો તત્વજ્ઞાન ગ્રીક લોકો તરફથી, રાજવ્યવહાર જ્ઞાન રોમન પાસેથી અને નીતિશાસ્ત્ર સાકસન પાસેથી પ્રાપ્ત થયું. તે પ્રમાણે તમે જો સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરશો તો તમને હજી સેંકડો વાતોનું જ્ઞાન થશે.

આપણું અને આર્ય લોકોનું મૂળ એકજ છે એ વાતમ ઘણાક લોકો સંમત થતા નથી; આ ઐકય કબુલ કરવું એ જાણે લોકોને મહામુસીબતનું થઇ પડતું. ડયુગલ સ્ટુઅર્ટ એમનું એવું કહેવું હતું કે, સંસ્કૃત ગ્રંથ જુઠા બ્રાહ્મણોએ નવીન બનાવેલા હશે. એ સમજ હવે ભૂલ ભરેલી ઠરી છે. સંસ્કૃત ભાષામાંનો પ્રાચીન ગ્રંથ સમૂહ ગ્રીક લોકોના ગ્રંથ સમૂહ

કરતાં વધારે છે, એવું હવે નક્કી થયું છે. ને સંસ્કૃત ગ્રંથના અભ્યાસથી આપણે બાલ્યાવસ્થામાં કેવા હતા એ આપણને હવે જણાય છે.

તમને લાગે છે કે હિંદુસ્તાનમાં રહેવું એ કાળાપાણીની શિક્ષા ઉપર ગયા જેવું છે, હિંદુઓ હલકી જાતિના લોકો છે, તેમને સત્યાસત્યનું કાંઇજ લાગતું નથી. પણ તમારી એ સમજ ભૂલ ભરેલી છે. હિંદુ લોક જુઠા છે એ વાત તમે શ્રુતિ વચન પ્રમાણે માનોછો; પણ એકાદ માણસ ગ્રીસ દેશમાં જાય ને તેને ગાડીત ઠગે તો સર્વે પ્રાચીન અને અર્વાચીન ગ્રીક લોકો લુચ્ચા છે એવું કહેવાય છે કે? નહિ. તેજ પ્રમાણે કલકત્તા, મુંબઈ, ને મદ્રાસની કોરટમાં જે લોક આવે છે કિંવા બજારમાં જે દુકાનદાર બેસે છે તે લોકોને ઠગે છે, એટલા ઉપરથી બધા હિંદુઓ જુઠા છે એવું થાય છે કે? હિંદુસ્તાનમાંના લાખ બે લાખ દસ લાખ લોકો લબાડ હશે, પણ એ ઉપરથી ૨૫ કરોડ લોક લબાડ છે એમ કેમ કહેવાય? એકાદ અંગ્રેજ વહાણવટી ગુન્હામાં સપડાય તો તે તરતજ પોતાનો ગુન્હો કબુલ કરશે કે? ચઢેલા એક ચોખાના દાણા ઉપરથી આખા ભાતની પરીક્ષા થાય છે એ વાત ખરી છે પણ એ વાત માણસના સંબંધમાં લાગુ પડતી નથી.

સર જાન માલકમ સાહેબ કહે છે કે, "કેટલીક જગ્યાના હિંદુઓ શીવાય બાકીના 'હિંદુઓ સુદ્દઢ, શુરા, ઉદાર, અને દયાળુ છે. ને ધૈર્ય બદલ તેમની જેટલી પ્રસિધ્ધિ છે તેટલી સત્ય બોલવા બદલ પણ છે."

પ્રોફેસર વિલસન એમનો એવો મત છે કે, હિંદુ લોકોમાં હું બહુ દિવસ સૂધી રહેલો છું; ને તેમનું વર્તન કેવું છે એ જોવાની મને જેટલી તક મળી આવેલી હતી તેટલી થોડાજ

યુરોપીયનોને મળી હશે. કલકત્તામાંની ટંકશાળમાં ઘણાક કારીગર મજુર વગેરે લોકો જોડે મારો રોજનો સહેવાસ હતો; તેમનામાં અપ્રમાણિકપણું સમૂળ નહોતું એમ નહી; પણ બીજા દેશમાંની ટંકશાળમાં જેટલું દેખાઇ આવે છે તેટલું નહોતું; અહીં તે સંબંધી બીયામણું રૂપ દેખાતું નહી. ને ગુન્હો જવલેજ થતો. કારીગર, મજુરો, ને કામગાર લોકો મેહેનતુ હતા ને તેઓ હોંસથી ઉદ્યમ કરતા હતા. દારૂ પીને ઉન્મત્ત થવાના કે દંડેલનો પ્રકાર જોવામાં આવ્યો નથી; ઉપરી અમલદાર સુસ્વભાવવાળો છે એવું લોકોને સમજાય એટલે તરત તેઓ તેનું અપમાન ન કરતાં ખુલ્લા દીલથી વર્તતા.

કલકત્તામાંના ઊંચી પંકતીના માણસો મને સમજણવાળા, ઉદાર ને સ્વતંત્ર દેખાયા; તેમની રીતભાત સભ્યપણાની હતી તે પૈકી કેટલાક ગૃહસ્થોની ને મારી મિત્રાચારી છે; તેઓ જગતમાં સર્વત્ર સત્ય એ નામને પાત્ર છે."

કર્નલ સ્લીમનને ઠગી લોકોના બંડનો નાશ કરવાને નીમેલો હતો. આ બંડનો નાશ કરવા આ સાહેબને લોકમાં રહેવું પડતું; એથી લોકોના સારા નરસા ગુણ એના જોવામાં આવતા હતા. તેનું એવું કહેવું છે કે;—જેઓને હિંદુ લોકના ગામડામાંની માહિતી નથી, તેઓને હિંદુ લોકોની માહિતી નથી એવું સમજવું. જે પ્રકારના સ્થાનિક સ્વરાજ્ય બદલ અમને અભિમાન લાગે છે, તે પ્રકારની વ્યવસ્થા અહીં જોવામાં આવે છે. ગામડું એટલે નાનકડું પ્રજાસત્તાક રાજ્યજ છે. હિંદુઓમાં જે ઉત્તમ ગુણ છે તે અહીં જોવામાં આવે છે. એકજ ગામડામાંના માણસો અરસ્પરસની સાથે જુઠાઇનો વ્યવહાર જવલ્લેજ કરે છે. તેમને દેવના સોગનનું ભય લાગે છે. વારન હેસ્ટિંગ્સ એકંદર હિંદુ લોકો વિષે કહે છે કે, તેઓ સભ્યને પરોપકારી છે; પૃથ્વી ઉપર

જે લોક વસે છે, તે કરતાં એ વિશેષ કૃતજ્ઞ છે ને જો તેમનો કોઇ ગુન્હો કરે તો તે બદલ તેનું વેર વાળવાની તેમની ઓછી પ્રવૃત્તિ હોય છે; તેઓ વિશ્વાસુ હોય છે ને કાયદેશીર હુકમ માનવાને તૈયાર રહે છે.

હિંદુ લોકો વિષે મને પોતાને થોડો અનુભવ છે. ગયા વીસ વર્ષમાં અનેક મતના સંબંધથી વાદવિવાદ થયા, એ વિષે તેમનું વર્તન કેવું હતું તે મેં લક્ષપૂર્વક જોયું; ને મારો એવો અભિપ્રાય છે કે, સત્ય વિષે તેમનું પ્રેમ, ને ઉદારવર્તન એ યૂરોપમાં ને અમેરીકામાં આપણે જોઇએ છીએ તે કરતાં વધારે છે. તેમના વાદવિવાદમાં ઉદ્ધતપણું નથી, ઉલટું તેમના મનની દૃઢતા જણાઇ આવે છે; અને અહીંના સંસ્કૃત ભાષાભિજ્ઞ એ મર્યાદા તજીને અરસ્પરસના મનને દુઃખ થાય એવી રીતે લખે છે એ જોઇને તેમને આશ્ચર્ય લાગે છે, એ મને માલૂમ છે; તેમના હાથે ભૂલ થાય તો તેઓ તરત કબુલ કરે છે; જ્યારે તેમનું કહેવું બ્યાજબી હોય છે ત્યારે તેઓ પોતાના યૂરોપિયન પ્રતિપક્ષીના મનને માઠું લાગે એવી રીતે લખતા નથી. જે વાત ખોટી છે તે પ્રસિદ્ધ કરીને લોકોને છેતરવા એ જે લુચ્ચાઇ કેટલાક વિદ્વાનોની આપણે જોઇએ છીએ, તે બધામાં દેખાતી નથી. આ બાબતમાં એ તેમનો બોધ લેવાને આપણને હરકત નથી.

હિંદુઓના ગ્રંથ વિષે વિચાર કરીએ તો તે તેમના સત્ય વિષે પ્રીતિ ને પૂજ્યતા દેખાઈ આવે છે. તેમની ભાષામાં ખરૂં એને સત્ય એ નામ છે. તેનો ધાત્વર્થ જેવું છે તેવું એવો છે. ઘણાક લોક એકાદ વાત સત્ય માને છે; એટલાજ કારણ ઉપરથી તે વાત ખરી, એવો સત્ય શબ્દનો અર્થ નથી. જે છે તે આ છે, પછી લોકો નિંદા કરે અથવા સ્તુતિ કરે, એવો તેમનામાં સત્ય

શબ્દનો અર્થ છે. વેદમાંના દેવોની સ્તુતિમાં તેઓની સત્યતા-નીજ પ્રશંસા કરેલી છે—જે ઠેકાણે સત્ય વિષે આટલી પ્રીતિ છે, તે ઠેકાણે અસત્ય ગુન્હો માનતા હશે એ ખુલ્લું છે.

શતપથ બ્રાહ્મણમાં એવું કહ્યું છે કે, જે સત્ય ભાષણ કરે છે તે પોતાના સ્થંડીલમાંનો અગ્નિ પ્રજ્વલિત કરે છે, જાણે કે તે અગ્નીમાં ઘી હોમે છે; એવા માણસનું તેજ વધે છે. ને દહાડે દહાડે તેનો ઉત્કર્ષ થાય છે. પરંતુ જે અસત્ય ભાષણ કરે છે, તે, પાણીવડે જેમ અગ્નિ ઓલવાઇ જાય છે તે પ્રમાણે પોતાના સ્થંડીલમાંનો અગ્નિ ઓલવી નાંખે છે, આ માણસનું તેજ ઓછું ઓછું થતું જાય છે. ને દહાડે દહાડે તે વધારે દુષ્ટ થતો જાય છે; માટે માણસે સત્યજ ભાષણ કરવું એ ઉત્તમ છે.

તૈત્તિરીય આરણ્યક, કઠોપનિષદ, રામાયણ, મહાભારત વગેરે પ્રાચીન ગ્રંથોમાં સત્ય વિષે પૂજ્યતા દેખાઇ આવે છે. સત્ય એ અદ્વિતિય અમોલ ચીજ છે. જેને એનો નાનપણથી ઉપભોગ મળે છે તે સુખી હોય છે. હિંદુઓ શિવાય બીજા લોકોના પ્રાચીન ગ્રંથોમાં સત્ય ને સદસદ્વિવેક શક્તિ એ વિષે પૂજ્ય ભાવ દેખાઇ આવે છે કે નહી એ વિષે મને સંશય નથી.

હવે હિંદુસ્તાનના અસંખ્ય લોકો ઉપર તમારા પૈકી જે રાજ્ય કરવાના છે તેમને મારૂં એજ કહેવું છે કે તમારી એકંદર હિંદુ રાષ્ટ્ર વિષે જે ભૂલ ભરેલી સમજ થઇ ગઈ છે તેમ નહી થવા દો. હિંદુઓ જુઠા, તેમના ઉપર વિશ્વાસ રાખવો નહી, ને શાસ્ત્ર વગેરે શીખવતાં પૂર્વે સત્ય ભાષણ કરતાં શીખવવું એવી સમજણથી તમે તેમની જોડે વર્તન રાખશો તો, કાંઇપણ ઉપયોગ થવાનો નથી, એટલુંજ નહી પણ તેઓજ પોતે પોતાના શાસ્ત્રના આધાર લેઇને તમને નમ્રતા અને સત્ય એ

શીખવશે. હિંદુસ્તાનમાં જુઠા લોક હશે, પણ આ જગતમાં ક્યા દેશમાં તે નથી? હિંદુસ્તાનમાં જે વાતો નીતિની ગણાય છે તે આપણે અનીતિની ગણીએ છીએ. ને જે આપણે નીતિની વાતો ગણીએ છીએ તેમાં તેઓ અનીતિ છે એવું સમજે છે. એવો પ્રકાર હોવાનોજ. આપણે પોતે પોતાની સમજણ પ્રમાણે વર્તીશું પણ બીજાના સંબંધી મત આપતાં વિચાર કરવો જોઇએ.'']

હિંદુ સુધારણા વિષે અત્યાર સૂધી જે અમે વિચાર કર્યો તે હિંદુઓના આચાર, વિચાર વગેરે વાતો સંબંધી પરદેશી લોકોએ શા દોષ કાઢ્યા છે ને તેમનોજ પૈકી વિલસન, એલફિન્સ્ટન, મોક્ષ મુલર, વગેરે પંડિતોના આ અભિપ્રાય છે એ વિષે હતો. પણ એટલા ઉપરથીજ અમે હાથમાં લીધેલા વિષયનું યથાર્થ નિરૂપણ થવાનું નથી. ભાષાની, સ્ત્રીયોની, અને ધર્મ ને નીતિ એ બાબતોમાં લોકોની સ્થિતિ કેવી હતી એ જણાવાથી, સુધારણાનું માન કેવું હતું તે જણાઇ આવશે; માટે આ વિષે વિચાર કરીને એ વાદગ્રસ્ત વિષય પૂર્ણ કરીશું. દેશમાં સુધારણા છે કિંવા નથી એ કેટલેક દરજે ભાષાની સ્થિતિ ઉપરથી જણાઇ આવે છે. દેશમાં સુધારણા હોવા વિના ભાષાની સુધારણા કોઈ પણ વખતે થવાની નથી, જેમ જેમ લોકો સુધરતા જાય છે તેમ તેમ ભાષા પણ સુધરતી જાય છે; એ પ્રત્યેક સુધરેલા દેશ ઉપરથી જણાઇ આવે છે. મનની સુધારણા થયા શિવાય ભાષાની સુધારણા થએલી છે એવો એકે દાખલો નથી. ભાષા એ મનનો વિકાસ બતાવે છે. મનમાં જ્ઞાનનો વિકાસ થયા વિના ભાષા પ્રૌઢ દશામાં આવતી નથી. હવે સંસ્કૃત ભાષા વિષે વિચાર કરતાં તે પ્રૌઢ દશામાં આવેલી હતી કે નહી એ વિષે જો કે પૂર્વે વાદ હતો તોપણ હવે તે બદ્દલ વાદ રહ્યો નથી. સં-

સ્કૃત ભાષાના અજ્ઞાનને લીધે પરકીય લોકોનો એવો ભૂલ ભરેલો મત થયો હતો. લ્યાટિન અને ગ્રીક ભાષાનો અભ્યાસ કરવાની નાનપણથી ટેવ હોવાને લીધે સ્વાભાવિક રીતે યૂરોપિયનોનું આ બે ભાષા ભણી વલણ હતું. આ ભાષામાંનો મોટો શબ્દ સમૂહ સ્વભાષામાં હોવાને લીધે, તે શીખવાને ઝાઝી અડચણ પડતી નહી. પણ સંસ્કૃત ભાષા છેક પારકી હોવાને લીધે ને એ શીખવાને માટે સારાં સાધનો ન હોવાને લીધે, એની ખરી યોગ્યતા કેટલી છે તે સમજવાને તેમને પૂરતું સાધન નહોતું. પરંતુ ઇંગ્લીશ લોકો પૈકી સર વુઇલીયમ જોન્સ, વિલ્કિન્સ, કોલબ્રુક, જર્મનીમાં સ્લેજેલ, લાસન, ફ્રાન્સદેશમાં ચેઝી, બર્નો લાંગલોઈસ, વગેરે પંડિતો અભ્યાસ કરવા લાગ્યા તે વખતે સંસ્કૃત ભાષાની યોગ્યતા હળવે હળવે ધ્યાનમાં આવતી ગઇ; ને લોકોની ભૂલ ભરેલી સમજ દૂર થઇ ને તેઓ લ્યાટિન ને ગ્રીક ભાષાની જોડે સંસ્કૃતની યોગ્યતા માનવા લાગ્યા.

સંસ્કૃત ભાષા વિષે ઘણાક પરદેશી લોકોનો ઊંચો મત ન હોવાનું કારણ ખુલ્લું છે, આ ભાષામાંના મુળાક્ષરો નવા, નામ નવાં, વિચાર નવા, મતલબકે, એમાં ઘણીખરી અપરિચિત વાતો હોય છે. આ ભાષા શીખવાની તે કેવળ પરીક્ષા પાસ થવા માટે; પરીક્ષા પાસ થયા પછી સંસ્કૃત પુસ્તકો વાંચવાનો ઉમંગ ઓછોજ. આ સ્થિતિ કેવળ પરદેશી લોકોનીજ છે એમ નથી; તેમની એવી સ્થિતિ હોવી એમાં કાંઇ વિશેષ આશ્ચર્ય નથી. અમારામાંના એ કેળવણી લીધેલા ઘણા લોકોની એવીજ સ્થિતિ છે.

ઉપર કહ્યા પ્રમાણે પરદેશી લોકોની સ્થિતી છે ને તેથી ઘણાક લોકોને સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતાં કંટાળો આવે છે. એવા પ્રકારના અભ્યાસથી જોઇએ તેટલો ફાયદો થતો નથી

એવું ઘણા જણને લાગે છે. વિશેષ ચમત્કાર એ છે કે હિંદ અને ઇંગ્લાંડનો વિશેષ નિકટ સંબંધ છતાં આ વિચાર અને આ અનાસ્થા ફ્રાન્સ, ઇટાલી, સ્વીડન, ને જર્મની એ દેશ કરતાં ઇંગ્લાંડમાં ઘણું કરીને વધારે દેખાય છે. જર્મનીમાં કોઈ સંસ્કૃત શીખીને તૈયાર થાય છે ત્યારે તેને ઘણું માન મળે છે. જો કોઇ હિંદુસ્તાન જોઇને સ્વદેશમાં પાછો આવે ત્યારે લોકો તેનું ભાષણ મોટી હોંસથી સાંભળે છે પણ ઇંગ્લાંડમાં સંસ્કૃત ભાષાના અભ્યાસ કરનારને 'બોઅર' એટલે ત્રાસદાયક માણુસ ગણે છે.

સર વિલિયમ જોન્સ અને કોલબ્રુક એ વિલક્ષણ બુદ્ધિમાન હતા. એમના ગ્રંથને અંગ્રેજો માન આપે છે એ વાત ખરી છે; પણ એ બન્ને જણાએ પોતાની આખી જીંદગી સંસ્કૃત અભ્યાસ કરવામાંજ ગાળી એ એમનું દુર્દૈવજ સમજવું જોઇએ. કારણ એઓએ એમ ન કરતાં બીજો કાંઇ વ્યવસાય કર્યો હોત તો એમને એથી વધારે માન મળ્યું હોત. જો એવા મોટા પુરૂષોની એ સ્થિતિ તો બાલંટાઈન, ડેવિસ, ઇલિયટ, ઈલિસ, માર્કેંઝી, મ્યૂર અને વિલસન એ વિષે તો પૂછવુંજ નહી. મોટ મોટા પુસ્તકાલયમાં સુધાં એમના ગ્રંથો જોવામાં આવતા નથી, ઘણાક લોકોની એવી સમજ છે કે, માનવધર્મશાસ્ત્ર, હિતોપદેશ, શાકુંતલ વગેરે થોડાક ગ્રંથો શિવાય સંસ્કૃતમાં છે શું? એકજ પુસ્તક સંબંધના અનેક હસ્તલેખ એકઠા કરીને તે છપાવવામાં શો મતલબ? એથી અમને શો ફાયદો થવાનો છે? સંસ્કૃત ભાષા શીખવામાં શો ફાયદો છે? ભાષા હવે કોઇ બોલતા નથી..એ મૃતવતછે એનો વ્યવહારમાં એ તાદૃશ ઉપયોગ નથી; એવી ઘણાક લોકોની સમજ છે તેથી તેમનું એ તરફ દુર્લક્ષ છે. બૌધ્ધ રાજાઓની કારકીર્દીથી આ ભાષાનું મહત્વ ઓછું ઓછું થતું ગયું છે, તથાપિ એજ ભાષામાં ગ્રંથ લખવાનો સંપ્રદાય હતો. સંસ્કૃત

ભાષા તરફ જે દુર્લક્ષ થયું તેનું કારણ, આ ભાષાનું મહત્વ ને દેશી ભાષાની સ્થિતિ એ વિષે અજ્ઞાન એ મુખ્ય કારણ છે.

ભાષાનું માહોટાપણું અને પ્રાચિન માહિતી મળવાનાં સાધન આ સંબંધે તો સંસ્કૃત ભાષાનું મહત્વ છે, પણ ઈતિહાસ સંબંધે આ ભાષાનું મહત્વ બહુ છે. જગતના ઈતિહાસ વિષે વિચાર કરવો એટલે મુખ્યત્વે કરીને આર્ય, ગ્રીક, રોમન અને યૂરોપિયન અથવા પશ્ચાત્ય સુધારણા વિષે વિચાર કરવાનો છે. આર્ય સુધારણા બધી સુધારણામાં પ્રાચીન છે. આ સુધારણા વડે જેમનું હિતાહિત થયું અને થાય છે એવા ૨૦ કરોડ લોકો એટલે જગતની વસ્તીનો એક પષ્ટાંશ છે. હવે આ સુધારણા વિષે વિચાર કરવો એટલે સંસ્કૃત ભાષામાં ગ્રંથરૂપથી આર્યોના જે વિચાર પ્રસિદ્ધ થયા છે તે વિષે વિચાર કરવો એવું છે.

સંસ્કૃત ભાષાએ બંગાલી, મરાઠી, ટામિલ વગેરે દેશ ભાષાની જનની છે, એ ભાષાઓનો ઉત્કર્ષ હળવે હળવે થાય છે. પણ એમને હજી પોષણની જરૂર છે. આ પોષણ સંસ્કૃત ભાષાવડે સારી રીતે થશે. આ ભાષાનો સંબંધ તોડી નાંખીને સ્વતંત્ર રીતે કામ ચલાવવાને દેશી ભાષામાં સામર્થ્ય નથી. આ સ્થિતિ આવવાને કેટલોક વખત વીતી જવો જોઈએ.

સંસ્કૃત ભાષામાંના ગ્રંથ કઇ કઈ જગાયે છે, આ વિષે માહિતી મેળવવાને માટે હિંદુસ્તાનની સરકારે વિદ્વાન લોકોને ઠેક ઠેકાણે મોકલીને માહિતી મેળવેલી છે એ ઉપરથી ૧૦૦૦૦ હસ્તલેખની શોધ થએલી છે. એ શીવાય કેટલાકનો નાશ થયો હશે. ને કેટલાક હજી હયાત છતાં તેમનો તપાસ થયો નહીં હશે. આ ઉપરથી સંસ્કૃત ભાષામાં ગ્રંથ વિસ્તાર બહુ હોવો જોઈએ. આટલો મોટો ગ્રંથ સંગ્રહ ગ્રીક અને લ્યાટીન એ બે ભાષા મળીને

સુધાં નથી. હવે એ સર્વેજ ગ્રંથ ઉત્તમ છે એમ જો કે નથી. તોપણ સર્વે નિરૂપયોગી છે એમ કહી શકાય નહીં, એ એક બે શતકમાં તૈયાર થયા નથી. એ તૈયાર થવાને બે ત્રણ હજાર વરસ લાગ્યાં હશે, ત્યારે સંસ્કૃત ગ્રંથ વિષે ને એથી આર્ય સુધારણા વિષે વિચાર કરવો એટલે બે ત્રણ હજાર વરસ સુધીનો જે આર્ય લોકોનો ઇતિહાસ, તે વિષે વિચાર કરવાનો છે. એ કાળ હિંદુસ્તાનના ઈતિહાસ પૈકી ત્રણ ચતુર્થાંશ છે ને તે મહત્વનો છે. આ કાળ વિષે વિચાર ન કરવો એ ઇતિહાસ દૃષ્ટા યોગ્ય થવાનું નથી. બીજું એવું છે કે, હિંદુઓની પ્રાચીન સુધારણા એ ઉત્તમ હતી કિંવા સામાન્ય હતી એ પ્રશ્ન કોરે મૂકીએ તોપણ, એ વાત ખરી છે કે, પૂર્વેની સુધારણા ઉત્તમ, ને પૂર્વેના આચાર વિચાર ઉત્તમ હતા, એવું સમજીને તેનું અવલંબન કરનારા હિંદુઓમાં ઘણા લોકો છે. ને અવલંબન ન કરનારા બહુજ થોડા, એટલે હજારમાં એક પણ જડવો મુશ્કેલ. આટલા મોટા જનસમૂહનીને તેના આચાર વિચારની એકલી નિંદા કરીને કાર્ય ભાગ પાર પડવાનો નથી. જુનો ભંડાર ઉઘાડીને તેમાં રત્નો ક્યાં, મોહોરો કઇ ને જઇ કયા એની નિવેડ કરીને જનસમૂહની અથવા નિદાન તે પૈકી સુજ્ઞ લોકોની ખાત્રી કર્યા શીવાય કાર્ય પાર પડવાનું નથી. પણ એ કામ એક બે જણનું નથી. ઘણાક લોકનું છે જ્યારે આ કામ તરફ લક્ષ ખેંચાય તે વખતે ઉપરનો હેતુ સિદ્ધ થશે.

સંસ્કૃત ભાષાના સંબંધમાં કેટલાક જણનો એવો અભિપ્રાય છે કે, આ ભાષાનો ઇતિહાસ એટલે થોડાક લોકોનો ઇતિહાસ છે; ત્યારે આ વિષે વિશેષ વિચાર કરવાનું શું કારણ? આ ઉપર અમારૂં એવું કહેવું છે કે, એ વાત ફક્ત આર્ય સુધારણાનેજ લાગુ નથી. વાસ્તવીક જોઈએ તો જગતનો ખરો ઇતિહાસ એ થોડા

જાણુનો ઈતિહાસ કહેવાય. એ વાત નિદાન ઓગણીસમા સૈકા સુધી કાયમ હતી. હજારો લોક જન્મ્યા અને હજારો મરણ પામ્યા; એ બધાઓનો ઈતિહાસ આજે કોઈ પણ ઠેકાણે પ્રસિદ્ધ છે કે? એ પૈકી સુધારણાને જેઓએ મદત કરી એવા આ દેશમાં, ગ્રીસ દેશમાં, ને ઇટાલીમાં થોડાજ થઈ ગયા. જો ગ્રીક ને લ્યાટિન ભાષા શીખવી જાઈએ તો સંસ્કૃત પણ શીખવી જોઇએ. જે પ્રમાણે સંસ્કૃત ભાષામાંના ગ્રંથ થોડા જણ સમજે છે તે પ્રમાણે ગ્રીક અને લ્યાટિન ભાષામાંના ગ્રંથો પણ થોડાજ જણ સમજે છે.

હિંદુસ્તાનમાંના પ્રાચીન ગ્રંથ વિષે, ને વિશેષે કરીને વેદ તથા બૌદ્ધ કાળમાંના ગ્રંથ વિષે મોક્ષ મુલર સાહેબ કહે છે કે, આ ગ્રંથના અભ્યાસથી એક પ્રકારનું શિક્ષણ મળે છે એવું શિક્ષણ બીજા ગ્રંથથી મળતું નથી. જેને પોતાની ભાષાનો એટલે વિચારનો વિકાસ કેવી રીતે થતો ગયો એ સમજી લેવાની ઇચ્છા હશે, જેને, ધર્મ અને દંતકથાનો પ્રાદુર્ભાવ ને એમની વૃદ્ધિ એ કેવી રીતે થાય છે, એ સમજી લેવાની ઇચ્છા હશે; જેમને જ્યોતિષશાસ્ત્ર, વ્યાકરણ તત્વજ્ઞાન, કુટુંબ સ્થિતિ વગેરે પોતાનો પ્રથમ આરંભ કેવી રીતે થયો એ સમજી લેવાની ઈચ્છા હશે, તેઓ ગ્રીક, રોમન અને જર્મન ભાષામાંના ગ્રંથ તરફ જેટલું ધ્યાન આપે છે, તેટલુંજ તેઓએ વેદકાળના ગ્રંથ તરફ આપવું."

સંસ્કૃત ભાષાનું મહત્વ હવે કેટલાક કારણ ઉપરથી ધ્યાનમાં આવવા લાગ્યું છે; ને જેમ જેમ આ ભાષાનો અભ્યાસ વધશે તેમ તેમ આર્ય સુધારણાનું ખરૂં રૂપ સમજાશે, ને તે સુધારણાથી શા શા ફાયદા છે તે પણ ધ્યાનમાં આવશે.

જે પ્રમાણથી દેશમાંની સ્ત્રીઓને ઓછુંવત્તું માન મળતું હશે તે પ્રમાણે તે દેશની ઓછીવત્તી સુધારણા થઇ છે એમ સમજવું–

એવું પ્રસિદ્ધ ગ્લાડસ્ટન સાહેબનું કહેવું છે. હવે આ અભિપ્રાય પ્રમાણે સ્ત્રીયોને આ દેશમાં માન મળતું હતું કે નહી એ આપણે જોઇશું. મનુ કહે છેઃ—જે ઠેકાણે* સ્ત્રિયોને માન મળે છે, તે ઠેકાણે દેવતાઓ સંતુષ્ટ રહે છે. જ્યાં તેમને માન મળતું નથી, ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફળ થાય છે. જે માણસ સ્ત્રીનું રક્ષણ કરે છે તે પોતાની સંતતિ, ચરિત્ર, કુલ, આત્મા અને સ્વધર્મ એ સૌનું રક્ષણ કરે છે. અર્થ સંગ્રહ, વ્યય, સ્વચ્છતા રાખવી, પાકનિષ્પત્તિ ને ઘરમાંની સામગ્રીની દેખરેખ એ બધી વાતો વિષે સ્ત્રીની યોજના કરવી."

ભારતમાં એવું લખેલું છે કે "ભાર્યા સરખો બીજો બંધુ નથી, ભાર્યા જેવી ગતિ નથી, ભાર્યાના સહાય્યવડે જે ધર્મસંગ્રહ થાય છે, તેવો બીજા કશાથી થતો નથી."

સ્મૃતિકાળ અને ભારત કાળ એ બહુ પ્રાચિન કાળ છે એવું કદાચ કોઈ કહેશે માટે એ પછીની શી સ્થિતિ હતી તેનો આપણે

* यत्र नार्यस्तु पूज्यंते रमंते तत्र देवताः ॥
यत्रै तास्तु न पूज्यंते सर्वास्तत्राफलाः क्रियाः
मनुस्मृति अ० ३ श्लो० ॥ ५६ ॥
स्वां प्रसूतिं चरित्रं च कूलमात्मानमेव च ॥
स्वंच धर्मं प्रयत्नेन जायां रक्षन्‌सरक्षति ॥
अर्थस्य संग्रहे चैनां व्यये चैव नियोजयेत ॥
शौचे धर्मेऽन्नपंक्त्यां च परिणाह्यस्यवेक्षणे ॥
मनु० अ० ९ श्लो० ७, ११.

† नास्ति भार्या समो बंधुर्नास्ति भार्या समागतिः ॥
नास्ति भार्या समो लोके सहायो धर्म संग्रहे ॥

भारत-

વિચાર કરીશું. વરાહમિહિરે બૃહત્સંહિતા એ નામનો ગ્રંથ કર્યો છે; એ ઘણાજણોના જોવામાં આવ્યો હશે, એ ઉપરના કાળ પછીથી થએલો છે. એ બદલ કાંઇ વાદ નથી. એમાં એવું લખ્યું છે કે;–

"પુરૂષોને* આનંદકારક એવું સ્ત્રીયો કરતાં બીજું રત્ન બ્રહ્મદેવે નિર્માણ કર્યું નથી; સ્ત્રીયોની સહાયતાવડે ધર્મ અને અર્થ પ્રાપ્ત થાય છે; તેમનાથી પુત્ર પ્રાપ્તિ થાય છે; તેઓ ગૃહમાં લક્ષ્મી સ્વરૂપ છે; માટે તેઓ સત્કાર અને ઐશ્વર્યને પામે છે.

જેઓ† વિરક્ત થઇને સ્ત્રીયોના ગુણ છોડીને તેઓના દોષ માત્ર બહાર કાઢે છે તેઓને દુર્જન ગણવા, એવો મારા મનનો નિશ્ચય છે; કારણ એ તેમનાં ભાષણો સત્ય નથી.

જે‡ ગૃહોમાં સ્ત્રિયોને માન મળતું નથી, તે ગૃહો મહામારીવડે (કોગળ્યાવડે) વ્યાપ્ત થયા જેવાં સર્વત્ર નાશ પામે છે.

---

* श्रुतं दृष्टं स्पृष्टं स्मृतमपि नृणां ल्हादजननम् ॥
न रत्नं स्त्रीभ्योन्यत्क्वचिदपिकृतंलोकपतिना ॥
तदर्थं धर्मार्थौ सुतविषयसौख्यानि च ततो ॥
गृहे लक्ष्म्यो मान्याः सततमबला मान विभवैः ॥

बृहत्संविता अ० ७४ श्लो ४

† येप्यंगनानां प्रवदन्ति दोषान् ॥
वैराग्यमार्गेण गुणान्विहाय ॥
ते दुर्जनामे मनसो वितर्कः ॥
सद्भाव वाक्यानि न तानि तेषाम् ॥

बृ० अ० ७४ श्लो० १०.

‡ जामयो यानिगेहानि शपंत्य प्रतिपूताः ॥
तानिकृत्याहतानीव विनश्यंति समंततः ॥

अ० ७४ श्लो० १०.

નિષ્પાપ* સ્ત્રિયોની નિંદા કરનારા પુરૂષોનું કેટલું સાહસ છે; કે ચોર એકાદ માણસને ઘેર ચોરી કરવા જઇને ઉલટો તેનેજ "હે ચોર ઉભો રહે" એવું કહેવામાં તેનું જેટલું સાહસ તેટલુંજ આ પુરૂષોનું છે."

ઉપરના વચનોપરથી સ્ત્રિયો વિષે પ્રાચીન આર્યોના કેવા વિચાર હતા એ સાધારણ રીતે ધ્યાનમાં આવશે; પણ આ દેશ ઉપર મુસલમાન લોકોની સત્તા થયા પછી, જે પ્રમાણે બીજી કેટલીક વાતોમાં ફેરફાર થયો છે, તે પ્રમાણે સ્ત્રિયોની સ્થિતિમાંએ ફેરફાર થયો છે. મુસલમાનોના અનુકરણથી કેટલેક ઠેકાણે ઓષા શરૂ થઇને સ્ત્રીયોને વિશેષ પ્રતિબંધ થવા લાગ્યો. અવિવહિત કન્યાઓને મુસલમાન લોકો જોરજુલમથી લઇ જાય છે એવી સમજ થવાને લીધે લોકો પોતાની છોકરીઓને જલદી પરણાવી દેતા,ને એથીજ અલ્પવયમાં પરણવાનો ચાલ પડયો હશે. મુસલમાની અમલ એ વિશેષે કરીને ઉત્તર હિંદમાં લાંબી મુદ્દત સૂધી રહેવાને લીધે સ્ત્રીયોની હીન સ્થિતીનો પ્રકાર જેટલો ત્યાં દેખાય છે, તેટલો ગુજરાત મહારાષ્ટ્ર વગેરે ઠેકાણે નજરે પડતો નથી. સ્ત્રીયોની સ્વતંત્રતા ઓછી થઇ, તે તેમના પાતિવ્રતાપણાનો ભંગ થાય એ બીકને લીધે ઓછી થઇ. તેમના પાતિવ્રત્યનો ભંગ થવો એ કયા ડાહ્યા પુરૂષને ગમશે ? એ ભંગ ન થવા માટે પોતાની સમજણ પ્રમાણે જેને યોગ્ય ઉપાયો હોય તે તે કરવાને લોકો પ્રવૃત્ત થવાના નથી કે ? પણ એ બદલ તેમને, ને તેમના વડીલોને દોષ આપવાથી પ્રમાદ થવાનો નથી કે ? સુદૈવથી સાંપ્રતકાળે તે ભીતિ રાખવાનું હવે કાંઈ કારણ

---

* अहो धार्ष्ट्यमसाधूनां निंदतामनघाः स्त्रियः
मुष्णता मिव चौराणांतिष्ट चौरेति जल्पतां
वृ० सं. अ. ७४

નથી. હવે, પૂર્વ સ્થિતિ પ્રમાણે અથવા તે કરતાં પણ વધારે સ્વતંત્રતા મળવાનાં લક્ષણ દેખાય છે. આ વિષય તરફ લોકોનું વધારે ધ્યાન ખેંચાય છે. રાષ્ટ્રના વિચાર અથવા રાષ્ટ્રીય રીતભાતો એ એક બે દિવસમાં બનતી નથી. તેજ પ્રમાણે તેમાં ફેરફાર એક બે દિવસમાં થતો નથી. એવી બાબતોમાં વિશેષ ઉતાવળ કર્યાથી ઈષ્ટકાર્ય પાર પડતું નથી. સુધારણાની સ્થિતિ બરાબર છે કે નહી એ જોઇને, શાંતપણે ચાલવું એ પરિણામે ફાયદાકારક થાય છે. બીજા લોકો જો કે ઘણો બૂમાટ કરે તોપણ તે તરફ જેટલું ધ્યાન આપવું વ્યાજબી છે તેટલુંજ આપવું જોઈએ.

ધર્મ ને નીતિ એ વિષે લોકોના વિચાર કેવા છે એ સમજાયાથી, સુધારણા કેવી હતી એ જણાઇ આવે છે. આ વિચારો નીચેના અવતરણોપરથી જણાશે.

"ધર્મનષ્ટ થવાથી આપણો નાશ થાય છે, ધર્મનું સંરક્ષણ કરવાથી આપણું નિત્ય સંરક્ષણ થાય છે. માટે ધર્મ હાનિ કરવી નહીં."

ધર્મ* એજ સાચો મિત્ર છે; એ મરણ પછી પણ આપણી જોડે આવવાનો છે; બાકી બધું શરીરની જોડે નાશ પામવાનું છે, માટે માયામાં લપટાઇને ધર્મ હાનિ થવા દેવી નહી.

માબાપ† પરલોકમાં સહાય્ય કરનારા નથી છોકરો, સ્ત્રી ને જ્ઞાતિલો એમાંથી કોઇપણ સહાય કર્તા નથી.

---

* धर्म एव हतो हंति धर्मो रक्षति निलशः ॥
तस्माद्धर्मो नहंतव्यो मानो धर्मोऽहतो ऽवाबत् ॥१५ ॥
एक एव सुहृद्धर्मो निधनेऽप्यनुयाति यः
शरीरेण समं नाशं सर्वं मन्यद्धि गच्छति ॥ १७ ॥
मनु० स्मृ० अ० ८

† नामुत्र हि सहायार्थं पितामाता च तिष्ठतः ॥
न पुत्रक्षरा न ज्ञातिर्धर्मस्तिष्ठति केवलः ॥ २३९ ॥
मनु० अ० ४

પ્રાણી* એકલોજ પેદા થાય છે ને તે એકલોજ લય પામે છે, ને પાપ પુણ્યનું ફળ તેને પોતાનેજ ભોગવવું પડે છે. માટે માબાપ અથવા બાંધવ એમને માટે સુદ્ધાં ધર્મ ત્યાગ કરવો નહી.

જે† સ્ત્રી કાયા, વાચા, ને મનવડે વ્યભિચાર કરતી નથી તે આ લોકમાં કીર્તિ પામે છે, ને પોતાના પતિસહ ઉત્તમ લોકમાં જાય છે.

હે પાર્થ‡ તું પોતાનું કર્તવ્યકર્મ મનમાં લોભ ન રાખતાં હમેશ કર, જે પુરૂષ કાંઈપણ આશા ન રાખતાં પોતાનું કર્તવ્યકર્મ કરે છે, તેને ઉત્તમ લોક પ્રાપ્ત થાય છે.

હે અર્જુન,§ જે પ્રમાણે પ્રદીપ્ત થએલો અગ્નિ બળતણનો નાશ કરી મૂકે છે, તે પ્રમાણે જ્ઞાનાગ્નિ સર્વ પ્રકારના નિંદ્ય કર્મોનો નાશ કરે છે. આ જગત્‌માં|| જ્ઞાન જેવું શુદ્ધ કરનાર બીજું કાંઈ પણ નથી.

મિત્ર,¶ પરિચિત, શત્રુ, ઉદાસીન, ત્રાહીત, દ્વેષ કરવાને પાત્ર, બંધુ, સાધુ કિંવા પાપી આ સર્વે વિષે જેની સમાન બુદ્ધિ હોય છે તે શ્રેષ્ટ કહેવાય.

---

* मनु० अ० ४ श्लो० २४० † मनु० अ० ५श्लो० १६५

‡ मनु० अ० ५ श्लो० १५६

§ तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ॥
अशक्तोह्याचरेत्कर्मपरमाप्नोति पुरुषः ॥ १९ ॥
भ० गी० अ० ३

||नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते
भगवद्गीता अ० ४ श्ला० ३८

¶ જ્ઞાનમહાત્મ્ય વિષે રામદાસ કહે છે.

જે કોઇપણ પ્રાણીનો દ્વેષ કરતો નથી; જે સર્વ લોકોની સાથે મિત્રભાવથી તથા દયાળુપણે વર્તન કરે છે, જે મારૂં મારૂં કહેનારો કિંવા લોભી નથી; જેને અહંકાર નથી; સુખદુખમાં જેનું વર્તન સરખું હોય છે; જેનામાં ક્ષમા હોય છે; જે સંતુષ્ટ હોય છે; જે સતતભક્તિ કરે છે; જેણે ઇંદ્રિય નિગ્રહ કર્યો છે; જે દૃઢ નિશ્ચયવાળો છે; જે મારી ભક્તિ કરે છે; જે હર્ષ, દ્વેષ, ભય એથી મુક્ત છે; જેને કાંઈ અપેક્ષા નથી; જે શુચિર્ભૂત છે; જે દક્ષ છે; શુભાશુભનું જેને કાંઈ લાગતું નથી; જે માનાપમાન વિષે સમ હોય છે;જેને નિંદા અને સ્તુતિ સરખીજ હોય છે; જેની મતિ સ્થિર હોય છે; તે મને પ્રિય છે. ઉપર આ જે પરમામૃત કહ્યું, તેનું સેવન કરીને જે મારામાં વિશ્વાસ રાખે છે, મારા વિષે તત્પર હોય છે, ને મારી ભક્તિ કરે છે તે તો મને બહુજ પ્રિય છે.

અભય*, પોતાની શુધ્ધિ, દાન, દમ, સ્વાધ્યાય, આર્જવ, અહિંસા, સત્ય, અક્રોધ શાંતિ પૈશૂન્યાભાવ, સર્વભૂતોને ઠેકાણે દયા, ક્ષમા, અદ્રોહ, ને ધૈર્ય એ સર્વ દૈવી સ્થિતીમાં જેનો જન્મ થયો છે તેમના ગુણ છે.

હે અર્જુન, જેણે આ આખું જગત્ નિર્માણ કર્યું, તે અવિનાશીછે† એવું તું સમજ; આજે અવ્યય તેનો નાશ કોઇથી થઈ શકતો નથી. એને જન્મ‡ નથી; એ નિત્ય, શાશ્વતને

* भगवद्गीता अ० १६ श्लोक १–३

† अविनाशि तु तद्विद्धि येन सर्वमिदंततम् ॥
विनाशमव्ययस्यास्य न कश्चित् कर्तु मर्हति ॥ १७ ॥
भ० गी० अ० २

‡ न जायते म्रियते वा कदाचित् ॥
नायं भूत्वा भविता वा न भूयः ॥
अजो नित्यः शाश्वतोऽयं पुराणो ॥
न हन्यतेहन्यमाने शरीरे ॥ २० ॥ भ० गी० अ० २

પુરાણ એવો છે. શરીર મૃત થાય તો પણ એ નાશ પામતો નથી. અવ્યય અને અનુત્તમ એવો જે મારો ઉત્તમ ભાવ તે ન સમજીને હું અવ્યક્ત છતાં અજ્ઞાન લોકો હું વ્યકત છું એવું મને ગણે છે. યોગ માયાવડે આવૃત્ત જે હું, તે બધાઓને દૃષ્ટિગોચર નથી. હું અજ અને અવ્યય છું; મને મૂર્ખ લોકો જાણતા નથી. ભૂત, વર્તમાન અને ભવિષ્ય આ કાળના પ્રાણી વીષે મને માહિતી છે; મને માત્ર કોઇ જાણતા નથી. હું સર્વ* ભૂતોને સરખો છું; મને દ્વેષ્ય (જેનો હું દ્વેષ કરૂં) કિંવા પ્રિય એવો કોઇ નથી. જેઓ ભક્તિપુરઃસર મારી આરાધના કરે છે, તેઓ મારા વિષે વાસ કરે છે ને હું તેમનામાં વાસ કરૂં છું. આ જગતમાં† સત્ય એ ધર્મનો પાયો છે; સત્ય એ ધર્મનું મુળ છે; સત્ય એ મુખ્ય તત્વ છે; સત્ય ઉપર શ્રી આધાર રાખે છે; સત્ય શ્રેષ્ઠ છે.

---

*अव्यंक्त व्यक्तिमापन्नं मन्यं तेमामबुद्धयः ॥
परं भावमजानंतो ममाव्ययमनुत्तमम् ॥ २४ ॥ अ० ७
नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ॥
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम् ॥ २५ ॥
वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ॥
भविष्याणि च भूतानि मां तु वदे न कश्चन ॥ २६ ॥
अ० ७

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योस्ति न प्रियः ॥
ये भजंति तुमांभक्त्यामायि ते तेषु चाप्यहम् ॥ २९ ॥
भ० गी० अ० ७

† धर्मं सत्य परोलोके मूलं धर्मस्य तत्वता ॥
सत्यमेवेश्वरोलोके सत्ये श्रीर्नितयं स्थिता ॥
सर्वे सत्य प्रतिष्ठानं तस्मात् सत्यपरो भवेत् ॥

જે લોકો* પાપને ઠેકાણે રત હોય છે, જેમનામાં દયા ને ધર્મવાસ કરતા નથી, જે દુષ્ટની સોબતમાં રહે છે; જે સતચ્છાસ્ત્ર, ને સત્સંગતિથી દુર રહે છે તેઓ નરકમાં જાય છે. જેઓ જ્ઞાનશીલ છે તેમને ઉત્તમગતિ પ્રાપ્ત થાય છે. જેઓ પાપી છે; તેમને યમ યાતના પ્રાપ્ત થાય છે.

હિંદુ સુધારણા સંબંધી વિષય બહુ વધી પડશે; પરંતુ હિંદુ સુધારણા સંબંધી એ પ્રશ્ન **વાદગ્રસ્ત** હોવાથી આ વિષે યથાર્થ વિચાર કરવો જરૂરનો છે. હિંદુઓ **નાદાન** ને તેમની સુધારણા પણ **નાદાન**, એવું કહેનારા ફક્ત પરદેશમાંજ છે એમ નથી, પણ હાલમાંતો અમારામાંના કેટલાક વિદ્વાનોનો એવોજ મત છે. તેઓએ શોધક, અને નિઃપક્ષપાતી પાશ્ચાત્ય પંડિતોનું શું કહેવું છે, એ વિષે વિચાર કરીને તથા પોતે ગ્રંથાવલોકન કરીને અભિપ્રાય આપવો, એ યોગ્ય છે. હિંદુસ્તાનની સુધારણા શિખર સુધી જઇને પોહોંચી હતી, કોઇપણ વાત કરવાની શિલ્લક રહી નહોતી, નવીન સુધારણા અને નવીન કલ્પના અમારા શાસ્ત્રમાં છે એવો અમારો બીલકુલ મત નથી. આ મત છેક છોકરવાદ છે એવું અમે સમજીએ છીએ. આર્યોને ઘણીક વાતોમાં સુધારણા કરવી બાકી રહેલી હતી, ધર્મને નીતિમાં તેમને પ્રાચીન કોઇપણ રાષ્ટ્રો જીતી શકયા નથી. પણ રાજ્યવ્યવહાર, વક્તૃત્વ, શિલ્પકલા વગેરે વાતોમાં ગ્રીક ને રોમન લોકનું પગલું આગળ હતું. આર્યોની જે સુધારણા થઇ હતી, તે **યૂરોપમાંની** હાલની સુધારણા જોડે સરખાવતાં, ઘણી ઓછી હતી, આ જો કે ખરૂં છે, તોપણ, પ્રાચીનકાળે સમકાલીન અવસ્થામાં જે બીજી સુધારણા હતી, તેમાં સ્થૂલ દષ્ટીએ જોઈશું તો હિંદુ

* गरुडपुराण अ० श्लो० १४ रामायण १३–१४

સુધારણાનું પગલું આગળજ હતું. એટલુંજ નહિ, પણ સો સવાસો વર્ષ પૂર્વે ઈગ્લાંડ, ફ્રાન્સ વગેરે દેશમાં જે સુધારણા હતી, તેની જોડે તે બરાબરી કરી શકે એવી હતી, એવું કહેવાનો અમારો ઉદ્દેશ છે.

હિંદુસ્તાન દેશ સુધરેલો હતો એ વાત તો નિર્વિવાદ છે; અને જે સુધારણા થઇ હતી તે નાશ પામીને લોકો નિકૃષ્ટ અવસ્થામાં જઈને પોહોંચ્યા હતા, એ વાત પણ નિર્વિવાદ છે. આ દેશમાં સુધારણાને સહાય્ય કરનારી જેવી વાતો છે તેવી બીજા થોડાજ દેશોમાં હશે.

આ દેશમાં વેપારનાં જેવાં સાધનો છે, તેવાં બીજાં થોડાજ દેશમાં છે એમ છતાં, આ સાધનો જેઓએ ઓછો ફાયદો કરી લીધેલો છે, એવા જગતના ઇતિહાસમાં હિંદુ લોકો શિવાય બીજા સુધરેલા લોકો પૈકી દાખલો મળવો મુશ્કેલ હશે, જે પ્રશ્ન વિષે આપણને વિચાર કરવાનો છે. તે પ્રશ્ન એવો છે કે, સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોની અનુકૂલતાવડે હિંદુસ્તાનમાં સુધારણા કેવી થઇ, ને એ સુધારણા નાશ પામવાને એ નિયમો કેટલા સહાયભૂત થયા, એ વિષય સંબંધી વિચાર મહત્વનો છે. તે તરફ જેટલું ધ્યાન આપવું ઘટે છે, તેટલું આપ્યું નથી; ને આ વિષય વિષે કોઇપણ ઠેકાણે વિગતવાર વિચાર કરેલો જોવામાં આવતો નથી. ઉપરની બે વાતો પૈકી પેહેલી વાત વિષે તો વાદ રહ્યો નથી. પણ જે કારણોને લીધે સુધારણા નાશ પામી તે કારણ વિષે ઘણો મતભેદ રખાય છે. કોઇ* કહે છે કે, હિંદુઓ જુલમ તળે ઘણા દિવસ સૂધી દબાઇ ગયા તેથી તેમનામાંના સ્વતંત્રતાદિ ગુણોનો નાશ થઈને, તેમનું રાજ્ય ને તેમની સુધાર-

* બ્રાઈસ કૃત હિંદુસ્તાનનો ઈતિહાસ પૃ. ૨૬.

ણુાનો એ અંત આવ્યો. કેટલાક કહે છે કે, જાતિ ભેદને લીધે હિંદુસ્તાનને નિકૃષ્ઠ અવસ્થા પ્રાપ્ત થઈ. કેટલાક કહે છે કે, મુર્તિપુજા વડે હિંદુસ્તાન દેશ ખરાબ હાલતમાં આવ્યો. સારાંશ જુદા જુદા ગ્રંથકારોના જુદા જુદા મત જણાય છે. ઉપર જે જુદાં જુદાં કારણો કહ્યાં તેવડે આ દેશને નુંકસાન થયું નથી એમ નહિ; પણ અમારા મત પ્રમાણે એ ખરાં કારણો નથી. કારણ કે જુલમ, જાતિભેદ, અને મૂર્તિપૂજા એ કાંઈ વિશેષ કારણો અથવા વિશેષ સ્થિતિ હોય છે ત્યારેજ શરૂ થાય છે. એ પણ શા માટે પેદા થવાં જોઈએ? જે પ્રમાણે અમે રાજાઓના જુલમતળે દબાઇ ગયા હતા, તે પ્રમાણે બીજા કેટલાક લોક પણ દબાઇ ગયા હતા. બીજા કેટલાક લોક પણ મૂર્તિપૂજકો હતા. હિંદુસ્તાનમાંના લોકો સુધરેલા હતા એ વિષે હવે વાદ રહ્યો નથી. જો એવી સ્થિતિ હતી, તો, બીજા કેટલાક લોકોની પહેલાં, અહીંનો જુલમ ઓછો થવો જોઇતો હતો, જાતિભેદનો નાશ થવો જોઇતો હતો, અને મૂર્તિપૂજાનો પણ અંત આવવો જરૂરનો હતો. પણ, તેમ ન થતાં આ ત્રણે વાતો કાયમ રહી તેનું કારણ શું? લોકોમાં મૂર્તિપૂજા, જાતિભેદ, અને જુલમનો નાશ કરવાની ઈચ્છા કેમ પ્રબળ થઈ નહી? અને તે નાશ થવા સારૂ જેટલા પ્રયત્નો કરવા જરૂરના હતા તેટલા પ્રયત્નો કેમ ન થયા? બીજા કેટલાક રાષ્ટ્રોની સુધારણાની શરૂઆત પાછળથી થયા છતાં તેમનામાંના જુલમ, જાતિભેદ, ને મૂર્તિપૂજા દહાડે દહાડે કમતી થતા ગયા; હિંદુઓ સુધરેલા છતાં તેમનામાંની એ ત્રણે વાતો ઓછી થઇ નહી: આ ઉપરથી એ વાત ખુલ્લી છે કે, આ દેશમાં જે કારણવડે મૂર્તિપૂજા, જુલમ અને જાતિભેદ એ ઉત્પન્ન થઈને કાયમ રહ્યાં તે કારણો, ને બીજા દેશમાં જે કારણોવડે એ ત્રણ વાતો ઉત્પન્ન

થઈ, તે કારણો જુદા હોવા જોઈએ; કિંવા બીજા દેશો કરતાં આ દેશમાં આ કારણોનું વિશેષ જોર હોવું જોઈએ. જુલમ, જાતિભેદ, અને મૂર્તિપૂજાને કોઈપણ બાબતનું પુષ્ટીકરણ હોવું જોઈએ. આ દેશમાં જુલમ, મૂર્તિપૂજા ને જાતિભેદને શાનું પુષ્ટિકરણ હતું, ને એ શાથી જોરાવર થયાં એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. ને આ પ્રશ્ન વિષે વિચાર કરવો વાજબી છે. જ્યાંથી પ્રવાહ ઉત્પન્ન થાય છે, ત્યાં ખોળ કરીને તજવીજ ન કરતાં. પ્રવાહના મધ્યમાંજ તે બંધ થવા સારૂ તજવીજ કરીશું તો ઇષ્ટ કાર્ય પાર પડવાનું નથી. ને પાર પડે તો કેટલાક દિવસ સુધી માત્ર તેથી લાભ થશે. પણ પ્રવાહ જ્યારે પાછો જોરવાળો થાય છે ત્યારે જે પ્રયત્ન કર્યો હશે તે પણ નિર્ફળ થશે. આ વિષે પાછળથી ખુલાસાવાર જણાવીશું; માટે તે સંબંધી અત્રે વિચાર કરવાનું કારણ નથી. હિંદુસ્તાનની સુધારણા સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોવડે કેવી રીતે થઈ; ને એનો અંત આવવાને પણ એ કારણો કેવી રીતે સહાયભૂત થયાં, એ વિષે આપણે વિચાર કરીશું.

ધન સંચય વિષે સ્થૂલ વિચાર કરતી વખતે અમે પહેલા ભાગમાં કહ્યું છેજ કે, ધન સંચય વગર કોઇપણ દેશની સુધારણા થતી નથી; કારણ સુધારણાને જ્ઞાનની અવસ્યકતા હોય છે. જ્ઞાન સંપાદન કરવા સારૂ સગવડો હોવી જોઈએ; નિર્વાહની તજવીજ ન હોય તો સગવડો હોવી મુસ્કેલ છે. માટે સુધારણાને પ્રધાન કારણ દ્રવ્ય સંચય છે. શિવાય પહેલા પ્રકરણમાં અમે કહ્યું છે કે, ધન સંચય એ ઉત્સાહ સાથે અને નિયમિત રીતે શ્રમ કરવાથી કિંવા સૃષ્ટ પદાર્થની અખૂટતા વડે શ્રમ બદલ જે ફળ મળે છે, તે ઉપર આધાર રાખીને હોય છે. હવાનું માન સારૂ હશે તો ઉત્સાહ પૂર્વક શ્રમ થાય છે. હિંદુસ્તા-

નમાં જે ધન સંચય થયો તે સૃષ્ટપદાર્થની અખૂટતા વડે થયો હતો. એ વાત બધાને ખબર છે કે, હિંદુસ્તાન દેશ એ પ્રાચીનકાળથી ફળદ્રુપતાને* માટે પ્રખ્યાત છે. બ્રેઝીલ શીવાય અથવા કદાચ ચીન શીવાય પૃથ્વી ઉપર જેટલા દેશો છે તે કરતાં હિંદુસ્તાનની જમીન ફળદ્રુપ છે; કેટલીક જમીનમાંથી વરસમાં ત્રણ ત્રણવાર પાક કાઢી લેવાય છે. ગંગા નદી વડે જે પ્રદેશ ભીનો થએલો છે તે ઉત્તમ પાકવાળો છે. આ પ્રદેશની એટલી પ્રશંસા થાય છે કે, આ પ્રદેશમાં કેટલેક ઠેકાણે ચોખાના એક દાણાથી શેર ચોખા પેદા થાય છે. એ કદાચ અતિશયોક્તિ હશે, પણ એ પ્રદેશ અતિશય પાકવાળો છે એમાં શંકા નથી. તાપી નદીનો કાંઠો એ ઉત્તમ પાકવાળો છે. આ ઠેકાણેના કેટલાક ખેડુતો એવી રીતના નજરે પડે છે કે, પ્રતિ વરસે તેમને ૨૦૦ માપ—એટલે ચારસો પલ્લા ધાન્ય મળે છે—તે શીવાય કપાસનો ફાયદો થાય છે. ગંગથડી, અને ભીમથડી એ પ્રદેશમાં કેટલીક જમીન એવી છે કે, ખેડુત જો ત્રણ ચાર મહિના શ્રમ કરે તો ત્રણ ચાર વર્ષ સુધી તેનું ને તેના કુટુંબનું અચ્છી રીતે પોષણ થાય એટલો પાક નીપજે છે, આ પ્રદેશમાં ત્રણ કે ચાર વરસે સારો વરસાદ વરસે છે; ને એકવાર વરસાદ સારો વરસે કે પછી ત્રણ ચાર વરસ સુધી જોવુંજ પડે નહી; એવી સ્થિતિ હોય છે. હિંદુસ્તાનની જમીન પાકવાળી છે એમ કહ્યું. આ ઉપરથી હિંદુસ્તાનમાંનો દરએક પ્રદેશ પાકવાળો છે એવું કોઇએ ધારવું નહી. મુલતાનથી તે ઠઠ્ઠા સુધી ખડકવાળો ડુંગરીયાળ પ્રદેશ છે. બિકાનેર, જોધપૂર, જેસલમીર, ને રણ એ રેતીના પ્રદેશો છે. રૂદ્રપૂર અને અલમોરા એમની વચમાં કેટલોક વેરાન મૂલક છે. ઉત્તર તરફના પ્રદેશમાં કોઇ કોઈ

* એલફીનસ્ટન કૃત હિંદુસ્તાનનો ઈતિહાસ.

જગ્યાએ મેદાન છે. નદીઓના મૂખ આગળનો ભાગ રેતાળ છે. સાતપુડાની નજીકની ભોંય ખરાબ છે. અમે જે ફળદ્રુપતાનું માન કહ્યું તે સ્થૂળમાન છે, ઉપર જે પ્રદેશ કહ્યા તે શીવાયના ઘણાખરા પ્રદેશોમાં લીલાંછમ બીડ, મેદાનો ને ખેતરો દેખાય છે. હિંદુસ્તાનના જે પ્રદેશમાં પ્રથમ સુધારણાનું બી ઉગીને મોટો વૃક્ષ બન્યો તે પ્રદેશ ઘણોજ પાકવાળો છે. હિંદુસ્તાનની જમીન પાકવાળી હોવાથી; અર્થાત્ ધનનો સંઘરો દહાડે દહાડે વધતો ગયો ને જેમ જેમ ધનનો સંઘરો થતો ગયો તેમ તેમ શિલક સંગ્રહ ઉપર નિર્વાહ થઇને માનસિક શ્રમ કરવાને સગવડો મળતી ગઇ. હિંદુસ્તાનમાં જે સુધારણા થઈ, તેને મૂળ સાધન ઘણું કરીને જમીનની ફળદ્રુપતાજ છે. જો હિંદુસ્તાનની જમીન પાકવાળી ના હોત, તો ધનનો સંઘરો કરી રાખવાને બહુ અડચણ આવી પડત; શારીર શ્રમનો પરિહાર થવાને વિશ્રાંતિ મળીને માનસિક શ્રમ કરવાને સગવડ મળવી મુસ્કેલ હોય છે, ને જે સુધારણા દેખાઇ તે નજરે પડવાનો સંભવ ઓછો હતો.

હિંદુસ્તાનનો ઘણોખરો ભાગ ઉષ્ણકટીબંધમાં હોવાથી અહીંની હવા ઉષ્ણ છે. યૂરોપ ખંડમાંની હવાની જોડે અહીંની હવાની સરખામણી કરતાં આ દેશનું ઉષ્ણતાનું માન બહુ છે. દક્ષિણ હિંદમાંના કેટલાક પ્રદેશમાંનું જે ટાઢનુ માન તે યુરોપની સાધારણ ઉષ્ણતાનું માન; ને ટાઢના દિવસોમાં જે બપોરનું ઉષ્ણતાનું માન તે ઇગ્લાંડ વગેરે દેશોમાં બપોરનું ઉનાળામાંનું ઉષ્ણતા માન હોય છે. હિંદની હવા ઉષ્ણ છે એમ અમે કહ્યું પણ તેમ સર્વત્ર નથી. કેટલેક ઠેકાણે હવામાં બહુ ફરક દેખાય છે. ઉત્તર હિંદની પશ્ચિમમાં જે મોટું* અરણ્ય છે તેમાં અથવા

* એકસ્ટ્રાકટ ટૂ ફલસ્ટ્રેટ જીઆગ્રફી હિસ્ટરી, આગ્રીકલચર

ઉત્તર સરકાર્સ, કર્નાટક, ને દક્ષિણ* તરફના બીજા કેટલાક પ્રદેશ, જેઓ સમુદ્રથી ઓછી ઉંચાઇએ છે, તેમાં તાપ† ઘણો સખત હોય છે. એવી ઉષ્ણતા બીજી જગાએ હોતી નથી. પણ તાસેસૂદનમાં જે ઉનાળામાં ઉષ્ણતાનું માન તે બંગાલામાં ટાઢનું માન હોયછે. ટેકરા ઉપરના પ્રદેશમાં ને મહારાષ્ટ્ર‡ તથા મહીસૂર જેવા ઉચાણવાળા પ્રદેશમાં હવા ગરમ હોય છે. સિમલા, મહાબળેશ્વર, ઉત્તકમંડ, શ્રીનગર, કાશ્મીર, અને પેશાવર જેવાં જે સ્થળો સમુદ્રના પૃષ્ટ ભાગથી ૭૦૦૦ ફીટ ઉંચાઈ ઉપરાંતના છે તે ઠેકાણે હવા ઠંડી હોય છે. દિલ્લી§ વગેરે ઠેકાણે ટાઢ એટલી હોય છે કે, કોઇ કોઈવાર તળાવોનું પાણી ઠરી જાય છે. અમે ઉષ્ણતાનું જે માન કહ્યું

ઓફ બ્રિટિશ ઇંડિયા પૃ. ૭૮ એલફિન્સ્ટન સાહેબ આ અરણ્યમાંથી સરકારી વકીલોની સાથે ગયા હતા ત્યારે તેમને પારો ૧૧૨ ઉપર હતો એવું દેખાયું; અકબર બાદશાહનો પિતા હુમાયુનએ આ અરણ્યમાંથી ગયો હતો ત્યારે તેના ઘણાખરા લોકો ભૂખથી તથા તરસથી મરણ પામ્યા હતા.

* સમુદ્રના પૃષ્ઠ ભાગથી ત્રિચિનાપલ્લી ૨૫૦ ફીટ ઉંચાણમાં છે. ગંતુરનો પ્રદેશ ૫૦ ફીટ ઉંચાઈ ઉપર છે.

† સરકાર્સ વિષે હેન સાહેબનું કહેવું છે કે, હું સન ૧૭૯૯ માં ત્યાં હતો તે વખતે મધ્ય રાત્રે પારો ૧૦૮° ઉપર હતો ને સવારના આઠ વાગે ૧૧૨° ઉપર હતો.

‡ આ પ્રદેશ સમુદ્રના પૃષ્ઠ ભાગથી ૨૦૦૦ ફીટ કરતાં વધારે ઉંચાણમાં છે. મ્હેસુર પ્રાંત પૈકી બંગલૂર અને નંદીદુર્ગ એ ૩૦૦૦ ફીટ ઉંચાણ ઉપર છે. શ્રીરંગપટ્ટણ એ ૨૪૦૦ ફીટ ઉંચાઈએ છે.

§ હવાનુંમાન જે અંશ ઊપર છતાં પાણી ઠરવા માંડે છે તે કરતાં કમી અંશ ઉપર સુધાં ટાઢના દિવસમાં કોઈ કોઇ વાર દિલ્લીમાં ટાઢ પડે છે. આ ઠેકાણે ત્રણ દિવસ સુધી આટલી ટાઢ પડી હતી કે, તેથી પાણી ભરેલા વાંસણ ફુટી ગયાં.

તે સ્થૂળમાન છે. હિંદુસ્તાનમાંના ઘણાખરા ભાગમાં ત્રણ મહિના સુધી તો તાપ ઘણો સખત પડે છે. જમીનમાંથી ઉની વરાળ નીકળે છે, ઉષ્ણ પવન વહે છે, ધૂળના ગોટેગોટ ઉડે છે. ઝરણ અને નાળાં વગેરે સૂકાઈ જાય છે; કેટલીક નદીઓનું પાણી સુધાં સુકાઈ જાય છે. પ્રવાશીઓ તરસથી કાયર થાય છે; ને બપોરે બહાર જવું એ જાણે માથા ઉપર મોટો બોજો મૂક્યાની માફક થઇ પડે છે. કેટલેક ઠેકાણે રાત્રે અગાશી ઉપર અથવા ઓટલા ઉપર બેસીને બેઘડી ટાઢક વાળ્યા વિના અથવા રેતીના મેદાનમાં જરા આળોટ્યા વિના ઉંઘ આવવી મુસ્કેલ હોય છે. શરીરમાંથી પરસેવાના રેલા ચાલવા માંડે છે, કંઠ સુકઈ જઇને વારે વારે શોષ પડે છે. શરીર ઉપર ગરમીના ફોલ્લાં (ગુમડાં) થાય છે, એ અને એવી બીજી વાતોનો વિશેષે કરીને બંગાલ, કાશી તરફનો પ્રદેશ, માળવા, ખાનદેશ, વડોદરા તરફનો પ્રદેશ, ને કર્નાટક તરફના લોકોને થોડો ઘણો અનુભવ થાય છે, માટે વિશેષ વિસ્તારથી લખવાનું કારણ નથી.

આ દેશની હવા ઉષ્ણ હોવાથી, જે અન્નમાં અંગાર વાયુનો વિશેષ અંશ હોય છે, તે અન્ન ખાવાનો પ્રચાર હોતો નથી; પણ જે અન્નમાં પ્રાણવાયુનો વિશેષ અંશ હોય છે, તે અન્ન ખાવાનો આ દેશમાંના લોકોનો પ્રચાર છે. એટલે અહીના ઘણાખરા લોકો પશુપંખીના માંસ ઉપર ગુજરાન ન ચલાવતાં, અનાજ અને વનસ્પતી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે, પ્રાણવાયુયુક્ત અન્ન મેળવવાને તથા તે પચાવવાને જે શ્રમ પડે છે તે કરતાં અંગારવાયુયુક્ત અન્ન મેળવવાને ને તેનું પચન થવાને વધારે શ્રમ પડે છે. એ પૂર્વે કહ્યું છેજ. આ દેશ ફળદ્રુપતાવાળો હોવાથી થોડા શ્રમ ઉપર પુષ્કળ અન્ન સામગ્રી

મળે છે. આ દેશમાંના લોકોનું મુખ્ય ખાવાનું અન્ન ચોખા હતું. જ્વાર, અથવા બાજરી ખાવાનો રિવાજ હાલમાં પડયો હશે. એ રિવાજ ઘણું કરીને મહારાષ્ટ્રમાં દેખાય છે. મહારાષ્ટ્ર અને કર્નાટકમાં જે લોકો સારી સ્થિતિના હોય છે તેજ લોક ઘણું કરીને ચોખા ખાય છે. બંગાળામાં ગરીબ લોકો સુધાં ચોખા ખાય છે. જ્વાર, અને બાજરી વિષે પ્રાચીન ગ્રંથમાં કોઈ જગ્યાએ ઉલ્લેખ કરેલો જોવામાં આવતો નથી. ચોખા વિષેજ લેખ નજરે પડે છે.

કેટલાક લોકોનો એવો મત છે કે આર્ય એ માંસ ભક્ષક હતા. કેટલાક આર્ય માંસ ભક્ષણ કરતા હશે, પણ માંસ ઉપરજ ઘણાખરાનું ગુજરાન ચાલતું હતું એમ કહેવાય નહી. ઘણા ખરાનો નિર્વાહ અનાજ ઉપર ને તેમાં એ ઘણુંકરીને ચોખા ઉપર થતો હતો, હિંદુસ્તાનની પ્રાચીન સુધારણા મુખ્યત્વે કરીને ઉત્તર હિંદમાં થઈ. આ ઠેકાણે લોકો પોતાનું ગુજરાન શા ઉપર ચલાવતા તેનો વિચાર કરવો જોઇએ. પ્રસ્તુત હિંદુસ્તાનમાંના લોકો શું ખાય છે તે જોવાનું નથી. જે ઠેકાણે, ને જે કાળમાંની સુધારણા વિષે આપણે વિચાર કરીએ છીએ, તે ઠેકાણે અને તે કાળે સાધારણપણે ખાવાનું અનાજ કયું હતું તે જોવું જોઈએ; એવું ન કરીએ તો આપણો સિદ્ધાંત ભૂલ ભરેલો થશે. આ વાત ધ્યાનમાં રાખવી જોઇએ. એ વાત ધ્યાનમાં ન રાખતાં, ને ગ્રંથ ઉપરથી પ્રાચીન સ્થિતિ વિષે જે અનુમાન નીકળે છે તે તરફ ધ્યાન ન આપતાં, હિંદુસ્તાનમાંની જુદા જુદા ઠેકાણાની હાલની સ્થિતિ ઉપરથી મત આપવો એ કેટલેક દરજે અવિચાર જેવું છે. ઘણાખરા આર્ય લોકોનું ગુજરાન ચોખા ઉપર ન ચાલતાં બીજા ધાન્ય અથવા માંસ ઉપર ચાલતું હતું, એ વિષે પ્રમાણ મળતા સુધી ઉપરની સમજણ

ભૂલભરેલી છે એવું કહેવું એ પ્રમાદ છે એવું અમને લાગે છે. ઠાલા તર્ક કરવામાં કંઈ તાદૃશ અર્થ નથી. કારણ એથી ઇષ્ટ કાર્ય પાર પડવાનો ઓછો સંભવ હોય છે.

ચોખામાં પ્રાણ વાયુનો અંશ ઘણો હોવાથી એને પચન થતાં ઘણા શ્રમની જરૂર પડતી નથી; શીવાય, અહીંની હવા ઉષ્ણ હોવાથી ઉત્સાહથી એકસરખો શ્રમ થઈ શકતો નથી, ને વિશેષ શ્રમ પડતા નથી તેથી શીતકટીબંધમાંના* લોકોને સાધારણપણે જે અન્નની દરરોજ જરૂર હોય છે, તે કરતા આપણા લોકોને થોડી જરૂર હોય છે. રાવબાજી જેવા વિચિત્ર પુરૂષ અને ઈર્ષાથી શાલ્યોદન ઝુડનારા તે કાળના ભિક્ષુક જેવા ભોક્તા', કદાચ અપવાદ દાખલ મળી આવશે, પણ એકંદર જોઇશું તો ઉપરના નિયમની ઘણી વ્યાપકતા છે એવું જણાય છે.

હવા અને ખોરાકનું માન આ દેશમાં ઉપર કહ્યા પ્રમાણે છે, તેથી સુધારણાને અવશ્ય જે સામાજીક સ્થિતિ,

---

* ક્યાપટન હાલ અમેરીકાના ઉત્તર પ્રદેશમાં ઘણા વરસ સુધી રહ્યો હતો તેનું એવું કહેવું છે કે, હું અહીં છતાં ૯ પૌંડ માંસ સુખેથી ખાતો હતો.

આ પ્રદેશમાં છોકરૂં કેટલું અન્ન ખાય છે એ વિષે વ્યારી સાહેબ અનુભવ ઉપરથી કહે છે કે; તે એક દિવસમાં નીચે પ્રમાણે અન્ન ખાતું હતું:-

| | પૌંડ ઔંસ |
|---|---|
| પાણ ઘોડાનું ઠરેલું માંસ | ૪- ૪ |
| રાંધેલું ... ... ... | ૪- ૪ |
| રોટલો ... ... ... | ૧-૧૨ |
| | ૧૦- ૪ |

કેન સાહેબ કહે છે કે સોંઘવારીમાં અહીંના લોકોને ૮ થી ૧૦ પૌંડ સુધી માંસ, ને અડધા ગ્યાલન પાણીની જરૂર પડે છે.

તે બનવાને બહુ વખત લાગ્યો નથી. હવા અને ખોરાકના પૂર્વોક્ત પ્રમાણને લીધે આ દેશમાં લોકસંખ્યા વધી ને સંપત્તિની વહેંચણીમાં ઓછા વત્તાપણું ઉત્પન્ન થયું. આ કહેવું કદાચ કેટલાક જણને પ્રથમ તો ચમત્કારીક લાગશે; પરંતુ વિચારતાં તેની યથાર્થતા ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહી. હિંદુસ્તાન દેશ પાકવાળો હોવાથી અનાજ ઘણું પાકતું ને તે સોંઘુ મળતું. રૂપીઆની ત્રણ મણ બાજરી, (૪૦ રૂપીઆ ભારનો શેર) દોઢ રૂપીઆની એક પલ્લો જવારી, રૂપીઆના પોણાબે મણ ઘઉં, બત્રીસ શેર દૂધ, ચાર શેર ઘી, અને છ રૂપીએ પલ્લા પ્રમાણે ગોળ. આ સ્થિતિ સને ૧૮૫૫ સુધી કેટલેક ઠેકાણે હતી. આ દેશમાં જે ધાન્ય પાકે છે તે ફક્ત અહીંના લોકોના નિર્વાહ જેટલુંજ પાકે છે એમ નહી પણ, અહીંના લોકોનું તે ઉપર ગુજરાન ચાલીને શીકલ ધાન્ય પરદેશ ખાતે મોકલવામાં આવે છે. અથવા બારણે ભીખારી આવે તો તેને અપાય છે. ભિખારીને ભિક્ષા માગવાનો જે આ દેશમાં રિવાજ પડેલો છે તેનું કારણ કેટલેક દરજે અનાજની સમૃદ્ધિ એ હશે. જમીન પાકવાળી હોવાથી લોકોને થોડા શ્રમથી ને પૈસાથી ગુજરાન ચલાવવાને ફાવતું હતું. ને હવા ઉનું હોવાથી વસ્ત્ર સંબંધી ખર્ચ પણ થોડું થતું; ટાઢવાળા મુલકમાં હમેશાં ગરમ કપડાં પહેર્યા શિવાય ચાલતું નથી; ત્યાં વસ્ત્ર સંબંધી ખર્ચ વધારે પડે છે; આ ઠેકાણે તો આઠ માસ સુધી એક બે વસ્ત્ર ઉપર નભે છે; ને ટાઢના દિવસમાં એક, કાંબળી ને એક વસ્ત્ર એટલા ઉપરજ કેટલાકનો નિભાવ થાય છે. તેથી વસ્ત્ર સંબંધી એકંદરીમાં શીત કટીબંધ કરતાં આ દેશમાં ઓછું ખરચ થાય છે. બીજી સર્વે વાતો સરખી હશે, તો, ટાઢના દિવસોમાં જે બળતણ ખપે છે તે કરતાં બીજા દિવસોમાં ઓછું ખપે છે. એ

પ્રત્યેક જણને અનુભવ ઉપરથી માલુમ હશે. આ ઉપરથી ઉષ્ણ દેશના લોકોને શીત કટીબંધના લોકો કરતાં બળતણ સંબંધી ખર્ચ પણ ઓછું થાય છે. અન્ન, વસ્ત્ર, વગેરે અવશ્ય વાતોની સગવડ આ દેશમાં સહેજમાં થાય છે તેથી અર્થાત લોકસંખ્યાની વૃદ્ધિ થતી ગઇ. જે માણસને પોતાનું પેટ ભરવું મુશ્કેલ પડે છે તેને લગ્ન કરવાની ઈચ્છા ઓછી થવાની; ને જો થાય તોપણ તે નિર્મુલ થઇ જવાની; એવા માણસને પોતાની કન્યા આપવાને બાપને પણ કેવી રીતે ઇચ્છા થાય? નિરૂપાયથી કદાચ તેનો ઇલાજ ચાલવાનો નથી પણ એવા દાખલા થોડા. ગુજરાન સંબંધી અને વસ્ત્ર સંબંધી આ દેશમાં અડચણ પડતી ન હોતી, તેથી લોકો પરણતા હતા. **પુન્નામ** નરકથી પુત્ર પિતરોનો ઉદ્ધાર કરે છે. પુત્ર ઉત્પન્ન કર્યાં શિવાય જે દ્વિજ રહે છે તે નરકમાં* જાય છે. આ ભ્રાંતિવાળી સમજણ વડે લોકો પરણતા હતા, એ વાત જો કે કોરે મૂકીયે, તોપણ, ઉપરના કારણથીજ ઘણું કરીને લોકો પરણતા હતા. એવું કહેવાને હરકત નથી. આ કારણને લીધે સ્વાભાવિક રીતે લોકસંખ્યા વધારે થતી ગઇ. જે સંઘરેલું ધન મજુરીના રૂપથી વેહેંચી આપવાનું, તે જો કે લોકસંખ્યાના પ્રમાણથી વધ્યું હોત, તો શ્રમ કરનારા લોકોની ખરાબ હાલત થાત નહી. જે સંઘરેલું ધન હશે તે કેટલાક વખત સુધી લોકસંખ્યાની સાથે ટકશે. જો ઈંગ્લાંડ જેવા તવંગર દેશમાં લોકસંખ્યાના પ્રમાણની સાથે જો એ ધન વધતું નથી, તો આ દેશમાં પણ પૂર્વે લોકસંખ્યાની સાથે તે વધવું મુશ્કેલજ હતું.

* अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ॥
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छनव्रजत्यधः ॥

मनु० अ० ६ श्लो० ३७.

જે પ્રમાણથી લોકસંખ્યા વધતી ગઇ, તે પ્રમાણથી ધન વધ્યું નથી, તેથી મજુરીનો દર ઓછો થતો ગયો. મજુરીનો દર ઓછો થયો તેથી ભંડોળવાળાઓને વધારે નફો થવા લાગ્યો. જેમના શ્રમથી સંપત્તિ પેદા થતી હતી, તેમને ધનનો થોડોજ અંશ મળીને, બાકીનો મોટો અંશ, વેરાના રૂપથી અથવા નફાના રૂપથી ઉપલી પંક્તીના લોકોને મળવા લાગ્યો. આ કારણથી સંપત્તીની વેહચણીમાં ન્યૂનાધિક્ય ઉત્પન્ન થયું; ને સંપત્તિએ એક પ્રકારની શક્તિ હોવાથી સામાજીક અને રાજકીય સત્તાની વેહચણીમાં જેટલું ઓછા વત્તાપણું હોવું ઇષ્ટ છે, તેથી વધારે થયું. હિંદુસ્તાનના ઘણાખરા લોકો હમેશાં દરીદ્રિ હોય છે, તેમની સામાજીક સ્થિતિ ઘણી શોચનીય હોય છે, તેમને ફક્ત ઉપજીવનનુંજ સાધન હોય છે, એક વરસે વરસાદ ન વરસે તો હજારો લોકો દુષ્કાળથી મરણ પામે છે, તેમનું પગલું આગળ પડતું નથી, તેમને જેવો ધીરનાર મળે છે તે પ્રમાણે તે આગળ ડગલું મૂકે છે ને હમેશાં તેમને સહુકારના તથા સરકારના આધાર ઉપર રહેવું પડે છે. આ દુઃખદાયક સ્થિતીને ઘણુંકરીને *સોંઘ-

* અનાજ સોંઘુ હોવાથી જો શ્રમ કરનારા લોકોની સ્થિતિ નિકૃષ્ટ થાય છે, તો એક બે વરસ સૂધી બીલકુલ શ્રમ ન કરતા સ્વસ્થ બેસવું, એટલે પોતાની મેળે, મોઘવારી થશે ને ખેડુતો વગેરેની સ્થિતિ સુધરશે; અને રસાયન શાસ્ત્ર, વનસ્પતિ શાસ્ત્ર, વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરીને મહેનત કરવાનું કારણ રહેશે નહી, એવું કદાચ કોઈ કહેશે. સોંઘવારી વડે જે અનિષ્ટ કાર્ય થાય છે, એવું જે અમે કહ્યું તેની મતલબ એ છે કે—અન્નનો સંગ્રહ વિપુલ થઈને તે સોંઘું વેચવાથી ખેડુત વગેરેને ઓછી કીમત ઉપજે છે, જો એથી તેમનું નુકશાન થઈને, તેમની સ્થિતિ ખરાબ થાય છે. પાક સારો થઈને તેને ભાવ આવવો જોઈએ; ને એવું થાય તો ખેડુતને નફો થાય છે. મૂળમાંજ જો પાક ન થાય તો નફા વિષે પછી બોલવુંજ ન પડે.

વારી કારણ છે. સોંઘા અન્નથી થોડા ખરચમાં નિર્વાહની સગવડ થાય છે એ વાત ખરી છે, પણ તેજ કારણથી લોક સંખ્યા* વધીને

* હિંદુસ્તાનમાંની લોકસંખ્યા વિષે ગેરસમજ થવાથી, કેટલાકની એવી સમજ થઈ છે કે, લોકસંખ્યા વધારે થઈ છે ને મજુરોની નિકૃષ્ટ સ્થિતિ થતી જાય એવી જે બૂમ સંભળાય છે તે નિરાધાર છે. કારણ તેમનું એવું કહેવું છે કે, હિંદુસ્તાનમાં હજી ઘણી જમીન વાવેતર થવા જેવી છે ને તે હજી પડતર રહેલી છે. જો લોકસંખ્યા વધીને ગુજરાનની પંચાત પડતી હોય તો લોકોએ સ્વાભાવિક રીતેજ વધારે જમીન ખેતીને સારૂં તૈયાર કરી હોત. પણ જ્યારે એ પ્રકાર દેખાતો નથી ત્યારે લોકસંખ્યા બહુ વધીને મજુરોની સ્થિતિ ખરાબ થાય છે, આ કહેવું પાયા વગરનું છે.

હવે ઉપરની સમજુત એક રીતે ખરી હશે તોપણ, તે સર્વથા ખરી હશે એમ કહેવાય નહી. કારણ જે જમીન ખેતી સારૂ ઉપયોગમાં આણવાની, તે શહેરથી અથવા ગામડાથી બહુ દૂર હોઈ તેમાં જો ફકત ગુજરાન જેટલોજ પાક પેદા થવા સરખો હોય તો લોકોને વસાહત (રહેઠાણ કરવું તે) કરવાની ઈચ્છા પેદા થશે નહી. એવી સ્થિતિ નહી હશે તો, લોકોમાં સાહસ ન હોવાથી એ જમીન ખેતી લાયક થઈને ઉપયોગમાં લેવાતી નહી હશે. અનિશ્ચિત ફળ મેળવવાની આશામાં ચુસ્ત થવા કરતાં નિશ્ચિત ફળ જો કે થોડું પ્રાપ્ત થાય, તો પણ તેટલા ઉપરજ ગુજરાન ચલાવીને રહીશું, મહેનત મજુરી કરીશું, કિંવા આખરે ભિક્ષા માગીને પેટ ભરીશું. એવું કહેનારા લોક હશે. ઉપરના કામને માટે પહેલપ્રથમ કેટલાક ભંડોળની જરૂર પડે છે. તે ન મળવાથી કિંવા એકકો ન થવાથી, જમીન વાવેતર લાયક થતી નહી હશે. આ કેવળ તર્ક છે એમ નથી. એવી હિંદુ સમાજની વાસ્તવિક સ્થિતિ છે. આ એકંદર વાત ઉપરથી દેશમાં ન આવેલી એવી જમીન છતાં, લોક સંખ્યાની વૃદ્ધિ થવાનો સંભવ છે કિંવા નથી એ સહેજ સમજાશે. શિવાય એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, લોક સંખ્યાની વૃદ્ધિ થઈ એવું કહ્યાથી ખરેખર લોક સંખ્યાનો આંકડોજ વધાવો જોઈએ એમ નથી. મજુરીના રૂપથી જે ધન વહેંચી આપવાનું, તે ઓછું

મજુરી ઓછી મળે છે; ને ઓછી મજુરી મળવાથી ઉપરનો પરિણામ થાય છે, એમાં નવાઈ નથી. જ્યાં સુધી શ્રમની કીમત ઓછી આવશે, ત્યાં સુધી ગમે એટલા બીજા ઉપાય કરીશું, તોએ તે નિષ્ફળ થાય છે.

હિંદુસ્તાનમાં મેહેનત કરનારાઓની સંખ્યા વધી જવાથી મજુરીનો દર ઓછો હતો, એ અમે ઉપર કહ્યું છેજ. મજુરીનો દર ઓછો હતો એ બીજા પ્રકારથી એ સિદ્ધ કરતાં આવડશે. તે એવી રીતે કે, કોઇ પણ દેશમાં સંપત્તિની વહેંચણી ત્રણ પ્રકાર વડે થાય છે.* મજુરી, વેરો, અને નફો. કેટલાક† લોકો વ્યાજ એ ચોથો પ્રકાર ગણે છે; પણ વાસ્તવિક જોઇએ તો જે ત્રણ‡ વાતો મળીને નફો થાય છે તે પૈકી વ્યાજ એ

---

થઈને પૂર્વેનીજ જો કે સંખ્યા કાયમ રહેશે તોએ એ સંખ્યા વધારે થઈ એમજ કહેવું જોઈએ. કદાચ કેટલાકજણ કહેશે કે દેશમાં કેટલાક કારણોને લીધે ભંડોળ બહુ રોકાતું નહોતું તેથી અથવા દેશમાં અનાજ મન માન્યું હતું તેથી,મજુરોને ઓછી મજુરીમળતી. એ બરાબરછે; પણ હાલ વ્યાપારના સંબંધે કરીને તથા આગગાડીના સંબંધથી દેશમાં વધારે ભંડોળ રોકાએલું છે. ભંડોળ જો કે વધારે આવ્યું તોપણ જે પ્રકારના મજુરો વિષે આપણે વિચાર કરીએ છીએ તે પ્રકારના મજુરોમાં વાસ્તવીક કેટલી વહેંચણી થાય છે. આ વિષે વિચાર કરવો જોઈએ. ફકત દેશમાં ભંડોળ વધારે હોવાથીજ મુખ્ય મતલબ બર આવી ગઈ એમ કહેવાય નહી. આ ભંડોળનો મજુરોને વિશેષ ફાયદો હતો એમ ધારીને ચાલીશું, તોપણ મજુરોની હાલત ખરાબ છે, એ જો કે કોઈ, નાકબૂલ કરતા નથી તો જે પ્રમાણથી લોક સંખ્યા વધે છે તે પ્રમાણથી ધન વધતું નથી એ ખુલ્લું છે તેથી લોક સંખ્યાની વૃદ્ધિ થઈ છે. એવું કહેવામાં હરકત નથી.

* ફાસેટકૃત અર્થશાસ્ત્ર પૃ. ૧૪૫. † બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ. ૭૪. ‡ નફામાં જે ત્રણ વાતો સમાય છે તે–૧ ભંડોળ ઉપરનું વ્યાજ. ૨ નુકસાનના જોખમ બદ્દલની ભરપાઈ. ૩ સંરક્ષણ બદ્દલ મજુરી.

એક અંશ છે. એવું છે તોપણ એ ખરૂં છે કે, નફાનું પ્રમાણ કેટલું હોવું જોઇએ. એ આપણને વ્યાજના દર ઉપરથી સાધારણ રીતે અજમાવતાં ફાવે છે. ને જ્યારે વ્યાજના દર ઉપરથી નફા વિષે સાધારણ અંદાજ કરવાને માર્ગ છે, ત્યારે એક દેશમાં વ્યાજનું અને વેરાનું પ્રમાણ કેટલું છે એ આપણને જણાવ્યાથી મજુરીનું પ્રમાણ કેવી રીતનું હશે તે આપણને જણાશે. જો એક દેશમાં વેરાનું ને વ્યાજનું માન વધારે હશે તો મજુરીનો દર ઓછો હોવો જોઈએ એ ખુલ્લું છે. વ્યાજ અને વેરાનું માન હિંદુસ્તાનમાં કેવી જાતનું હતું એ વિષે આપણે વિચાર કરીશું.

આર્ય લોકોના વ્યવહાર વગેરે બાબતોમાં પ્રમાણભૂત ગ્રંથ મનુસ્મૃતિ અથવા માનવ ધર્મશાસ્ત્ર એ છે. આ ઉપરથી આપણને જણાય છે કે, સહુકારને દર માસે દર સેંકડે સવારૂપીઆ સુધી વ્યાજ લેવાની છૂટ હતી. એ દર શાસ્ત્રોક્ત હતો ને તે ઘરેણે આપેલી જણસ ઉપરનો હતો એ દર વસિષ્ઠને* પણ માન્ય છે એવું કહ્યું છે. ઘરેણે રાખવા સરખી જણસ નહી હશે તો સજ્જન ધર્માનુસારી પૈસાવાળાએ દર માસે દર સેંકડે બે રૂપીઆ પ્રમાણે વ્યાજ લેવું. સેંકડે બે ટકા વ્યાજ લેવાથી સહુકાર† પાપી ઠરતો નથી. ઘરેણું જણસ ન મુકતાં રૂપીઆનો

---

* वसिष्ठ विहितां वृद्धिं सृजेद्वित्तविवर्धिनीम् ॥
अशीतिभागं गृह्णीयान्मासाद्वार्धुषिकः शते ॥ १४० ॥
मनु. अ. ८

† द्विकंशतं वा गृह्णीयात्सतां धर्ममनुस्मरन् ॥
द्विकं शतं हि गृह्णानो न भवत्यर्थ किल्बिषी ॥ १४१ ॥
मनु० अ० ८

ઉપાડ કર્યો હશે તો બ્રાહ્મણ*, ક્ષત્રિય, વૈશ્ય, અને શૂદ્ર આ ચારે વર્ણ પાસેથી અનુક્રમે દર માસે દર સેંકડે બે, ત્રણ, ચાર, પાંચ રૂપીઆ વ્યાજ લેવું. ધાન્ય†, ફળો, ઉનનાં વસ્ત્ર, અશ્વાદિ વાહન બદલ વધારેમાં વધારે પાંચ,‡ ઘણો વધારો લેવાય છે. વધારો લેવાય નહી ને કર્જ આપ્યું હશે તે સહુકાર માગે ને જો તે તરત અપાય નહી તો, જે દહાડે માગ્યું હશે તે દીવસથી દર માસે દર સેંકડે પાંચ રૂપીઆ વ્યાજ લેવું. યાજ્ઞવલ્કય§ સ્મૃતિમાંએ એજ પ્રમાણે વ્યાજના દર વિષે કહ્યું છે.

આ પ્રમાણ ઉપરથી વ્યાજનો દર કેટલો આકરો હતો એ સમજાશે ને વિશેષે કરીને જેમના શ્રમથી ધન પેદા થતું હતું તેમને તો બહુજ આકરો દર હતો. એ ઉપરના પ્રમાણ ઉપરથી ખુલ્લું થાય છે. વધારે વ્યાજ લેવાનો રીવાજ ફક્ત મનુના વખતમાંજ હતો એટલુંજ નહી, પણ હાલમાં પણ કેટલેક ઠેકાણે એ રિવાજ કાયમ છે. અહમદનગર જીલ્લામાં

* द्विकं त्रिकं चतुष्कं च पंचकं च शतं समम् ॥
मासस्य वृद्धिर्गृह्णीयाद्वर्णानामनुपूर्वशः ॥ १४२ ॥
म० अ० ८

† धान्ये शदे लवे वाह्ये नाति क्रामति पंचतां ॥ १५० ॥
म० अ० ८

‡ मनुस्मृति अ० ८ श्लो० १५१.

§ अशीति भागो वृद्धिः स्यान्मासि मासि सम्बन्धके ॥
वर्ण क्रमाच्छतं द्वीत्रिचतुः पञ्चकमन्यथा ॥ ३८ ॥
कान्तारगास्तु दशकं सामुद्रा विंसकं शतम् ॥
दधुर्वा स्वकृतां वृद्धिं सर्वे सर्वासु जातिषु ॥ ३९ ॥
सन्ततिस्तु पशुस्त्रीणां रसस्याष्टगुणा परा ॥
वस्त्रधान्यहिरण्यानि चतुरास्त्रिगुणापरा ॥ ४० ॥
मिताक्षराव्यवहाराध्याय.

ને બીજે કેટલેક ઠેકાણે સેંકડે ત્રણ અથવા ચાર રૂપીઆ વ્યાજ લીધા શીવાય સહુકારો નાણું ધીરતા નથી. કેટલાક લોકનો એવો મત છે કે, નાશીકમાંના* **લેણાંમાં** (કોતર કામમાં) જે શિલા લેખે છે તે ઉપરથી જોઇશું તો, પૂર્વે વ્યાજનો દર દર વરસે દર સેંકડે પાંચથી તે સાડા સાત સૂધીનો હશે એવું દેખાય છે. એવો દર કોઈ પણ વખતે હશે નહી એવું અમારૂં કહેવું નથી. પણ એવો દર હશે એમ ધારીને ચાલીશું, તો પણ, તે સર્વ કાળે અને સર્વ ઠેકાણે હતો કે નહી; તેમજ બધી જાતોને લાગુ હતો કે નહી એ વિષે ખુલાસો થવો જરૂરનું છે. મનુ અને યાજ્ઞવલ્કય એમના વખત વિષે વિચાર કરતાં ને એમના વખત પછી દેશમાં શાંતતા ઓછી હતી એ વાત ધ્યાનમાં આણતાં, ને પ્રસ્તુત વખત ધ્યાનમાં લેતાં, વ્યાજનો દર એકંદર વધારે હોવો જોઇએ. સન ૧૮૧૦ માં હૌસ ઑફ કામન્સની સભા ભરાઇ હતી; તેમાં એની કમેટીએ રીપોર્ટ કરેલો તે ઉપરથી પણ એમજ જણાઇ આવે છે. વ્યાજનો દર થોડાક દીવસ સૂધી ઓછો હશે, પણ આ ઉપરથી તે હમેશાં એવોજ હશે એવું કહેવાય નહી. વ્યાજનો દર હમેશાં કમતીજ હતો એમ ધારીને ચાલીશું, તો દેશમાં હમેશાં સ્વસ્થતા હતી, ધનોત્પાદક કૃત્યો તરફ પુષ્કળ ભંડોળ રોકાતું હતું, શ્રમ કરનારા લોકોની સ્થિતિનો સુધારો થઈને તેમની આબરૂ વધી હતી, એ અને એવી બીજી વાતો અસ્તિત્વમાં હતી એવું કહેવું પડશે.

હિંદુસ્તાનમાં જેવો વ્યાજનો દર હતો તેવો બીજે થોડેજ ઠેકાણે હશે. ઇંગ્લાંડમાં દર વરસે દર સેંકડે વ્યાજનો દર ત્રણથી તે સાડા ત્રણ રૂપીઆ સૂધીનો છે. હાલંડમાં દર સાલ દર સેંકડે બે રૂપીઆનો દર છે. રશીયામાં ઈંગ્લાંડ કરતાં વધારે દર છે.

---

* भांडारकृतदक्कन प्राचीन इतिहास पृ० ८३

ઇંગ્રેજ સરકારને જો કરજે નાણું લેવાની જરૂર પડે તો તેમને ત્રણ રૂપીઆ વ્યાજની રકમે મળે છે. રશીયન સરકારને સેંકડે પાંચ ટકા આપીને સુધાં રકમ મળવાની મુસ્કેલ પડે છે. હિંદુસ્તાન સરકારને સુદ્ધાં જરા થોડુંક વધારે વ્યાજ આપવું પડે છે, એનું કારણ એવું છે કે, રશિયન સરકાર કરતાં ઇંગ્રેજ સરકારની જરા વધારે શાખ છે. કરજવડે નાણું ધીરનારને એવું લાગે છે કે રશીયન સરકારને નાણું આપવા એ એક આપણા હાથે આપણે પીડા હોરી લઈએ છીએ. આ વેપારમાં કદાચ આપણને નુકશાન પોહોંચવાનો સંભવ છે, માટે એ જોખમ બદલ તેઓ વ્યાજ વધારે લે છે. કરજથી નાણું લેનારની ઓછી પત હોવાથી શાહુકાર વધારે વ્યાજ માગશે તો એનો દોષ સાહુકાર ઉપર છે કે? વ્યાજના દરમાં જે ઓછાવત્તાપણું હોય છે, તે કેવળ સાહુકારની મરજી પ્રમાણે લાંબી મુદત સુધી ટકતું નથી.

આપણને કાંઇક નફો થશે એવું જ્યારે શાહુકારો અને બીજા લોકોને લાગે છે, ત્યારે તે હમેશ કરતાં વધારે પૈસા ઉછીના આપે છે. એવે વખતે વ્યાજનો દર ઓછો હોય છે. પણ એ વખત પછી જ્યારે વેપારમાં ખોટ જાય છે ત્યારે વ્યાજનો દર બહુ વધી જાય છે. કારણ ઘણા લોકોને નાણાંની જરૂર હોય, તોપણ, શાહુકારો ખોટના ભયથી પૈસા ધીરવાને હીમત ધરતા નથી. ખાત્રીના માણસો સુદ્ધાં તેને કેટલીક વાર ખાડામાં નાંખી દે છે; તેથી તેમને લોકોનો વિશ્વાસ પડતો નથી. લડાઇની વખતે, લડાઇના ખર્ચ સારૂ શાહુકારની જરૂર પડે છે. જ્યાં સુધી લડાઈ શરૂ હોય છે ત્યાં સુધી સરકારને લાખો રૂપીઆનું કરજ કરવું પડે છે; ને અનુત્પાદક કામમાં લાખો રૂપીઆનો ઘાણ વળી જાય છે. સરકાર એ જબરી આ-

સામી હોવાથી ને સરકારની મરજી જાળવીને પ્રીતિ સંપાદન કરવા માટે ઘણા શાહુકારો નાણાં ધીરવાને તૈયાર થાય છે. એથી ધનોત્પાદક કામમાં ભંડોળ થોડું ખર્ચાય છે. ભંડોળ પહેલા કરતા ઓછું રોકાયાથી અર્થાત્ જે તેને વધારે દર આપે છે. લોકોને પૈસાની વધારે જરૂર હોય છે માટે તેઓને વધારે દરથી નાણું લેવા પડે છે. આ ઉપરથી એ વાત ખુલ્લી છે કે, લડાઈઓ વ્યાજનો દર વધારવાને અંશતઃકારણીભૂત થાય છે.

લડાઇના કારણ ઉપરથી જે પ્રમાણે વ્યાજનો દર વધી જાય છે તેજ* પ્રમાણે આગગાડી જેવાં નવાં પરંતુ હમેશ ટકનારાં કૃત્યો એમાં પૈસા નાંખવાની જ્યારે જોગવારી મળે છે ત્યારે વ્યાજનો દર વધી જાય છે. કારણ જે ભંડોળ ધંધામાં રોકાએલું હોય છે, કિંવા રોકાઈ શકે એવું હોય છે, તેનો ઘણો ભાગ ઉપરના કૃત્યમાં રોકાઇ જાય છે. એવા પ્રકારની વ્યવસ્થા કરવા સારૂ સાધન થવાને માટે જો જુદોજ સંઘરો કરી રાખ્યો હશે તો તે વાત જુદી.

વ્યાજનો જે દર ચાલુ હોય છે, તે ભંડોળનો જેવો સંચય હશે ને ભંડોળની જેવી માંગણી હશે, તે પ્રમાણે હોય છે. વ્યાજનો દર અંશતઃલોકોની ટેવ ઉપર આધાર રાખીને રહે છે. કેટલાક દેશમાંના લોકો મોજ મજાવાળા હોય છે, ને કેટલાક કરકસરથી વ્યવસ્થા બંધ ચાલનારા હોય છે. જે દેશના લોકો કરકસરીયા હોય છે, તે દેશને જો કે થોડોક નફો મળે, તો એ સંચય કરવા વિષે લોકોને ઇચ્છા થાય છે. એ વાત ડચ લોકોના દાખલા ઉપરથી સ્પષ્ટ થાય છે. જે ઉડાઉ હોય છે તેમને વધારે નફો માગ્યા વિના સંઘરો કરી રાખવાની ઈચ્છા થતી નથી. સંઘરો ઓછો હશે તો, ધનોત્પાદક કામ સારૂ જે ધનની અવશ્યકતા છે તે ઓછું પડે છે જે દેશમાં લડાઇ ટંટા

હમેશ ચાલે છે, ને લોકોના પૈસાનું જોઈએ તેવું સંરક્ષણ થતું નથી, તે દેશમાં જોખમ વધારે હોય છે. સંઘરો કરવા વિષે ઓછી ઈચ્છા હોય છે; ને જો કે ઈચ્છા થાય, તો પણ ધનોત્પાદક કામમાં ઓછું ભંડોળ રોકાય છે. ભંડોળ કમતી રોકાયાથી તેની કિંમત વધે છે. એટલે ભંડોળ બદલ વધારે વ્યાજ આપવું પડે છે. હિંદુસ્તાનમાં વ્યાજનો દર હતો તેનું કારણ એ છે કે, આ દેશમાં શરીર અને પૈસાનું જેવું સંરક્ષણ થવું જોઇએ તેવું થતું નહોતું. પ્રજાપાલન વિષે જો કે મનુએ સખત નિયમ* કરેલા છે, તો પણ રાજા લોકો પ્રજા ઉપર જુલમ ગુજારવાને આગળ પાછળ જોતા નહી; કેટલાક વર્ષ સુધી આ દેશમાં બે **બાદશાહી** ચાલુ હતી; તેથી કારખાના વધીને જેટલી ધનની વૃદ્ધિ થવી જોઇતી હતી તેટલી થઇ નથી. બે **બાદશાહી**ને લીધે ધન દાટી રાખવાનો ચાલ આ દેશમાં વિશેષ જારી હતો.

ખોરાક સોંઘો હોવાથી† નફો વધારે મળે છે, એ અમે પૂર્વે કહી ગયા છીએ. આ દેશમાં ખોરાક સોંઘો હતો તેથી

---

* विक्रोशंत्यो यस्यराष्ट्राद्ध्रीयंते दस्युभि प्रजाः ॥
संपश्यतः सभृत्यस्य मृतः स न तु जीवति ॥ १४३ ॥

मनु० अ० ७

मोहाद्राजा स्वराष्ट्रं यः कर्षयत्यनवेक्षया ॥
सोऽचिरादभ्रश्यते राज्याज्जीविताच्च सबांधवः ॥ १११ ॥
शरीरकर्षणात्प्राणाः क्षीयंते प्राणिनां यथा ॥
तथा राज्ञापि प्राणाः क्षीयंते राष्ट्रकर्षणात् ॥ ११२ ॥

मनु० अ० ७

† જ્યારે શ્રમ બદલ ખર્ચ ઓછું અથવા વધારે હોય છે ત્યારે નફાનો દર ઓછો અથવા વધારે હોય છે. શ્રમ બદલ ખર્ચ ઓછું અથવા વધારે હોય છે, તે અન્ન સોંઘુ અથવા મોંઘુ હોય છે તેથી હોય છે; માટે અન્ન સોંઘુ થવાથી નફાનો દર વધે છે એ ખુલ્લું છે.

વ્યાજનો દર વધારે હતો‡; કારણ અહીંની જમીન પાકવાળી હોવાથી ઓછો નફો પડે છે; તેથી વ્યાજનો દર ઓછો છે. ઉપર જે વિચાર કર્યો છે તે ઉપરથી દેશમાં શાંતપણું, ગુજરાનના પદાર્થોનો ભાવ, લોકોની ટેવ, ને તેમની શાખ જેમ હોય છે તેમ વ્યાજના દરમાં ફેરફાર થાય છે એ ખુલ્લું છે. એ વાત ધ્યાનમાં ન આણતાં, કેટલાકો જાણી બુઝીને શાહુકારને દોષ આપે છે. એ કેવી આશ્ચર્યની વાત છે? કેટલાક જણનો તો એવો દૃઢ મત થયો છે કે, મહારાષ્ટ્ર દેશમાંના ખેડૂતોની જે નબળી સ્થિતિ હાલ થઈ ગઈ છે તેનું કારણ, મારવાડી લોકોનો તથા શાહુકારોનો જુલમ એ ખેડુતો ઉપર થાય છે; એ સમજણ કેટલી ભ્રાંતિવાળી છે? મારવાડીઓ જો કરજે નાણાં ન ધીરે તો પારસીઓ ધીરશે. પારસી લોકો ન ધીરે તો, ભાટીયા લોકો ધીરશે મતલબ કે, ઉપરના કારણો પૈકી જ્યાં સુધી કોઈપણ કારણનું જોર કાયમ હશે ત્યાં સુધી વ્યાજના દર કોઇપણ દીવસે ઓછો થવાના નથી. વ્યાજના દરમાં જે ફેરફાર થાય છે તે ઉપરના કારણોથી થાય છે; શાહુકાર વડે કિંવા મારવાડી શાહુકાર વડે થતો નથી. વ્યાજના દરમાં ફેરફાર થઈને ખેડુતોની સ્થિતિ સુધરે, એવી જેમની ઇચ્છા હશે, તેઓએ આ કારણો વિષે વિચાર કરીને, તેમનું જોર ઓછું કરી નાંખવા વિષે પ્રયત્નો કરવા જોઇએ મારવાડી લોકો ફક્ત જે સ્થિતિ છે તેનો ફાયદો કરી લે છે. પણ જ્યાં સુધી ઉપરના કારણો પૈકી કોઇપણ કારણ કાયમ રહેશે, ત્યાં સુધી પ્રસ્તુતના મારવાડીની જગાએ બીજા શાહુકાર મારવાડી જેવાજ થશે.

---

‡ દેશમાં જે વાતથી નફો વધારે મળે છે, તે વાતથી વ્યાજનો દર વધે છે, એથી ઉલટું જે વાતથી નફો કમતી મળે છે તેનાથી વ્યાજનો દર ઓછો મળે છે. ફાસેટકૃત અર્થશાસ્ત્ર પૃ ૪૦૩.

સારાંશ શાહુકાર શિવાય રૈયતને છુટકો નથી. શાહુકારોનો વર્ગ નવો પેદા થયો છે એમ નથી; એ પૂર્વે હતો, ને હાલ પણ છે. જ્યાં સુધી વેરાના સંબંધની રીત કાયમ છે ત્યાં સુધી શાહુકાર અવશ્ય જોઇએ. જો શાહુકાર છેતરપંડી કરતા હોય તો તેમને તેમ કરતા અટકાવવા જોઇએ. પણ શાહુકારી પાયમેલ થઈ જવી, એ વાત બરાબર નથી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. પણ એ વિષે અત્રે વિશેષ વિચાર કરવાનું કારણ નથી. ઉપર જે પ્રમાણો આપ્યાં છે, ને જે વિચારો દાખલ કર્યા છે તે ઉપરથી આ દેશમાં વ્યાજનો દર આકરો હતો કિંવા ન હોતો ને એમ હોવાનું કારણ શું એ વાચકોના ધ્યાનમાં આવ્યું હશે.

વ્યાજ અને વેરો આ બે વાતો પૈકી વ્યાજ વિષે અત્યાર સુધી વિચાર થયો. હવે બીજી વાત જે વેરાની, તે વિષે વિચાર કરીશું. વેરાની બાબત મારો ચાલતી ઘડી સુધી ઘણો મત ભેદ છે. પૂર્વેના જમાના વિષે જેવી માહિતી હોવી જોઇએ તેમ ન હોવાથી એ વિષેનો નિર્ણય થવો મુસ્કેલ છે; તથાપિ જે માહિતી મળે છે તે ઉપરથી અનુમાન કરવાને હરકત નથી. ઇગ્લાંડ અને સ્કાટલંડ આ દેશમાં ખેડુતો જમીનની પેદાશનો ચોથો* ભાગ આપે છે. ફ્રાન્સ દેશમાંના ખેડુતો ⅓ આપે છે. યુનાયટેડ-સ્ટેટ્સમાં વેરાનું પ્રમાણ બહુજ ઓછું છે. કેટલેક ઠેકાણે તો વેરો ફકત નામનોજ છે. હિંદુસ્તાનની આધુનિક વ્યવસ્થા ઉપરથી પરદેશસ્થ† ગ્રંથકારોનો એવો મત થઈ ગયો છે કે, હિંદુસ્તાનમાં શાસ્ત્રોકત વેરો, ઉત્પન્નનો ½ છે. કયા શાસ્ત્રને ઉદ્દેશીને એ અભિપ્રાય આપ્યો છે તે અમને સમજતું નથી. જો મનુસ્મૃતિ

* બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ ૭૫
† બકલકૃત સુધારણાનો ઈતિહાસ ભા. ૧ પૃ ૭૬

ઉપર આધાર રાખ્યો હશે એમ ધારીએ તો—મનુસ્મૃતિમાં એ વિષે કાંઇ આધાર મળતો નથી; ઉલટું તેમાં એવું કહ્યું છે કે "રાજાએ અનાજનો છઠ્ઠો, આઠમો અથવા બારમો ભાગ લેવો." એ ભાગ જમીનના કસ પ્રમાણે આપવાના છે એવું દેખાય છે. એટલે જમીન જે પ્રમાણે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ હશે તે પ્રમાણે અનુક્રમે છઠ્ઠો,* આઠમો, અને બારમો ભાગ આપવાનો હશે એવું દેખાય છે. શ્રોત્રિય† બ્રાહ્મણ પાસેથી રાજાએ વેરો લેવો નહીં, એવું જે મનુસ્મૃતિમાં કહ્યું છે તે શિવાય વેરાની બાબતમાં સ્થૂલ દૃષ્ટીએ જોઈશું તો દોષ દેખાતો નથી. કારણ એ સ્મૃતિમાં સ્પષ્ટ કહ્યું છે કે, ખેડુત અને વેપારી એમને ફળ મળીને આપણને પણ મળશે એવો રાજાએ વિચાર કરીને વેરો નાંખવાની યોજના‡ કરવી. જે પ્રમાણે ભ્રમર§ વગેરે જરા જરા મકરંદ ભક્ષણ કરે છે, તે પ્રમાણે રાજાએ પ્રજા પાસેથી પ્રતિ વરસે માફક વેરો લેવો. રાજાએ પોતાની પ્રજાના મૂળનો લોભ‖ વડે ઉચ્છેદ કરવો નહી. જો મૂળનો ઉચ્છેદ કરશે, તો રાજા પોતાને અને પ્રજાને પોતાને હાથેજ

---

* पंचाशद्भाग आदेयो राज्ञा पशुहिरण्ययोः ॥
धान्यानामष्टमो भागः षष्ठो द्वादश एव वा ॥ १३० ॥
मनुस्मृति अ. ७.

† मनु. अध्याय ७ श्लोक १३३.

‡ यथा फलेन युज्येत राजा कर्ता च कर्मणाम् ॥
तथा वेक्ष्य नृपो राष्ट्रे कल्पयेत्सततं करान् ॥ १२८ ॥
मनु. अ. ७.

§ मनु. अ. ७ श्लोक १२९.

‖ नोच्छिंद्यादात्मनो मूलं परेषां चातितृष्णया ॥
अच्छिंदन ह्यात्मनो मूलमात्मानं तांश्च पीडयेत् ॥ १३९ ॥
मनु. अ. ७.

પીડાકારક થઇ પડશે. જે રાજા* પ્રજાનું રક્ષણ ન કરતાં છઠ્ઠો ભાગ માત્ર લે છે, તે સર્વ લોકોના દોષનો માત્ર અધિકારી થાય છે. વેરાની બાબતમાં આ જે સ્થિતિ કહેલી છે તે ઉપરથી સ્મૃતિમાં ⅙ લેવા વિષે કોઇ પણ ઠેકાણે આધાર આપેલો નથી, એ ખુલ્લું છે. એકદ્વિતિયાંશ લેવાનો જે પ્રઘાત પડગો છે તે પાછળથી પડગો છે. ને એ પણ મોજ શોખીલા અથવા જુલમ ગુજારનારા રાજાના વખતમાં પડયો હશે. મનુસ્મૃતિમાં ⅙ લેવા વિષે કહ્યું છે. તથાપિ આપત્કાળમાં રાજાને ચોથો† ભાગ ઉત્રરાવવા વિષેની છુટ આપેલી છે, ને તેમ કરે તો તેને પાપ લાગતું નથી, એવું વચન છે. મનુસ્મૃતિમાં વેરા સંબંધી જે વ્યવસ્થા લખેલી છે તે પ્રમાણે કેટલા દીવસ સુધી ચાલતું હતું, તે સ્પષ્ટ કહી શકાતું નથી. જે વ્યવસ્થા કહી છે તે પ્રમાણે જો કે રાજાઓ ચાલતા હશે, તો એ એ વ્યવસ્થા લાંબા વખત સૂધી ચાલુ હતી એવું કહેવાય નહી. પર શત્રુવડે રાજ્યનો બચાવ કરવો, રાજ્યની સરહદ વધારવી, મોજ શોખથી ચાલવું, એ અને એવી બીજી વાતો ને લીધે ઘણા ખરા રાજાઓ આપત્તીમાં હતા. એ વિપત્તી જેમને માથે આવી પડી નથી એવા થોડાજ રાજાઓ નજરે પડશે. કળીના રામરાજ્યમાં આપત્તિનો સંસર્ગ લાગ્યો નહી હશે તો કાંઈ કહી શકાય નહી! પણ ઐતિહાસિક કાળ વિષે વિચાર કરતાં એવું જણાય છે કે બ્રાહ્મણ અને બૌદ્ધ, યવન અને હિંદુ, મોગલ અને મરાઠા, મરાઠા અને ફિરંગી, એઓની વચ્ચે હમેશ લડાઇઓ ચાલીને તિજોરી ખાલી થઇ જતી હતી, ને તેથીજ રૈયત ઉપર વેરાનો બોજો પડતો

---

* मनुस्मृति अ. ८ श्लोक ३०८.

† मनुस्मृति अ. १० श्लोक ११८.

હતો. ને આ ધાંધલમાં રાજકર્ત્તાઓ એક ષષ્ટાંશ, એક અષ્ટમાંશ વગેરેને ઠેકાણે એક તૃતિયાંશ, એક દ્વિતિયાંશ વેરો સુધાં પ્રજા પાસેથી ઉઘરાવ્યા વિના રહ્યા નહી હશે, એમ લાગે છે. રાજા એક દ્વિતિયાંશના બદલામાં એક તૃતિયાંશ વેરો લે તોપણ તે માફક છે, એવું લોકોને લાગતું હતું. ઉત્તર સરકારમાંના સંસ્થાનિકોને બીજા કેટલાક સંસ્થાનિકો બે પંચમાંશથી ત્રણ પંચમાંશ સુધી વેરો લેતા હતા. વ્યાજ અને વેરો હિંદુસ્તાનમાં ભારે હોવાથી મજુરીનો દર ઓછો હતો; ને તેથી કરીને ભંડોળવાળાઓને નફો વધારે મળતો હતો. ભંડોળવાળાને નફાનો જે અંશ મળતો તે પ્રમાણથી જોતાં મજુરોને બહુજ ઓછી મજુરી મળતી હતી. ફકત જેવી તેવી રીતે ગુજરાન ચાલે એટલે થયું, એવી ઘણા ખરાની સ્થિતિ હતી. એ સ્થિતિ હજી સુધી કાયમ છે. કારણ પૂર્વે જે પ્રમાણે મજુરોને શ્રમની કીમત ઓછી મળતી હતી, તેજ પ્રમાણે હાલ પણ મળે છે. જે વખતે થોડા વર્ષ પૂર્વે યુનાયટેડ સ્ટેટસમાં લડાઈ શરૂ હતી તે વખતે શ્રમ કરનારાઓને વધારે મજુરી મળતી હતી. તે વખતે ઘણા ખેડુતોની પાછી સારી હાલત થઇ ને તેમના તરફ વેરાની બાકી પણ રહેતી નહોતી, પણ હાલ ફરીથી પૂર્વવત સ્થિતિ થવા લાગેલી છે.

હવે કદાચ એવો આક્ષેપ નીકળશે કે, ઇંગ્રેજ સરકાર ખેડુતો વિષે જેવી કાળજી રાખે છે તે પ્રમાણે પૂર્વના રાજાઓ રાખતા નહી હશે, પૂર્વે ખેડુતોપર બહુ જુલમ ગુજરાતો હતો; તેમને વગર પૈસે શ્રમ કરવા પડતા હતા; હાલની સ્થિતિ કરતા પેહલાની સ્થિતિ ખરાબ હતી. અર્થાત્ હાલના કરતાં પેહલા અસમાધાન ઘણું હશે. કાશીથી રામેશ્વર સુધી લાકડીની ટોચ ઉપર સોનું લટકાવીને જવામાં કાંઈ ભય નથી એવી જો કે પ્રસ્તુતની સ્થિતિ છે, તોપણ પૂર્વની ને હાલની સ્થિતિ વિષે

વિચાર કરીએ તો, પૂર્વે જે વાતથી અસમાધાન લાગતું હતું તે વાત હાલમાં જેટલી પ્રચારમાં હોવી જોઇએ તેટલી નથી પૂર્વેની રાજ્ય વ્યવસ્થામાં ગમે એટલી અવ્યવસ્થા હશે ને તેથી ખેડુતોપર ગમે એટલો જુલમ વર્તાતો હશે તોપણ, જે વાતથી ખેડુતોને સમાધાન થતું તે વાત એ છે કે, વિપતી સમયમાં વેરાની અંશતઃ અથવા બધી માફી મળતી હતી. એથી જે સ્થિતિ હતી તેજ લાંબા વખત સુધી ચાલુ હતી. પૂર્વે કેટલેક ઠેકાણે હાલના કરતાંએ વધારે વેરો હતો. પણ પર્જન્યની આપત્તીથી તથા તીડ પડવાથી, અથવા બીજા કારણથી પાક ન થાય તો, પૂર્વેના રાજાઓ અંશતઃ અથવા સર્વાંશે વેરો માફ કરતા હતા. એ ચાલ એતદ્દેશીય* સંસ્થાનમાં હજી ચાલુ છે. ને વખતે, સખતપણું થાય તો ગડબડાટ થશે એવું લાગતું ત્યારે પૂર્વેના રાજાઓ સાધુ વૃત્તિ ધારણ કરીને ન્યાયાન્યાયનો વિચાર કરતા હતા. પણ એ વખત ગયો કે પાછું પૂર્વવત ચાલતું. વિપત્તીના વખતમાં સખતાઇ વાપરીએ તો માણુસ બહુ ક્રોધા-વિષ્ટ થાય છે. ને પેટ ભરવાનો રસ્તો અટકે, એટલે માણુસ ફંદફિતુર કરવાને પ્રવૃત્ત થાય છે એવો સાધારણ નિયમ છે. એ વખત ગયા પછી ખેડુતો પૂર્વવત વેરો આપે છે. એ વાત પૂર્વે-ના રાજાઓને સારી રીતે માલૂમ હતી. ચઢેલી બાકી વસુલ કરવા વિષે તેઓ બહુ સખતાઇ વાપરતા નહી. ખેડુતની સારી સ્થિતિ થયે સરકારની બાકી અપાતી હતી. ને એ ખેડુતોને

---

* કુરૂંદવાડમાં રહેનારા અમારા એક મિત્રે અમને એવું કહ્યું છે કે-મૈંદર્ગી તાલુકામાં ગયા દુષ્કાળમાં સંસ્થાનના અધિકારીઓએ પૂર્વોક્તિ તાલુકાનો વસુલ ત્રીસ હજાર રૂપીઆ હતા તે ૩૦ હજાર રૂપી-આની છૂટ આપી ને લોકોને કહ્યું કે-જો એ વેરો આવતે વરસે આપવાને તમે સમર્થ થાવ તો આપજો.

સુગમતા ભરેલું હતું. કારણ તેમને લાગતું હતું કે જ્યાં સૂધી આપણને આપવાને શક્તિ છે; ત્યાં સૂધી સરકાર વેરો લેશે. પણ જે વખતે આપણા ઉપર વિપત્તી આવીને પડશે, તે વખતે સરકાર કોઇપણ ઉપાયથી આપણો બચાવ કરશે. સરકાર જે છૂટ આપતી તે ખરેખર તેવો પ્રસંગ હોય તોજ આપતી. હિંદુસ્થાનમાંના ખેડુતો વિષે હકીકત લખીને જાહેર કરતી વખતે ઇંગ્લાંડમાંના પ્રસિદ્ધ સ્ટાંડર્ડ વર્તમાન પત્રના અધિપતી કહે છે કે," ખોરાકના સાધનોનો અભાવ, તથા પીડા અને અન્યાયને લીધે કોઇ કોઇ વાર ફંદફિતુરપેદા થાય છે; એ સખતાઇ વાપરીને બેસાડી દેવા; પણ હિંદુસ્તાનની રાજ્ય વ્યવસ્થામાં જે સુધારણા કરવી જરૂરની છે તે કરવામાં જે ભૂલ કરશે તેમના ઉપર મોટી જબાબદારી છે." હાલની સ્થિતિ વિષે ટાઇમ્સ ઑફ ઇંડિયા, મુંબાઇ ગેઝીટ, અને મુંબઇ રિવ્યુ પત્ર કર્તાઓએ જે કહ્યું છે તે વિચાર કરવા જેવું છે. ટાઇમ્સ* ઑફ ઇંડિયા

* ટાઈમ્સ ઓફ ઇંડિયા તા ૩ જુન સને ૧૮૭૯

પાક ઓછો થાય ત્યારે છૂટ આપવી પડે છે કે નહી તે નીચેની માહિતી ઉપરથી જણાશે–

મુંબઈ ઈલાકામાં સને ૧૮૭૨, ૭૩ ની સાલમાં ૭,૫૬,૫૦,૬ રૂપીઆ સને ૧૮૭૩,૮૪ ની સાલમાં ૮૦૪૬૦૮ રૂપીઆ સને ૧૮૭૪,૭૫ ની સાલમાં ૮૭૩૭૭૨ રૂપીઆ. સને ૧૮૭૫,૭૬ ની સાલમાં ૪૭૭૮૨૬ રૂપીઆ. સને ૧૮૭૬–૭૭ ની સાલમાં ૯૦૦૯૪૩ રૂપીઆ અને સને ૧૮૭૭–૭૮ ની સાલમાં ૧૮૨૩૯૫ રૂપીઆની છૂટ આપવામાં આવી.

છૂટ આપવી એવી જે સૂચના છે તે ઉપર કદાચ એવો આક્ષેપ નીકળશે કે, એક ગામડામાંના લોકોને છૂટ આપીશું એટલે બીજા, ત્રીજા, કે ચોથા ગામડામાંના લોકો છૂટ માગશે; આપત્તિના સમયમાં જે નુકશાન થાય છે તે સર્વત્ર સરખું થાય છે, એમ સમજવું નહી ને બધાઓને નુકશાન વડે સરખોજ ત્રાસ થાય છે એમ નહી.

પત્રના અધિપતિ કહે છે કે, "હાલ સરકારનો વેરો સખતાઇ

છૂટ આપવી એવું કેટલાક જણનું કહેવું છે; પણ સર્વત્ર કાંઈ વિચાર ન કરતાં તે આપવી એવું કોઈનું પણ કહેવું નથી. સારા નરસાનો વિચાર કર્યા વગર છૂટ આપવી એ ખેડુતોને પણ હિતાવહ નથી, કારણ આત્માવલંબનનો ગુણ જે તેમનામાં હોવો જોઈએ તે રહેવાનો નથી એ વાત ખુલ્લી છે; પણ જેમને છૂટ આપવાની તેમની સ્થિતિ ખરેખર ખરાબ છે કે નહી, ને તેમના ગામમાં દુષ્કાળ વાસ્તવિક છે કે નહી, એ વિષે પૂર્ણ ચોકસી કરીને પછી વખત ઉપર છૂટ આપીએ તો, ઉભય પક્ષને હિતાવહ થશે. વાસ્તવિક સ્થિતિ કેવી છે તે સમજવાને કાંઇ અડચણ આવશે એમ નહી.

કેટલાક લોકોનો એવો બીજો આક્ષેપ છે કે, જે વેરો હાલમાં જમીન ઉપર મૂકેલો છે, તે માફક છે ને તે સુકાળ તથા દુકાળનાં વરસ ધ્યાનમાં લાવીનેજ મૂકેલો છે. પછી છૂટ આપવાનું કારણ શું? પ્રસ્તુત, જે વેરાનો દર છે તે ઓછો છે કે વધારે છે એ વિષે વાદ ન કરતાં એ કમતી છે એમ આપણે ગૃહિત ધારીને ચાલીશું, હવે જેઓએ માપણી કરી તેમને સુદ્ધા આપણને છૂટ આપવાનો પ્રસંગ આવશે નહી એવું લાગ્યું નથી. છૂટ આપવાનું કારણ રહે નહી એવો ઓછો દર લેવાનો હેતુ હોય છે એ વાત ખરી છે; પણ સન ૧૮૪૧ માં મુંબઈ સરકારનો એવો અભિપ્રાય હતો કે, ઘણા દીવસ સૂધી એકસરખો થોડો થોડો વેરો લઈને અને સારી વ્યવસ્થા રાખીને રૈયતની સ્થિતિ સુધારતા સૂધી છૂટ મૂકવાની આવશ્યક્તા બીલકુલ બંધ થવાનો સંભવ નથી. રૈયતની સ્થિતિ સુધરતા સૂધી છૂટ આપવાની અવશ્યકતા પડશે એવું જે ૫૦ વરસ પૂર્વે સરકારના ધ્યાનમાં આવી ગયું હતું તે યોગ્ય છે. રૈયતની સ્થિતિ સુધરતાં સૂધી છૂટ આપવી, પછી આપવાનું કારણ નથી, એવોજ ઘણા લોકોનો અભિપ્રાય છે. આપત્તીના વખતમાં છૂટ આપવી એ સમજણ કાંઈ નવીન નથી પણ જે વખતે ગોલ્ડસ્મિથ, વિંગેટ, અને ફ્રિયર એઓએ પૈમાષ (માપણી) શરૂ કરી તે વખતથી છે.

આ ઉપરથી ઓછો દર હશે ત્યારે છૂટ આપવી નહી એમ નીકળતું નથી એ ખુલ્લું છે. એક વિઘા જમીન બદલ જે પૂર્વે વેરો આપવો પડતો હતો તે કરતાં હાલ ઓછો આપવો પડે છે

વાપરીને વસૂલ લેવા વિષે વહિવટ ચાલુ છે એવું દેખાય છે. ને

એ વાત ખરી છે, પરંતુ વેરા સંબંધી વિચાર કરતાં, પહેલાં કરતાં હાલ દર ઓછો છે કિંવા નથી, એટલીજ વાતનો વિચાર કરવો એ બરાબર નથી, જે દર મૂકેલો છે તે ભારે લાગવા જેવો છે કે કેમ એ વિષે મુખ્ય વિચાર કરવો જોઇએ. કારણ ધન સંગ્રહ કરવાને નફાબ્યાથી, અથવા પાક વગેરે સારો ન થવાથી, અથવા પૂર્વના ઘણા ખરા સાધનો ઓછા થવાથી, વેરાનો દર ઓછો છતાં એ તે ભારે થઈ પડવાનો સંભવ છે. પહેલાં કરતાં વેરાનો ઓછો દર, દેશમાં એકસરખી રીતે શાંતતા, અનાજના વધારે ભાવથી જમીનનું ધનીપણું આટલી વાતો પ્રસ્તુત ખેડુતોને અનુકુળ છે; પણ આટલી વાતો અનુકુળ છતાં એ જો દર ભારે પડે છે, તો કેટલીક વાતો પ્રતિકુળ હોવી જોઈએ એ ખુલ્લું છે. જો પ્રતિકુળ વાતો નહી હોત તો ખેડુતોને, બુમાટ કરવાનું કારણ નથી જે પ્રતિકૂલ વાતોને લીધે ખેડુતોની નિકૃષ્ઠ સ્થિતિ કાયમ છે તે વાતો એ કે-પૂર્વે બધી જમીનમાં વાવણી થતી નહોતી, એક વરસે એક તો બીજે વરસે બીજી જમીન ખેડવાને સગવડ હતી એથી પાક સારો આવતો હતો. હાલમાં તેમ કરવાને સવડ નથી. પૂર્વે જેટલી જમીન વાવેતરના કામમાં આવી હોય તેટલાનોજ માત્ર વેરો ભરવો પડતો. પૂર્વે ગોચર જમીન ઉપર વેરો લેતા નહી; હાલમાં તેવો પ્રકાર નથી. પૂર્વે આપત્તી વખતે અંશત: અથવા સર્વ છૂટ મળતી હતી. હાલમાં તે પ્રમાણે છૂટ મળવાનો ઓછો સંભવ હોય છે તેથી વેરાની ફેડ થવાને માટે ખેડુતોને સહુકાર ખોળવા પડે છે; ને સહુકારને વ્યાજ આપવું પડે છે. સહુકાર એકવાર ઘરમાં પેસે એટલે ખેડુતને ઋણ મુક્ત થવાને ઘણી મુસ્કેલી પડે છે. પૂર્વે વેરો ન અપાયલો ચિઠ્ઠી લખીને આપે એટલે ચાલતું હતું. પૂર્વે વેરા બદ્દલ કેટલેક ઠેકાણે અનાજ લેવાનો ચાલ હતો; એ વહિવટ કોંકણમાં હજી ચાલુ છે. એ પ્રકાર ચાલુ હતો તેથી સહુકાર તરફ ઘણું કરીને જવું પડતું નહી. પૂર્વે કોલથી જમીનો આપતા હતા તેથી ખેડુતોને ફાયદો મળતો હતો. કોઈ કોઇવાર તેને વખતસર તગાવી મળતી હતી. પૂર્વે વેરો વસૂલ કરવાના કામમાં ઢિલ થતી હતી; હાલમાં વખતસર બે હપતા વડે તે આપવોજ જોઇએ. વખ

જેમ જેમ રૈયત અસમર્થ થતી જાય છે, તેમ તેમ અમારી સખતાઇ વધે છે. રૈયત પાસેથી હવે કાંઇ મળવાનું નથી એવું જ્યારે અમને જણાય છે ત્યારે આખરે છૂટ આપવી પડે છેજ. પણ અમને એવું લાગે છે કે જે વખતે છૂટ આપ્યાથી રૈયતને કાંઇ પણ ફાયદો થવાનો નથી તે વખત સુધી છૂટ આપવાનું કામ કેમ મુલતવી રાખવું? એતદ્દેશીય સંસ્થાનમાં જેમ વખત સર છૂટ આપે છે તેમ શા માટે આપવી ન જોઇએ?,,

મુંબઇ ગેઝીટ કહે છે કે—"જે લોકોને આગળ પાછળનો કાંઇ વિચાર નથી તે લોકો પાસેથી નિયમિત વખતે સખતાઇ વાપરીને વેરો ઉઘરાવાય છે, તેથી ખેડુતોનેસાહુકાર ઉપર આ-ધાર રાખીને રહેવું પડે છે. સહુકાર વડે ખેડુતોને ઘણો ઉપયોગ થાય છે; કારણ ઘણાક ખેડુતો તરફ જે બાકી રહેત તે સહુકા-રોએ વખતસર ભરી દીધેલી છે. સહુકારોએ એ વેહો ભરી દીધો ન હોત તો ખેડુતોની જમીનની હરરાજી થઇને તેમને કાઢી મૂક્યા હોત. ગમે ત્યાં જઇશું તો પણ કેટલાક સારાને કેટલાક બુરા લોકો હોવાનાજ, પણ થોડાક જુઠાઓને સારૂ બધાઓને ત્રાસ આપવો એ વ્યાજબી નથી.

મુંબાઈ રિવ્યુ પત્રના અધિપતિ પ્રસિદ્ધ માર્ટિનવુડ એઓએ તા. ૧ માહે જુન સને ૧૮૭૯ ના અંકમાં અભિપ્રાય આપેલો છે તેનો અમે સારાંશ અત્રે દાખલ કરીએ છીએ—રિવ્યુ કર્ત્તા કહે છે કે, "અમારી ત્રીસ વરસની પૈમાષ પદ્ધતિ ફાયદા

---

તસર વેરો આપવાનું થોડાજણ તરફથી થાય છે તેથી, ઘણા જણોને સહુકારની મરજી જાળવવી પડે છે. પૂર્વે આઠ કિંવા છ માસમાં ભાડાની ગાડીઓ ઉપર પચાસ પોણાસો રૂપીઆની કમાઈ થતી હતી. હાલમાં આગગાડીથી એ રોજગાર બંધ પડી ગયો. એ અને એવી બીજી વાતોથી વેરો આપવો મુસ્કેલ પડે છે.

કારક થઇ નથી એવું અનુભવ ઉપરથી દેખાય છે. દેશમાંના ખેડુતોને જે દુઃખ સહન કરવાં પડે છે તેને કારણ અમારી પૈમાષ છે. વેરો માફક હોવો જોઇએ, એવો જો કે સરકારનો હેતુ છે, તોપણ તે માફક નથી; ને વેરો જો કે માફક હશે તોપણ આપત્તીના સમયે અંશતઃઅથવા પૂર્ણ છૂટ આપવી એવો સરકારનો ઠરાવ છે. પણ અમે તો સખતાઇ વાપરીને વેરો ઉઘરાવીએ છીએ. જે પ્રમાણે એતદ્દેશિય સંસ્થાનમાં વખતે છૂટ આપે છે, તે પ્રમાણે અમારા સરકાર ચાલશે તો ફાયદા કારક નહી થશે કે? રૈયત હવે કાંઇ આપી શકતી નથી, એવું જ્યારે અમને દેખાય છે ત્યારે આખર છૂટ આપવી પડે છેજ. મોટમોટા ખરચના કામ કાઢીને અમે તેમને મદત કરીએ છીએજ. અમે એક હાથે લઇએ છીએ ને બીજા હાથે આપીએ છીએ. એ કરતાં જે તાલુકામાં આપત્તી આવીને પડે છે તે તાલુકામાંના ખેડુતોને છૂટ આપીને તેમની આપત્તી દૂર કરવી એ સારૂં છે. જમીન ઉપર ઓછો વેરો નાંખવો ને આપત્તીની વખતે છૂટ આપવી. આટલું કરીને પણ રૈયતની સ્થિતિ જો સુધરે નહી તો પછી એનો દોષ સરકાર તરફ નથી." પહેલાં કરતાં વેરા સંબંધી હાલ વધારે સખતાઇ છે. એવું કેવળ એતદ્દેશીય લોકોનુંજ કહેવું નથી. ઇંગ્લાંડમાંના કેટલાક લોકોનો એવોજ અભિપ્રાય છે. બીજું એ, કે માજી ગવરનર જનરલ લાર્ડ* લિટન એઓએ પણ વેરાની બાબતમાં સખતાઇ છે એ વાત કબૂલ કરેલી છે. તેઓ કહે છે કે—"વેરાની બાબતમાં અમારી સખતાઇ થાય છે એવું અમને લાગે છે. ને સરકારનું નુકશાન ન થતાં, ખેડુતોનો પણ ફાયદો થાય એવે પ્રકારે એ સખતાઇ

---

* દક્ષિણમાંના ખેડુતો વિષેના કાયદાના બીલ સંબંધી હોપ સાહેબે ભાષણ કર્યા પછી ઉપર કહ્યા પ્રમાણે વ્હાઈસ સાહેબે કહ્યું છે.

ઓછી થવા જેવી છે.'' હાલ ગોચર જમીન ઉપર સુધાં વેરે નાંખવાથી ગોચર જમીનની પણ વાવણી થતી જાય છે. ને ચારો ન મળવાથી ઢોરની માઠી* વલે થઇ છે. ઢોરની માઠીવલે

† જમીન ખરાબ થતી જાય છે, એવું જે કહેવું છે, તે કેટલે દરજ્જે ખરૂં છે એ કહી શકાય નહી પણ, દેશમાંની ગોચર જમીન ખેતીને સારૂ ઉપયોગમાં લેવાય છે એ વાત નિર્વિવાદ છે. ખાલી જગ્યા થોડીજ શીલક છે. એથી ઢોરને ચરવાનું સાધન બંધ પડી ગયા જેવું થયું છે. ગોચર જમીનનો એવો ઉપયોગ થવાથી ઢોર નિર્બળ થયા છે ને એથી ખેતીને નુકશાન પોહોંચવાનો સંભવ દેખાય છે. (હિંદુ પેટ્રિયટ મે ૨૬-૧૮૭૯)

ગોચર જમીન ખેતી લાયક થતી જાય છે કે નહી એ સંબંધી ઈલિયટ સાહેબે ઇસ્ટ ઇંડિયા આસોશિયેશનની આગળ કેટલાક વર્ષ પૂર્વે જે નિબંધ વાંચ્યો હતો તે ઉપરથી જણાશે. મદ્રાસની ખેતીની પાઠશાળા ઉપરના મુખ્ય મિ૦ રાબર્ટસન્ એઓએ મદ્રાસ સરકારને સન ૧૮૭૬ માં કોઇમતુર પ્રાંતમાંની ખેતી વિષે, જે રીપોર્ટ મોકલ્યો હતો, તેનો ને બીજા કામગારોએ જે રીપોર્ટ મોકલ્યો હતો તેનો આધાર મિ૦ ઈલીયટ સાહેબે લીધેલો છે. રાબર્ટસન્ એમના રીપોર્ટમાં એવું લખ્યું છે કે, કોઈમતુર પ્રાંતનું ક્ષેત્રફળ ૭૪૩૨ ચોરસ માઈલ છે ને લોક સંખ્યા ૧૭૬૩૨૭૪ છે સને ૧૮૫૭ સૂધી ગોચર જમીન વગેરે મળીને નવી ૭૦૬૭૫૦ એકર જમીન ખેતીના કામમાં આણેલી છે ને હજી ગોચર જમીન કાડવાનું કામ શરૂ છે. "બધી ગોચર જમીન જો હળના સપાટામાં આવી જશે તો જે સાધન ઉપર ખેડુતો આટલા દીવસ સૂધી આધાર રાખીને રહેતા હતા તે સાધનોનો નાશ થશે.'' એવો અભિપ્રાય છે. શિવાય, રાબર્ટસન્ સાહેબનું એવું કહેવું છે કે-"આ ઈલાકામાંની (મદ્રાસ) વાવેતર થવા જેવી જમીન પૈકી ઘણી ખરી જમીન એટલી નબળી હાલતમાં આવેલી છે કે, તે હવે વાવેતરના ઉપયોગમાં આવે એવી નથી.'' ઇલિયટ સાહેબ કહે છે કે, પંજાબમાં ઈ૦ સ૦ ૧૮૭૧-૭૨ થી ઇ૦ સ૦ ૧૮૭૪-૭૫ સુધી ૧૦૦૦૦૦૦ એકર જમીનની વધારે, વાવેતરના કામમાં આવેલી છે.

મધ્ય પ્રાંતમાં સને ૧૮૭૫-૭૬ સાલમાં ૫૩૧૦૦૦ એકર જમીનની વધારે વાવણી થઈ.

એટલે ખેતીની પણ માઠીવલે થાયછે, એ ઉઘડું છે. પૂર્વે એ સ્થિતિ ન હોતી, પૂર્વે બળતણ વગેરેની જેવી સગવડ હતી તેવી હવે નથી. આ એકંદર વાતો ઉપરથી વિચાર કરીએ તો હાલનો દર જોકે ઓછો હશે, તો પણ, તે આપવાને ખેડુતોને ભારે પડતો હશે કે નહી એ વિષે સહેજ અનુમાન થશે.

ઉપર જે વિચારો કહ્યા છે, તે ઉપરથી મજુરોની સ્થિતિ કેવી હતી, ને હાલમાં એ કેવી છે એ વાચકોના ધ્યાનમાં આવ્યું હશે. હિંદુસ્તાન દેશમાં સોનાનો ધુમાડો નીકળતો હતો એવો અમારા પૈકી, તે પરકીય રાષ્ટ્ર પૈકી કેટલાક જણનો મત હતો ને હાલમાં પણ કેટલાક જણનો છે. વાસ્તવિક જોઈશું તો તેમ નથી. મજુરીનો દર ઓછો હોવાથી રાષ્ટ્રમાંના ઘણા ખરા લોકોની નિકૃષ્ટ સ્થિતિ હતી અને છે. સંપત્તીનો સંચય થઈને તે રાજાઓ, સરદાર અને બીજા કેટલાક શેઠ શહુકારો પાસે રહેલી સંપત્તીની વહેંચણી જેમ બીજા સુધરેલા દેશમાં થાય છે તેમ થતી ન હોતી. થોડાકજણ પાસે સંપત્તિનો સંચય થઇને તે તરત દેખાઈ આવતી હતી. બીજા દેશોમાં સંપત્તિની વહેંચણીમાં આ દેશ કરતાં ઓછું ન્યુનાધિક્ય હતું. જે પ્રમાણે ચો તરફથી પદાર્થ એકઠા કરીને પ્રદર્શન તૈયાર કરાયછે તે પ્રમાણે જુદી જુદી વ્યક્તિ પાસેથી સંપત્તિના અંશ એકઠા થઈને, તેનું, રાજા અને સરદારોની ત્યાં–પ્રદર્શનજ થતું હતું. એ પ્રદર્શન જોઇને લોકો છક થઇ જતા હતા ને દેશ પૈસાવાળોછે એમ તેમને લાગતું. અમારા

મુંબઈ ઈલાકામાંની ગોચર જમીન ઓછી થઈ જવાથી ખરાબ પરીણામ થાય છે. આ વિષે ડેકન રાયટ કમિશનર્સ એઓએ પોતાના રીપોર્ટમાં વારે વારે જણાવ્યું છે. એગ્રિકલચરલ ગેઝીટ ઑફ ઈંડિયામાં એવું લખ્યું છે કે, "વાબ્ય પ્રાંતમાંના બેહાર નામના પ્રદેશમાં ઢોર રાખનારા લોકો ચારો ન હોવાથી, ઢોરોને ઘાડાની [illegible] ખવરાવે છે.

રાજા રજવાડાઓનું ઐશ્વર્ય જોઇને પરકીય રાષ્ટ્રોનો લોભ જાગૃત થયો. ને તેમને લાગતું કે હિંદુસ્તાન એ એક સંપત્તિની ખાણ છે. એ ભ્રાંતિકારક કલ્પનાને લીધે આ દેશ ઉપર હુમલા શરૂ થઇને આખો દેશ પાયમલ થઇ ગયો. હિંદુસ્તાનની સંપત્તિ બહુ દીવસથી પ્રસિદ્ધ હતી. એ મેળવવાને માટે અતિ પ્રાચીન કાળથી પરકીય રાષ્ટ્રોનો યત્ન જારી હતો. સેસૉસ્ટ્રિસ,* ડેરાયસ† શિકંદર‡

* મિસર દેશના રાજા સેસૉસ્ટ્રિસે પ્રથમ હિંદુસ્તાન ઉપર સ્વારી કરી, એવું ડાયોડોરસ સાયકયુલસ કહે છે. સેસૉસ્ટ્રિસ એ ખ્રિસ્તિ સને પૂર્વે ૧૩૦૮ માં રાજા હતો તેની સાથે ૪૦૦ વહાણ હતાં. તેણે રાતા સમુદ્ર સુધી બધો પ્રદેશ જીત્યો. ને જમીનના માર્ગે હિંદુસ્તાન ઉપર સ્વારી કરી. પણ તેણે કાયમનું થાણું બેસાડયું નહી.

† ડેરાયસે પોતાનો પ્રધાન સાયલાકસને નૌકા સૈન્ય તૈયાર કરવાને તથા સિંધુ નદીમાંથી સમુદ્ર સુધી જવાને કહ્યું. સાયલાકસને ૩૦ મહિના થયા. તેણે હિંદુસ્તાનની સંપત્તિ વિષે જે માહિતી કહી તે ઉપરથી હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાનું ડેરાયસના મનમાં આવ્યું. ડેરાયસે કાબૂલ, પંજાબ અને સિંધ એ પ્રાંત જીત્યા. હિંદુસ્તાન દેશ એ એક તેના રાજ્યનો ભાગ હતો. હિંદુસ્તાનમાંથી તેને ૧૨૯૦૦૦૦૦ રૂપીઆ વસુલ મળતો હતો.

‡ શિકંદર બાદશાહએ ઇ. પૂ. ૩૨૭ ના એપ્રીલ માસમાં ૧૨૦,૦૦૦ લસ્કર સાથે હિંદ ઉપર સ્વારી કરી; ને પંજાબમાં આવેલા ગુજરાત આગળ જેલમ નદીને કાંઠે પોરસ રાજાનો પરાભવ કર્યો. જુવાન બાદશાહના મનમાં ગંગા નદી ઓળંગીને આગળ જવાનું હતું, પણ સિપાઈ લોકો, નાખુશ થયા તેથી તેને સ્વદેશ તરફ પાછા ફરવું ભાગ પડયું. સિકંદર પાછો ફર્યો એ એક હિંદુસ્તાનનું સુદૈવજ સમજવું જોઈએ. ગ્રીક લોકોની સત્તા ઓછી થયા બાદ બ્યાકટ્રીયાના રાજાઓએ હિંદુસ્તાનનો ઘણો પ્રદેશ કબજે કર્યો હશે, એવું, હિંદુસ્તાનના પશ્ચિમ વિભાગમાં જે નાણાં જડે છે તે ઉપરથી માનવાને હરકત નથી. આ રાજાઓએ કેટલા દિવસ સુધી રાજ્ય કર્યું હશે તે સમજવાને સાધન નથી. એ રાજાઓ પૈકી મિનાંડર એ પ્રાચીન કાળે બહુ પ્રખ્યાત હતો. એ ઈ૦ સ૦ પૂર્વે

બાદશાહ અને મિથ્રિડેટીજ* એઓએ આ દેશ ઉપર સ્વારી કરીને સંપત્તિ હરણ કરી. પછી મહમુદ† તૈમુરલેગ અને

બીજા સૈકામાં ગાદી ઉપર બેઠા એની પછીથી યુક્રેટાયડીસ ગાદી ઉપર બેઠો. એના તાબામાં હિંદુસ્તાનમાંનાં ૫૦૦૦, નગરો હતાં. એવું કહે છે. એ અતિશયોક્તિ છે. એની સત્તા વિશેષ ભાગ ઉપર હશે એવું જણાય છે.

* પાર્થિયાનો રાજા મિથ્રિડેટીજે યુક્રેટાયડીજને જીતીને હિંદુસ્તાનમાંનું તેનું રાજ્ય કબજે કર્યું. એણે સિંધુ નદીથી તે ગંગા નદી સુધીનો પ્રદેશ જીત્યો. ઉજ્જન, અજમીર, ને આગ્રામાં અનેક વખતે જે નાણાં જડયાં તે મિથ્રિડેટીજ ને તેની પછીથી આવેલા રાજાનાં છે. એવો પ્રાચીન સ્થિતિ શોધકોનો મત છે.

† મહમદની પૂર્વે મુસલમાનોએ અનેક વખતે સ્વારીઓ કરી હતી. ધર્મ સંસ્થાપક મહમદના મરણ પછી થોડાજ વર્ષ પછી ઉમારે, અબુલ અલાસને હિંદુસ્તાન ઉપર સ્વારી કરવાને મોકલ્યો હતો. તેની અને હિંદુઓની પહેલી લડાઈ આરોર આગળ થઈ. તેમાં અબુલ માર્યો ગયો. પછી ખલીફઅલ્લીએ સિંધમાંનો કેટલોક પ્રદેશ જીત્યો. વલીદ સૂધી કહેવા જેવું કાંઈ બન્યું નથી. ઈ૦ સ૦ ૭૦૫ ને ૭૧૫ એ વરસની દરમ્યાન વલીદે સિંધ પ્રાંત ઉપર સ્વારી કરીને ગંગાનદી સુધી પ્રદેશ જીત્યો. ત્રણ વર્ષ પછી વલીદનો સેનાપતિ વેન કાસીમે ચિતુર ઉપર સ્વારી કરી પણ બાપ્પાએ તેનો પરાભવ કર્યો, બાપ્પાનો પૌત્ર ખુમાને મુસલમાન લોકો ઉપર ૨૪ લડાઈઓ કરીને તેમનો નાશ કર્યો. ત્યારથી ૧૫૦ વરસ સૂધી મુસલમાનોએ કાંઈ ગડબડ કરી નહી. પછી હરનઅલરસિદની કારકિર્દિમાં મુસલમાનોએ પાછું ડોકું ઉપર કહાડયું પણ હિંદુ રાજાઓએ જોર પકડયાથી ૧૫૦ વરસ સૂધી કાંઈ ટટુ ચાલ્યું નહી પણ આખરે જયપાળ રાજા રાજ્ય કરતો હતો ત્યારે સબક્તગીને સ્વારી કરી તેની પછીથી મહમુદે ૨૪ સવારીઓ કરી. મુસલમાનો દ્રવ્ય હરણ કરી જતા, ને લોકોને ગુલામ કરીને લઈ જતા. મુસલમાન લોક વારે વારે સવારીઓ કરતા તેથી હિંદુ ગુલામ એટલા સસ્તા થઈ ગયા હતા કે બે રૂપીઆ આપીને સુધાં તેમને કોઇ લેતા નહી.

નાદીરશાહ* એઓએ આ દેશ પાયમાલ કરી નાંખીને અમર્યાદ સંપત્તિ સ્વદેશમાં હરણ કરી ગયા. પરરાષ્ટ્રમાંના લોકોને સંપત્તિ હરણ કરતાં બહુ પ્રયાસ પડ્યા નથી; કારણ થોડાક લોકો પાસે સંપત્તિનો સંચય થઈને પ્રદર્શન થએલું હતું. જો સંપત્તિનો પ્રસાર થઈ ગયો હોત ને તે, ચિરકાળ ટકનારા કામમાં ખર્ચાએલી હોત, તો પારકા લોકોને તે લેઇ જતાં અડચણ પડી હોત. સંપત્તિનો આ પ્રમાણે વ્યય થવાથી રાજા લોકોને એથી ઓછો ફાયદો થયો હોત એમ નથી! પણ લોકોને ફાયદો થઇને રાજાઓને પણ થાત. પણ એ થાય કેવી રીતે? કારણ સૃષ્ટ વિષય સંબંધી કારણોનું જોર વધેલું હતું. ફળદ્રુપતાને લીધે લોક સંખ્યાની વૃદ્ધિ, આ વૃદ્ધિથી મજુરીનો દર ઓછો, ઓછી મજુરીને લીધે સંપત્તિ વહેંચણીમાં ન્યૂનાધિકય ને ન્યુનાધિકયને લીધે સંપત્તિનો સંચય અને પ્રદર્શન, એવી રીતે એક પછી એક કાર્ય થઈને પરરાષ્ટ્રને આ દેશ સુવર્ણ ભૂમિ ભાસવા માંડ્યો. ખરેખર એ સંપત્તિનો ઉપભોગ લેનારા થોડાજ ભાગ્યશાલી હતા. ઘણા જણની સ્થિતિ છેક સાધારણ હતી યુરોપમાંના કંગાલ દેશો કરતાં સુધાં હિંદુસ્તાન દેશ કંગાલ છે એવું જે બર્ક સાહેબે કહ્યું હતું, તે કેટલું યથાર્થ હતું! ને તેનો અનુભવ પણ અમે લઇએ છીએ. યૂરોપિયનો ને હિંદની ખરી માહિતી ન હોવાથી તેમના જુદા જુદા મત થઇ ગયા. જો ઘણા લોકો કંગાલ હતા, તો એ, તેમને તે ખરૂં લાગતું નહી. ને હજી સુધી કોઇને ખરૂં લાગતું નથી. હિંદુ-

---

* નાદીરશાહ પાછો ગયો ત્યારે તે ૧૨૫૦૦૦૦૦૦૦ રૂપીઆની સંપત્તિ પોતાની જોડે લેઇ ગયો, એવું કહેછે (બ્રાઈસ કૃત હિ૦ ઈ. પૃ. ૨૩) કીન સાહેબ લખેછે કે, ૮૦ કરોડ કરતાં એ વધારે રૂપીઆ તે લઇ ગયો. આ ઉપરાંત જવાહીર ઘોડા વગેરે લીધેલા તે જુદા.

સ્તાનની સંપત્તિ વિષે પાશ્ચાત્ય લોકોની સમજુત ભૂલ ભરેલી હતી. રાજા રજવાડાઓ પાસે સંપત્તિ હતી. બીજા લોકોની વાસ્તવિક સ્થિતિ બહુજ ખરાબ હતી. બીજા લોકોની સ્થિતિ કેવી રીતે સારી હોય? જ્યાં સુધી મજુરીનો દર ઓછો છે ત્યાં સુધી તેમની સ્થિતિ સુધરવી મુશ્કેલ છે. હિંદુસ્તાનમાં સૂક્ષ્મ પદાર્થ સંબંધી નિયમો વડે લોક સંખ્યાની વૃધ્દિને લીધે મજુરી-નો દર ઓછો હતો, તો પછી મજુરોની સ્થિતિ કેવી રીતે સારી હોય? હાલના વખત વિષે વિચાર કરીશું તો પણ આપ-ણને જણાય છે કે, શ્રમ કરનારા લોકોને ઓછી મજુરી મળે છે તેથી તેમની ખરાબ સ્થિતિ છે. કેટલાક જણને તો ગુજરા-નની પંચાત પડે છે.

હિંદુસ્તાન દેશ કંગાલ છે કે નહી એ નીચે લખેલી માહિ-તી ઉપરથી જણાશે. ક્રિમિયન લડાઈની વખતે જેમનું એક હજાર રૂપીઆનું ઉત્પન્ન હતું તેમના ઉપર કર નાખવામાં આવ્યો હતો; ને એક વર્ષમાં ૧૬ કરોડ રૂપીઆ વસુલ થયા. હિંદુસ્તાનમાં ઇ. ૧૮૬૦ થી ૧૮૭૧ સુધીના ૧૨ વરસમાં ઉત્પન્નનું ધોરણ ૨૦૦ હોઇને, ૧૩ કરોડ રૂપીઆ વસુલ થયા. જે વખતે ૧૦૦૦ રૂપીઆનું ધોરણ હતું તે વખતે સદરહુ પ્ર-કારનો કર ભરનારા હિંદુસ્તાનમાં ૧૮૦, ૦૦૦ લોક નિકળ્યા. પરંતુ ઇંગ્લાંડની લોકવસ્તિ ઘણી ઓછી છતાં તેમાં એ વેરો ભરનારા ૪૨૧૩૭૫ લોકો નિકળ્યા હતા.

ઇંગ્લાંડમાં ૫૦૦ થી૧૦૦૦ રૂપીઆ સુધીના ઉત્પન્નવાળા લોકો ૨૮,૮૦,૦૦૦ હતા. હિંદુસ્તાનમાં ૨૦૦ થી ૫૦૦ સુધીની ઉપજના પાંચ લાખ લોકો હતા. ઇંગ્લાડમાં ૨૭૦ ઉપરની ઉપજના લોકો એક કરોડ હતા. "હિંદુસ્તાનની વસુલાત સંબંધની સ્થિતિ" આ વિષય ઉપર પ્રસિધ્દ ફાસેટ

સાહેબનો " ૧૯ મું સૈકું " આ માસિક પુસ્તકમાં જે વિષય છપાઈ પ્રસિદ્ધ થયો છે તેમાં તે કહેછે કે, "હિંદુસ્તાન દેશ એ અતિશય તવંગર દેશ છે ને જે કામ બદલ હિંદુસ્તાનને ખર્ચ આપવાની તાકાદ નથી એવું એકે કામ નથી, (પછી તે ગમે એટલા ખરચનું હોય) એવી થોડાક વર્ષ પૂર્વે લોકોની સમજણ હતી. હવે હિંદુસ્તાનની સંપત્તિ વિષે ને લોકોની સ્થિતિ વિષે બરાબર સમજણ પડતી જાય છે. વારે વારે જે દુષ્કાળ પડે છે તેથી ને બીજી કેટલીક વાતોથી ઇંગ્લીશ લોકોને એ વાત સારી પેઠે જણાએલી છે કે, હિંદુસ્તાન દેશ એ અતિશય કંગાલ દેશ છે. ને અહીંના ઘણા ખરા લોકોની એટલી કંગાલ સ્થિતિ થઇ ગઇ છે કે, વધારે કર વેરો નાંખીને વધારે ઉત્પન્ન કરવાનું જો કારણ પડે, તો, સરકારને મોટી હરકતો આવ્યા વગર રહે નહી."*

હિંદુસ્તાનમાં ઉપજીવનના પદાર્થ સોંઘા હોવાથી સંપત્તિની વહેંચણીમાં અતિશય ન્યૂનાધિક્ય પેદા થયું છે. એ ન્યૂનાધિક્યથી બીજાં કાર્ય થયાં. જેની પાસે સંપત્તિ હોતી નથી તેને હીનત્વ પ્રાપ્ત થાય છે; ને તેનું વજન હોતું નથી. જેની પાસે સંપત્તિ હોય છે, તેને માન મળે છે. તેને એક પ્રકારનો અધિકાર હોય છે ને લોકો ઉપર તેનું સ્વામિત્વ ચાલે છે. એ વાતો જે પ્રમાણે હાલમાં, હિંદુસ્તાનમાં ને બીજા દેશોમાં અનુભવમાં આવે છે તે પ્રમાણે તે પૂર્વે હિંદુસ્તાનમાં અનુભવમાં આવતી હશે.

બીજી રીતે તફાવત નહી હશે તો, જેની પાસે જેવી સંપત્તિ હોય છે તેમ તેનું વજન હોય છે; એ વાત જે પ્રમાણે વ્યક્તિ સંબંધી દેખાય તે પ્રમાણે તે વ્યક્તિ સમૂહને પણ લાગુ છે. સંપત્તિ એ એક પ્રકારની શક્તિ છે. એ અનુભવ ઉપરથી બધા-

*નાઈનટીન્થ સેંચરી (ઓગણીસમું સૈકું નામનું માસિક પુસ્તક) ફેબ્રુવારી ૧૮૭૮

ઓને માહિત છેજ. સંપત્તિની વહેંચણીમાં ન્યૂનાધિક્ય થવાથી અર્થાત્ અધિકારની વહેંચણીમાં એ ન્યૂનાધિક્ય પેદા થયું. અન્ન સોંઘુ હોવાથી પૈસાવાળા ઓછા ને મજુરો બહુ એવી સ્થિતિ હોય છે. તેજ પ્રમાણે આજ કારણને લીધે ચાકરી કરીને ગુજરાન ચલાવનારા બહુ હોય છે. જે પૈસાવાળા હતા તેઓ થોડા પૈસામાં ઘણા લોકોને નોકર રાખતા હતા. એવી સ્થિતિ ઇંગ્લંડ, ફ્રાન્સ, જર્મની વગેરે દેશમાં નજરે પડતી નથી. એ ઠેકાણે ઓછા પૈસામાં નોકર રાખી શકાતા નથી તેથી દ્રવ્યવાન, પાસે ઓછા નોકર રહેવાના—ને તેમનું સ્વામિત્વ થોડાકજણ ઉપર ચાલવાનું, એ ઉઘડું છે. હિંદુસ્તાનમાં થોડાક દ્રવ્યવાનોનું ઘણા જણ ઉપર સ્વામિત્વ હતું થોડાક લોકોને અધિકાર માન ને બાકીના આશ્રિત જેવા કિંવા ચાકર જેવા હતા. જે લોકો આશ્રિત હતા તેમના મનની સ્થિતિ ખુશામત કરી કરીને કેવી નિકૃષ્ઠ થઈ હશે એ સહેજ ધ્યાનમાં આવશે. ચાકરી કરીને મનની સ્વતંત્રતા રાખવી એ સુધરેલા દેશમાં સુધાં કઠણ છે. સેવા કરીને સ્વતંત્રતા જાળવનારા સેંકડે કેટલા નજરે પડે છે? એ ધ્યાનમાં આણવાથી પૂર્વની સ્થિતિનું પણ અનુમાન થશે. થોડાક જણના હાથમાં અધિકાર રહેવો એ દેશને ફાયદા કારક થતું નથી. એકજ વ્યક્તિની મરજી પ્રમાણે ચલાવાનો પ્રકાર ઓછો થઈને વિશેષ વ્યકિતના હાથમાં જ્યારે સત્તા આવે છે ત્યારેજ લોકોની સ્થિતિ સુધરે છે ને જુલમ ઓછો થાય છે.

ગુજરાનના પદાર્થની સોંઘવારીને લીધે સંપત્તીની વહેંચણીમાં ન્યૂનાધિક્ય પેદા થયું છે એવું અમે ઉપર કહ્યું છેજ. સોંઘા અન્નને લીધે બીજું એવું કાર્ય બન્યું છે કે, ટુંકામાં નિર્વાહ થાય છે તેથી આળસ વધે છે. ગુજરાનનું સાધન સ્વલ્પાયાસ વડે પ્રાપ્ત થાય એટલે સહેજ રીતેજ વધારે શ્રમ

કરવાની ઇચ્છા લોકોને થતી નથી. વારૂ, ગુજરાનનું સાધન સ્વલ્પ આયાસવડે ઉપલબ્ધ થવા જેવું નહી હશે તો વધારે શ્રમ કરવા પડે છે, ને એથી સુસ્તી વધતી નથી. એવી સ્થિતિ હોય છે કે નહી, એ દેશ અને કોંકણુમાંના લોકો વિષે વિચાર કરવાથી જણાશે. જે વખતે દેશની બાલ્યાવસ્થા હોય છે તે વખતે એ વાત સ્પષ્ટ રીતે જણાયછે. એવા વખતમાં શ્રમ કરવાનો મુખ્ય હેતુ ઉદર ભરણ એ છે. જેમ જેમ સુધારણા થતી જાયછે તેમ તેમ માણુસો અન્ય હેતુને માટે શ્રમ કરે છે. આ દેશમાં જમીન ફળદ્રુપ હોવાથી લોકોને થોડાક શ્રમથી નિર્વાહનું સાધન મળી આવતું. ફળો અને ચોખા એ ઉપર સારી રીતે ગુજરાન થતું હતું. તેથી શરીર રક્ષણુને માટે પક્ષી અથવા જાનવરોના માંસનું કારણુ પડતું નહી.

થોડી મહેનત કરવાથી ઘણું અન્ન મળવા લાગ્યું તેથી વધારે શ્રમ કરવાની ઈચ્છા શરૂઆતથીજ ઓછી હતી. ઓછી મહેનત કરવાની ટેવ ફક્ત પૂર્વેના લોકોમાંજ હતી એટલુંજ નહી પણુ હાલમાંએ એ ટેવ દેખાય છે. જ્યાં સુધી અનાજનો ભાવ માફક હોય છે, ત્યાં સૂધી એ ટેવ કાંઇ નડતર જેવી થતી નથી, પણુ આપત્તીના વખતમાં એથી બહુ દુઃખ થાય છે. હિંદુસ્તાનમાંના લોકોની ગરજો ઓછી છે. ને તે પણુ ઓછા શ્રમથી પાર પડે છે તેથી તૃપ્તિ વધી છે. એ તૃપ્તિ સુધારણાને બાધક છે. પણુ એ તો અમારામાં પૂર્ણુ ચિરસ્થાઇ થઇ ગઈ છે. ગુજરાનની એકવાર તજવીજ થાય એટલે બીજા વ્યવસાય આરંભનારા બહુ ઓછા જણાય છે. એ સ્થિતિ હજી સુધી નજરે આવે છે. આ સુસ્તીથી ને તૃપ્તીથી અર્થાત્ ઘરમાં સ્વસ્થ બેસીને થોડાક શ્રમથી જે ફળ મળતું હશે તે મળે એટલે કૃતકૃત્યતા થઇ એવું લોકોને લાગેછે. થોડાક શ્રમમાં ગરજ પાર

પડવા માંડે એટલે સુસ્તી પેદા થઇને શરીર ઘટે એટલે પછી વિપત્તી સમયમાં સુધાં અધિક શ્રમ થઇ શકતા નથી. જો માણુસોની પાછળ કાંઇ ઉદ્યમ હશે નહી કિંવા તેને કાંઇ સારો હેતુ પાર પાડવાનો નહી હશે તો તેના મનનું વલણ કુમાર્ગ તરફ થઈને તેની સ્થિતિ ખરાબ થાય છે. એ આપણને અનુભવ ઉપરથી જણાય છે.

સૃષ્ટપદાર્થ નિયમો વડે હિંદુસ્થાનમાં વળી એક મહત્ત્વનું કાર્ય પેદા થએલું છે. તે કાર્ય જાતિભેદ છે. જાતિભેદની ઉત્પત્તિ વિષે હજી ઘણો મતભેદ જણાય છે. જુના લોકોની સમજણ પ્રમાણે જાતિભેદ ઇશ્વરકૃત છે. અમારા પૈકી અને પાશ્ચાત્ય લોકો પૈકી કેટલાક જણનો મત છે કે, જાતિભેદનું કારણ બ્રાહ્મણજ છે. કેટલાક જણનો એવો મત છે કે, હિંદુસ્તાનમાંના અસલ લોકો અને આર્ય એ ભિન્ન છે; આર્યોની જાતિ અને ધર્મ એ ભિન્ન હતાં. તેથી એ ભેદ પેદા થયો હશે. હવે આટલીબધી વાતો વિષે આ ઠેકાણે યથાર્થ વિચાર કરી શકાય તેમ નથી. આ વિષે બીજા સ્વતંત્ર ગ્રંથમાં વિચાર કરવો એ યોગ્ય છે. કારણ એ વિષય વાદગ્રસ્ત અને ઘણો મહત્ત્વનો છે. બીજું એ કે અમે જે વિષય હાથમા લીધેલો છે તેનો પ્રકૃત ગ્રંથ એ પહેલો ભાગ છે. જે સૃષ્ટપદાર્થ સંબંધી કારણો છે, તે સર્વે વિષે આ ભાગમાં વિચાર કરેલો નથી. જે કારણો વિષે અમે અત્યારસુધી વિચાર કરેલો છે, તેથી પ્રત્યક્ષ કાર્યો થતાં નથી. સૃષ્ટપદાર્થ વિષય કે કારણો પૈકી વિશેષ મહત્ત્વનું કારણ સૃષ્ટચમત્કાર એ છે; આ કારણોને લીધે ધર્મ ભોળીયાપણાની પ્રવૃત્તિ થાય છે, એ અમે પહેલાં કહેલું છેજ. પણ એ કેમ થાય છે એ વિષે કાંઇ કહ્યું નથી.

આ વિષે સવિસ્તર વિચાર સ્વતંત્ર ભાગમાં કરવાનો અમારો

ઉદ્દેશ છે, માટે જાતિભેદ વિષે વિશેષ વિચાર કરતા નથી. સૃષ્ટ ચમત્કાર વિષે વિચાર કર્યા શિવાય જાતિભેદ વિષે વિચાર કરવો એ પ્રશસ્ય નથી; કારણ એ બે વિષયનો નિકટ સંબંધ છે. અમારા મતે, જાતિભેદને ઇશ્વર કારણ નથી; કિંવા બ્રાહ્મણ કારણ નથી. એને સૃષ્ટ પદાર્થ વિષયક નિયમો માત્ર કારણ છે. એવું સુધાં અમારૂં કહેવું નથી. જાતિભેદ જેવાં કાર્ય ઘણું કરીને ટુંકી સમજણને લીધે થાય છે. જે કારણોને લીધે માણસોની ટુંકી સમજણ રહે છે તેમાંનું પ્રધાન કારણ ધર્મ ભોળીયાપણું છે, એવું ઇતિહાસપરથી જણાય છે. ધર્મભોળીયાપણું એ ઘણું કરીને સૃષ્ટ ચમત્કારવડે ઉત્પન્ન થાય છે. જે પ્રમાણે ઘણી ફળદ્રુપતાને લીધે અનાજ સોંઘુ થાય છે, ને સોંઘા ખોરાકથી ધનની વહેંચણીમાં ને એથી સામાજીક સ્થિતિમાં ન્યુનાધિક્ય પેદા થાય છે. એટલે એક રીતે હીન સ્થિતિને બીજી રીતે થોડાકજણ પાસે સંપત્તિ, ને અધિકાર એ હોય છે, તે પ્રમાણે સૃષ્ટ ચમત્કારને લીધે ધર્મ ભોળીયાપણું ને ધર્મ ભોળીયાપણાથી જ્ઞાનની વહેંચણીમાં ન્યૂનાધિક્ય, ને તેથી એક રીતે ઘણા લોકાનું અજ્ઞાન, ને બીજી રીતે થોડક જણ પાસે ભંડાર એવાં કાર્ય થાય છે. ખેડુતોની હીન સ્થિતિ થઇ છે તેથી શાહુકારોને દોષ આપવો જેમ વ્યાજબી નથી, તે પ્રમાણે શુદ્રની હીન સ્થિતિ બદલ બીજી જાતિના લોકોને દોષ આપવો એ વ્યાજબી નથી. જે હીન સ્થિતિ થઇ હતી તેનો ફાયદો બીજી જાતના લોકોએ ને વિશેષે કરીને બ્રાહ્મણોએ લીધેલો છે; પણ આ ઉપરથી તેઓથી જાતિભેદ ને કારણીભૂત છે એવું કહેવાય નહી.

ઉપરની એકંદર હકીકત ઉપરથી આ દેશમાં સૃષ્ટ પદાર્થ વિષય સંબંધી કારણોનું જોર કેટલું બળવત્તર છે એ વાચકોના ધ્યાનમાં આવ્યું હશે. આ કારણોનું જોર સહેજ રીતે ઓછું

થાય એમ નથી, જે ઠેકાણે અહીંના જેવાં કારણો છે તે ઠેકાણે લોકોની સ્થિતિ કંગાલ દેખાય છે. આ ઉપરથી કેટલાક જણની એવી સમજ થશે કે, આ કારણોનું જોર ઓછું કરીને લોકોની સ્થિતિ સુધારી શકાશે નહી, એવું અમે કહીએ છીએ. લોકોની સ્થિતિ સુધરશે નહી એવો અમારો બીલકુલ મત નથી. હાલમાં જે શ્રમ ચાલેલો છે તે જો ચાલુ રહેશે તો સુધારણા થવીજ જોઈએ. એટલુંજ છે કે સુધારણા કરવાને જે અડચણો છે તે સામાન્ય નથી. ને જે કાળ લાગશે તે થોડો છે એમ નથી, એ વાત ધ્યાનમાં રાખવી જોઈએ.

યૂરોપમાંની સ્થિતિ વિષે વિચાર કરીએ તો, આપણને એવું જણાશે કે, સંપત્તિ અને અધિકારની વેંહચણીમાં જે ન્યૂનાધિક્યને લીધે રાજ્યનો પાયો કમજોર હોય છે, તે ન્યૂનાધિક્ય ઓછું કરી નાંખવા તરફ પ્રવૃત્તિ છે. ને યૂરોપમાં આપણે જે હાલ સુધારણાનું રૂપ જોઇએ છીએ તે સુધાં વિશેષે કરીને આજ કારણોને લીધે છે. યૂરોપખંડની સુધારણા જાણે હવે શિખરે જઇને પોહોંચેલી છે ને તેમાં હવે કાંઇ કરવાનું નથી એવું કહેવાનો અમારો હેતુ નથી; પણ સર્વ લોકોનો સમાવેશ થઇને જુદા જુદા લોકોને સુધારણા કરતાં ફાવશે. ને એથી સર્વેની સુધારણા હળવે હળવે થતી જશે, એ પ્રમાણે સામાજીક ને રાજકીય વ્યવસ્થા ચાલુ છે. હિંદુસ્તાનમાં જે સુધારણા થઇ તે અંશતઃ હતી. એટલે જુદા જુદા પ્રકારના લોકો વાસ કરતા હતા, તે પૈકી કેટલાંક વિશેષ પ્રકારના લોકોમાં માત્ર સુધારણા હતી. સાધારણ રીતે બાકીના એકંદર લોકો અજ્ઞાનાંધકારમાં ને દરિદ્રાવસ્થામાં ડુબેલા હતા.

સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોવડે હિંદુસ્તાનમાં કયાં કયાં કાર્ય થયાં, એ વિષે આપણે અત્યાર સુધી વિચાર કર્યો. એ ઉ-

પરથી આપણને બે મુખ્ય વાતો જણાય છે. તે પૈકી પહેલી એ કે, સોંઘા અનાજને લીધે મજુરીનો દર ઓછો થઇને શ્રમ કરનારા લોકોની સ્થિતિ દીવસે દીવસ નબળી થઇ ગઇ. તે એટલી કે, એક વરસે પાક થાય નહી તો તરત તેમને આસમાન ભણી જોવું પડે છે. સોંઘા ખોરાકને લીધે ગરજો પાર પડતી તેથી સુસ્તિ પેદા થઈને શિથિલાવસ્થા ઉત્પન્ન થઇ. એ સ્થિતિ કેટલી ફાયદાકારક છે એ વિષે વિચાર કરવો એ બહુ જરૂરનું છે. સોંઘા ખોરાકવડે એક રીતે મજુરીનો દર ઓછો થઇને ઘણા લોકોની ખરાબ હાલત થવી, ને બીજી રીતે સંપત્તિનો સંચય થોડાજ લોકો પાસે થઇને તેમની પાસે સામાજીક અને રાજકીય અધિકાર રહેવા, એ દેશને ફાયદાકારક હોતું નથી. મોટો જનસમૂહ ફક્ત અન્નાર્થિ થઇને થોડાક જણ દ્રવ્યવાન થવાથી અધિકાર થોડાના હાથમાં આવે છે. ને સહેજ સાજ એક રીતે મૂગે મોઢે સાંભળી લેવાની ટેવને બીજી રીતે જુલમનો પ્રકાર એવાં કાર્ય થાય છે. એ કાર્ય હિંદુસ્તાનના ઇતિહાસ ઉપરથી સારી પેઠે દેખાઇ આવે છે. થોડાજ લોકો પાસે જ્ઞાનનો સંગ્રહ હોઈને બાકીના લોકો અજ્ઞાની અને મૂર્ખ રેહેવા એ જેમ દેશને ફાયદાકારક નથી તેમજ ધનના સંબંધમાં એ સમજવાનું છે. જે પ્રમાણે દેશમાંના સર્વે લોકો વિદ્વાન થવાના નથી તેમજ બધા પૈસાવાળા થવાના નથી એ વાત ખરી છે. ફ્રેન્ચ કમ્યુનિસ્ટ કહે છે તે પ્રમાણે સર્વે જણ પાસે સરખુ ધન હોવું જોઇએ, એવું અમારૂં કહેવું નથી. પણ શ્રમ કરનારા લોકોને શ્રમનો ફાયદો મળવો જોઇએ. ને એવું થવા માંડે એટલે તેમની સ્થિતિ પ્રથમથીજ સુધરવાનો સંભવ છે. ને તેમને ઊંચુ માથુ કરતાં ફાવે છે. આ ઉપરથી દેશમાંના ભંડોળવાળાઓને દરિદ્રાવસ્થાને, શ્રમ કરનારા લોકોની સ્થિતિ સુ-

ધારવી, એવો અમારો મત નથી. ભંડોળવાળા તો કાયમ રહેવાજ જોઈએ. ને શ્રમ કરનારાઓને પણ વધારે ફળ મળીને તેમની સ્થિતિ સુધરવી જોઇએ. હવે એ સ્થિતિ સુધરવાને કયા ઉપાયોની યોજના કરવી જોઇએ, એ પ્રશ્ન જો કે બહુ મહત્વનો છે, તોપણ પ્રકૃત ગ્રંથમાં તે વિષે વિચાર કરી શકાય તેમ નથી.

બીજી એ વાત જણાઈ આવે છે કે, હિંદુસ્તાનની હવા દુર્બળતા લાવનારી છે. એવા પ્રકારની હવા હોય એટલે શરીર અને મનને ઉત્સાહ ઓછો હોય છે. એ આપણને અનુભવ ઉપરથી જાણીતું છે. બીજા સુધરેલા દેશમાંના લોકોની ને આપણી તુલના કરીને જોતાં આપણામાં જેટલા અશક્ત છે તેટલા કોઇપણ સુધરેલા દેશમાં હોવા અશક્ય છે.

હિંદુસ્તાનનો ઇતિહાસ અવલોકન કરીએ તો જણાય છે કે, એક પછી એક એવા જથાબંધ પરકીય લોકો આ દેશ ઉપર ચઢી આવ્યા, અરબ, પઠાણ, અને તાતાર લોકોએ વખતો વખત આ દેશ ઉપર સ્વારીઓ કરીને એને પાયમાલ કરી નાંખ્યો. તે વખતે તેમની જોડે લાંબી મુદત સુધી આપણે ટકી શકયા નથી. પ્રત્યેક જણે કેટલાક દિવસ સુધી સત્તા ચલાવી. પણ તેને હવાને લીધે દુર્બળતા આવતી ગઇ, ને તેથી તેને આખરે બીજા બળીયા લોકોને નમવું પડતું. એ પ્રમાણે એકના હાથે બીજાના હાથમાં દેશનું આધિપત્ય ગયું. આ દેશનું જે ઘણીપણું નાશ પામ્યું તે કેવળ હવાને લીધેજ ગયું એમ નથી. એના નાશ થવાને બીજાપણ કારણો હતાં. પણ હવાને લીધે જે દુર્બળતા આવતી હતી તે ઘણે દરજે ઉપરના નાશને મદત કરનારી હતી. જ્યાં સુધી એ સ્થિતિ કાયમ રહેશે ત્યાં સુધી ઉત્સાહ અને હિંમત આ દેશમાં ઓછાંજ રહેવાના. હજી

સુધી આપણને સુધારણાની અને તેથી દેશોન્નતીની કેટલી વાતો કરવાની છે? આ સર્વે વાતો શરીરમાં ને મનમાં હિંમત રહેશે તોજ થવાની છે. એ આપણે ધ્યાનમાં રાખવું જોઈએ. હવા સંબંધી જે અડચણ હોય છે, તે જે પ્રમાણે નૈસર્ગિક કારણોને લીધે હોય છે, તેજ પ્રમાણે તે કૃત્રિમ દોષથી પણ પેદા થાય છે. કેટલાક કારણો આપણે દૂર કરી શકવાના નથી; એ વાત જો કે ખરી છે તોપણ શાસ્ત્ર સંબંધી જે શોધ થયા છે, તેનાથી ઘણી ખરી સ્થિતિનો સુધારો થશે એ વાત નિર્વિવાદ છે. અમારૂં કહેવું કાલ્પનિક નથી. પચીસ વરસ પૂર્વેનું મુંબઈની હવાનું માન ને હાલનું માન એમાં કેટલું અંતર પડેલું છે; એ ધ્યાનમાં આણીને હળવે હળવે પ્રયત્ન જારી રાખીએ તો, માનવ કૃતિ વડે સ્વાભાવિક કારણોનું જોર ઓછું થાય છે કે નહી તે જણાશે. આપણી કૃતિનું ફળ કદાચ કેટલીકવાર આપણને મળશે નહી. પણ આટલાજ કારણ ઉપરથી ઉદ્યોગનો આરંભ ન કરવો એ સારૂં કહેવાય નહી. હવાને લીધે રાષ્ટ્રને જે દુર્બળતા આવેલી છે તે એક બે યુગમાં આવેલી નથી. તે આવતાને યુગના યુગ વીતી ગયા હશે. માટે એ દુર્બળતા કાલાંતરે નાશ થશે. પણ યત્ન કરીએ તો ઘણી નાશ થશે એમાં સંશય નથી.



# મિસર દેશ*.

આફ્રિકા ખંડ વિષે સ્થૂલ વિચાર કરતી વખતે અમે પૂર્વે કહ્યું છેજ કે, "આ ખંડમાં પ્રાચીન કાળે જે સુધારણા થઇ તે મિસર દેશમાં થઇ; ને એ દેશ વિષે પાછળથી વિચાર કરીશું." સૃષ્ટ પદાર્થ વિષયક નિયમો વડે હિંદમાં જેવાં કાર્ય ઉત્પન્ન થયાં તેવાં મિસરમાં થયાં કે નહી એ વિષે આપણે વિચાર કરીશું. જગત્‌ના પ્રાચીન ઇતિહાસમાં જે દેશની બહુ પ્રસિદ્ધિ છે તે દેશો પૈકી મિસર દેશ છે. જે પ્રમાણે પ્રાચીન કાળે ગ્રીસ, ઇટાલી, અને હિંદુસ્તાનનું પગલું સુધારણાની બાબતમાં આગળ હતું તે પ્રમાણે મિસર દેશની સુધારણા પણ પ્રસિદ્ધ હતી. હિંદુસ્તાનનો પ્રાચિન ઇતિહાસ જે પ્રમાણે અતિશયોક્તિ વડે ભરેલો દેખાય છે તેજ પ્રમાણે મિસર દેશની એ વાત છે. હિંદુસ્તાનનો ઇતિહાસ ઉપલબ્ધ થવાને જેટલા સાધનો છે, તેટલાં મિસર દેશ વિષે ન હોવાથી, હિંદુસ્તાન વિષે વિચાર કરવાને જેમ ફાવ્યું છે તે પ્રમાણે મિસર વિષે વિચાર કરી શકાશે નહી. તો એ હિરાડોટસાદિ મુસાફરોએ પોતે પ્રવાસ કરીને જે માહિતી મેળવેલી છે, ને બ્રૂસ, ડેનિસન, બેલઝોની, વગેરે આધુનિક પ્રવાશીઓએ, નીલ નદી, મિનારા વગેરે વિષે માહિતી મેળવીને જે ખબર પ્રસિદ્ધ કરેલી છે તે ઉપરથી મિસર દેશ વિષે વિચાર કરવાને આપણને ઝાઝી અડચણ પડશે નહી.

---

* ધર્મ શાસ્ત્રમાં મિઝ્રામનો દેશ એવું મિસર દેશનું નામ જડે છે. આ દેશમાં હામનો પુત્ર મિઝ્રાઈમના વંશજોએ વસાહત કરી. તે ઉપરથી આ નામ પડ્યું હશે. એવું કહે છે. અરબ લોકો આ દેશને મસ્ર ને તુર્ક લોકો મિસ્ર કહે છે; આ ઉપરથી મરાઠીમાં મિસર એ નામ પડ્યું છે.

મિનિસ એ મિસર દેશનો પહેલો રાજા હતો. એવું ત્યાંના લોકો કહે છે. મોટા જલ પ્રલય પછી ૩૩૦ વરસ પછી એ રાજા રાજ્ય કરવા લાગ્યો. જે વખતે જ્યૂ લોકો ધન સંચય કરવાના આરંભમાં હતા, જે વખતે ઇરાનના મેદાનમાં ભરવાડો ઘેટાં ચારતા હતા. તે વખતે મિસર દેશમાં લોકો ખેતી કરીને ચઢતી કળાએ આવવા લગ્યા હતા. તેઓ ખેતી ઉપર ગુજરાન ચલાવીને આસપાસના મૂલકમાંના લોકોને અનાજ પુરૂં પાડતા હતા. યૂરોપીયન સુધારણાના મુખ્ય સ્થાનકો જે ગ્રીસ, અને ઇટાલી એ જ્યારે જંગલી હાલતમાં હતાં, ત્યારે મિસરમાં સુધારણા થઇને કળા કુશળતાના કામો જોવામાં આવતા હતા. જે ગ્રીસદેશ વિશેષે કરીને યૂરોપખંડને ગુરૂસ્થાને હતો તે ગ્રીસને મિસરદેશમાંથી ઉપયુગ્ત કળા અને શાસ્ત્રોનું જ્ઞાન પ્રાપ્ત થયું. ગ્રીક અને રોમન લોકોએ જોકે મિસરને કળા કુશળતાની બાબતમાં હઠાવ્યો, ને યૂરોપની હાલની સુધારણા મિસરની પ્રાચ્ય સુધારણા કરતાં એ જો કે બહુજ વધારે છે, તો પણ મિસર દેશ સુધરેલો હતો ને ત્યાંની સુધારણા આર્ય સુધારણા શિવાય પ્રાચીન* હતી. એ વાતો નિર્વિવાદ છે. અંધારી રાતે જેમ તારાનો પ્રકાશ પડે છે, તે પ્રમાણે આફ્રિકા ખંડમાં ચોતરફ અજ્ઞાનરૂપી અંધકાર ફેલાએલો હતો; ત્યારે મિસર દેશમાં સંપત્તિ વૈભવ ને જ્ઞાનનો પ્રકાશ ઝળકવા માંડયો હતો. એ પ્રકાશ જોઈને આજુબાજુના રાજાઓને એ દેશ જીતી લેવાની ઈચ્છા ઉત્પન્ન થવા લાગી. આ દેશ ઉપર સાયરસના છોકરા કંબાયસેસે સ્વારી કરીને તે ઇરાનમાં દાખલ કરી દીધો. ત્યારથી એ દેશ જે પરદેશીય લોકોના હાથમાં ગયો તે અદ્યાપિ તેવોજ પરતંત્ર છે. તેની સ્વતંત્રતા હાલની સ્થિતિ ઉપરથી

* હંબોલ્ટસ કાસમાસ ભા. ૨ પૃ. ૫૩૭-૫૩૮.

નષ્ટ થઈ ગઇ એમ કહીશું તો કાંઇ હરકત નથી. ઇરાની લોકોને એ દેશ જીતી લેતાં કાંઈ પ્રયાસ પડ્યા નથી; પણ આ દેશનું ધણીપણું તેમના હાથમાં ફક્ત ૧૯૩ વરસ સુધી રહ્યું. જુવાન સિકંદર બાદશાહે ઈરાની લોકોને જીતીને મિસરદેશ કબજે કરી લીધો. પણ સિકંદર બાદશાહે સ્વપરાક્રમવડે જે મોટી રાજ્યરૂપી ઇમારત ચણી હતી તે, તેના મરણ પછી ભાંગી પડી. ને મિસરદેશ એ તેનો સેનાપતિ જે ટાલમી તેને મળ્યો. ટાલમી અને તેની પછીથી જે રાજ્યકર્તાઓ થયા તેમની કારકીર્દિમાં એટલે આસરે ત્રણસો વર્ષ સુધી મિસરમાં શાસ્ત્ર અને વ્યાપારનો ઉત્કર્ષ થઈને લોકોને પાછું પૂર્વ દિવસોનું સ્મરણ આવ્યું. ટાલમી* ફિલાડેલ્ફસની કારકીર્દિમાં આલેકઝાંડ્રિયા શહેર જગતમાં વેપારનું મોટું બંદર થયું. ટાલમીની કારકીર્દિમાં સાર્યારિનીને રસ્તે થઈને આફ્રિકાના મધ્ય ભાગમાં ઉંટની સહાયતાવડે વેપાર ચાલુ થયો. ખંભાતના અખાતથી કેપ કન્યાકુમારી સુધી જે હિંદુસ્તાનનો પશ્ચિમ તરફનો પ્રદેશ, તેની સાથે મિસરનો વેપાર ચાલતો હતો. એવી સ્થિતિમાં એ દેશ છતાં એ વિષે બળીયા રોમન લોકોનો લોભ જાગૃત થઇને તેઓએ એ દેશ જીત્યો. આપણા બહોળા રાજ્યમાં સામેલ કરી દીધો. એ દેશ રોમન† રાજ્યમાં પણ સામેલ થયા પછી સંપત્તીવાળો હતો. ને સીઝરની કારકીર્દિમાં રોમન લોકોની જે મોજમજા ચાલતી હતી તે સંબંધીનો પૂર્ણ ઉપભોગ લેવાનું સ્થાન આલેકઝાંડ્રિયા હતું. જો એવી રીતે એક પછી એક ઉથલ પાથલ થતું હતું તોપણ મિસર દેશની ભવિતવ્યતા નિશ્ચિત થઇ નહોતી. આફ્રિકા ખંડમાંના આ નંદનવનનો ઉપભોગ મળવાને માટે

° રોમ અને બાયઝાનશિયમને ૬૬૬ વર્ષ સુધી મિસર દેશજ ખોરાક પૂરો પાડતો હતો.

આફ્રિકા ખંડમાંના ઉજ્જડ રેતીના મેદાનમાં તૈયારી ચાલેલી હતી. જે વખતે મુસલમાનો મહમદી ધર્મનો પ્રસાર કરવા માટે ચો તરફ ફેલાયા. તે વખતે સરાસીન લોકોની પ્રથમ સવારી મિસર ઉપર થઈ. જો કે આ લોકોએ એ દેશ પ્રથમ પાયમાલ કરી નાંખ્યો તોએ પાછળથી તે ચઢતી કળાએ આવવા લાગ્યો હતો. કેટલાક* વખત પછી આ દેશનું ધનીપણું મામલૂકી† તરફ હતું. પણ ઘણો વખત વીત્યા પછી

* ઈ. સ. ૮૮૭ માં ખળિફાનું સ્વામિત્વ નષ્ટ થયું. ને તેમનાજ જાતિસરી ટર્કોમન જેઓને તેઓએ મદદે બોલાવેલા હતા, તેઓ રાજ્ય કરવા લાગ્યા. ટાલોનાયકી, ફત્તેમાઈટ, ને ઐકીબાઈ વંશના પુરૂષોએ અનુક્રમે ઈ. સ. ૧૨૫૦ સુધી રાજ્ય કર્યું.

† મામલૂક એ મિસર દેશમાંના ટર્કોમન સુલતાનના ગુલામ-હતા. એ પૈકી બાસરાઈક મામલૂક એઓ એ ઈ. સ. ૧૩૮૨ સુધી રાજ્ય કર્યું. સર્કેશિયન અથવા બોર્જાઇટ મામલૂક એઓ એ ઘણા વર્ષ સુધી પછીથી રાજ્ય કર્યું. તુર્કસ્તાનનો બાદશાહ બીજા સેલિમે મિસર દેશ કબજે કરીને એક સત્તાક પ્રકાર કાઢી નાંખીને ૨૪ સરદારોને રાજ્ય કરવાની પરવાનગી આપી. મામલૂક એ જ્યોર્જીઆના અને સર્કેશિયામાંના ગુલામ હતા. ફત્તેમાઈટ ખલિફાની કારકીર્દિમાં તેઓને શસ્ત્રો આપીને શીપાઇ બનાવવામાં આવ્યા હતા. તેઓને લશ્કરી અધીકાર પ્રાપ્ત થયા પછી તેઓ પોતાના જજમાન ઉપર તૂટી પડયા. તેઓએ તેમની કતલ કરી નાંખીને કેટલાકને હાંકી કાઢયા-પોતેજ જજમાન થઈને બેઠા આપણું વૈભવ આપણા પુત્રને પ્રાપ્ત થાય તો સારૂ એવી માણસ જાતને ઈચ્છા હોય છે પરંતુ મામલૂક કે રાજકીય અધિકાર પોતાના પુત્રને સોંપ્યો નહી. બીજા જે પૂર્વોકતપ્રાંતમાંથી પોતાના જેવા જે લોકો ગુલામ કરીને આણેલા હતા તેમને તે આપ્યો. ગુલામ થઈને આવવું એ ભૂષણ થાય છે. તથા હોદ્દાની અને માનવાળી જગ્યા મળવાને ગુલામગિરીનો ગુણ પોતામાં હોય તો સારૂ, એવી એ જંગલી લોકોની સમજણ હતી. તુર્કસ્તાનના બાદશાહાએ મામલૂકોનો નાશ કરવાનો નિશ્ચય કર્યો; ને તેમના

તુર્કસ્તાન સરકારે મામલૂકની સત્તાનો અંત આણ્યો. જે વખતે યૂરોપમાં રાજ્ય ક્રાંતિની ઝોળો ચોતરફ ફેલાવા માંડી, તે વખતે ફ્રેંચ લોકોએ મિસર દેશ કબજે કરીને,* મામલૂક સરદારોની સત્તાનો સમૂળ નાશ કર્યો, પણ એ દેશ ફરીથી અંગ્રેજોની મદતથી તુર્કસ્તાન સરકારના કબજામાં આવ્યો. હાલમાં આ દેશ ઉપર તુર્કસ્તાન સરકારનો પ્રતિનિધિ અમલ ચલાવે છે. એને ખેદીવ કરીને કહે છે. એ ઘણે દરજ્જે સ્વતંત્ર છે. મિસર દેશ ઉપર યૂરોપમાંના સુધરેલા દેશોની આંખ છે. ને માંહેમાંહે એ સંબંધી ખટપટો થયા કરે છેજ. હાલમાં એ દેશમાં અંગ્રેજોનું વધારે વજન છે. ફ્રેંચ લોકોને એ વાત સહન થઈ શકતી નથી, પણ તેઓ પોતેજ* કાળજીમાં હોવાથી તેમનું કાંઇ ચાલતું નથી. ખેદીવને કરજ બહુ છે. મિસરદેશમાં અજ્ઞાન બહુ છે અને તેની સ્થિતિ ઠીક દેખાતી નથી.

ઉપર જે અમે મિસરદેશની રાજકીય હકીકત કહી છે તે ઉપરથી આ દેશમાં કાંઇપણ અર્થ હોવો જોઈએ એવું વાંચકોના ધ્યાનમાં આવ્યું હશે. જો મિસરદેશ ઉપર પ્રાચીનકાળથી એક ઉપર એક પરદેશસ્થો ટૂટી પડે છે, ને તેઓ ધણી થાય છે, તો ત્યાં કાંઇપણ ઉપભોગ્ય વાત હશે ને અસલી લોકોની હીન

---

મુખ્ય સરદારોને મેજવાનીમાં બોલાવીને ઘણાખરાને કત્તલ કરી નાંખ્યા. કેટલાક સરદાર નાશી ગયા. મામલૂકો મિસર દેશ છોડીને જંગલોમાં જઈ રહ્યા.

* ફ્રેંચ લોકોએ મિસરદેશ ઈ. સ. ૧૭૯૮ માં કબજે કર્યો, એથી યૂરોપમાંના લોકોને લાગ્યું કે, મિસરદેશમાં રહેઠાણ થઈને સુધારણા થશે, પણ ફ્રેંચોએ મિસરદેશ સુધારો કરવાને માટે કબજે કર્યો ન હોતો પણ વૈભવ વધારવાને માટે કબજે કર્યો હતો. તે વખતે અંગ્રેજો અને ફ્રેંચોમાં વેર હોવાથી, અંગ્રેજોએ તુર્કસ્તાન સરકારને મદત કરીને, ઈ. સ. ૧૮૦૧ માં ફ્રેંચોને હાંકી કાઢયા.

સ્થિતિ હશે એવું સહેજ અનુમાન થાય છે. હવે મિસરદેશમાં ધન સંચય થઇને સુધારણા થવાને ને સાધારણ લોકોની ખરાબ સ્થિતિ થવાને, સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમો કેટલે દરજ્જે સહાય-કારી હતા તેનો વિચાર કરવો જોઇએ.

હિંદુસ્તાનમાં જે સુધારણા થઈ તેનું મુખ્ય કારણ જમી-નની ફળદ્રુપતા છે, એવું અમે પાછળ કહી ગયા છીએ. તેજ પ્રમાણે મિસર દેશમાં જે સુધારણા થઇ હતી તેનું કારણ પણ ત્યાંની ફળદ્રુપતાજ છે આ ફળદ્રુપતાનું કારણ નીલ* નદી છે. હિંદુસ્તાનમાં વરસાદથી પાક થાય છે. પણ જેમ આ દેશમાં વરસાદ દર વરસે વરસે છે, તે પ્રમાણે મિસરમાં વરસતો નથી એકાદ વર્ષે વરસે તો વરસે. જે પ્રમાણે આપણા ખેડુતોને વરસાદ ઉપર આધાર રાખીને રહેવું પડે છે, તે પ્રમાણે મિસર દેશમાંના ખેડુતો નીલ નદી ઉપર આધાર રાખીને રહે છે.* જે પ્રમાણે આપણી ગંગા તે પ્રમાણે મિસરદેશસ્થોની નીલ નદી છે. નીલ નદીના પાણીથી જે પ્રદેશ ભીનો થએલો છે, તે સર્વ ફળદ્રુપ છે. જો વિશેષે કરીને મુખ પાસેનો પ્રદેશ જેને ચીપીઆમાંનો પ્રદેશ કહે છે, તે તો બહુ પકવાળો† છે.

* ટેલરકૃત પ્રાચીન ઈતિહાસ પૃ. ૭ નીલ, વ્હોલ્ગા, નાયજર, આરિનોકો અને વ્હાઇન, એ સમુદ્રને ઘણા મુખવડે મળે છે. નીલ, ગંગા, સિંધુ અને મિસિસિપી, આ નદીઓને દર વરસે પૂર આવે છે. વરસાદની ઋતુમાં જે વરસાદ થાય છે તેથી ને જે પર્વતથી એ નદીઓ નીકળે છે તે પર્વત ઉપરનું બરફ પીગળીને એ પૂર આવે છે. એ પૂર કોઈ કોઈ વાર ભયંકર હોય છે. ગંગા નદીને ૧૮૨૨ માં પૂર આવ્યો હતો. તેથી છ લાખ લોકો મરણ પામ્યા ને કેટ-લાક ગામડા તણાયાં. આ પૂરનો પણ ઉપયોગ છે કારણ એની સાથે જે કાદવ કીચડ આવે છે તેની નવી જમીન થાય છે.

† વંડર્સ ઓફ ધી વર્લ્ડ (જગત્માંના ચમત્કાર) પૃ. ૧૦૧ નીલ

આખા મેદાનમાં ઉત્તમ પાક નીપજે છે, ને ખજુર તથા નારિંગીનાં ઝાડ બહુ દેખાય છે. ચોતરફ લીલું છમ મેદાન જોઇને મનને અનંદ અને આશ્ચર્ય થાય છે. એ પ્રદેશ આ નદીની પ્રસાદીજ છે. એવું સમજવું જોઈએ. કારણ એ પ્રદેશ ઉત્તરોત્તર કાદવ અને રેતી મળીને બને છે. મિસરદેશની ફળદ્રુપતા વિષે હિરૉડૉટસ કહે છે કે, અહીંની* જમીન કાળી છે. હાલ પણ એજ પ્રમાણે† સ્થિતિ છે. પાક ઉત્પન્ન કરવાને માટે લોકોનૈ કેટલી મહેનત લેવી પડતી હતી, તે નીચે આપેલા અવતરણ ઉપરથી જણાશે. "મિસર દેશમાંના લોકોને ખરેખર માનવી જાતના બાકીના લોકો કરતાં ઓછા શ્રમ કરીને જમીનમાંથી ફળ મેળવે છે. કારણ, માટીના ચોસલાં ભાંગી નાંખવાને માટે હળવડે તેમને મહેનત કરવી પડતી નથી. કિંવા બીજા લોકો જે પ્રમાણે ખેત-

---

નદીના પાણી સાથે જે કાદવ કીચડ વહીને આવે છે તેનું પૃથકકરણ કરી જોતાં તેમાં $\frac{1}{2}$ માટી, $\frac{1}{4}$ કયારબાનેટ આફ લાઈમ, ને બાકી ઉદક–આકસાઈડ ઓફ આયરન ને કયારબાનેટ ઓફ લાઈમ એ દ્રવ્ય છે.

જે પ્રમાણે નીલ નદીના મુખ પાસેના ચીપીઆમાંનો પ્રદેશ બહુ પ્રસિદ્ધ છે તે પ્રમાણે હિંદુસ્તાનમાં ગંગા નદીના મુખ પાસેના ચીપીઆમાંનો પ્રદેશ પ્રસિદ્ધ છે.

* હિરાડોટસકૃત મિસરદેશના ઈતિહાસનું આર્નોલ્ડ સાહેબે કરેલું ભાષાંતર પૃ, ૬

હિરાડોટસ એ ગ્રીક લોકોમાં મોટો નામાંકિત ઈતિહાસકાર થઈ ગયો. તેણે "પર્શનવાર (ઇરાની લોકોની સાથે લડાઈ) એ નામનો ઈતિહાસ લખેલો છે. ગ્રીક લોકમાંનો બીજો પ્રસિદ્ધ ઈતિહાસકાર થુસિડડ્યડિસએ હતો, એણે પેલો પોનીશનવાર (ગ્રીક્રીસ દેશની દક્ષિણ તરફના લોકો જોડે અથેનિયનોનું યુદ્ધ) એ નામનો ઇતિહાસ લખ્યો છે,

† પ્રોમેસિવ જીઆગ્રફી (ભૂગોલ) ભા. ૨ પૃ. ૪૯૮

રમાં કામ કરે છે, તે પ્રમાણે તેઓ ખેતરમાં કામ કરતા નથી. પણ જે વખતે નદીને પૂર આવીને સ્વાભાવિક રીતે ખેતરો ભીનાં થઇ જાય છે, ને જ્યારે પાણી ઓછું થઈ જાય છે, તે વખતે પ્રત્યેક માણસ પોતાના ખેતરમાં અનાજ વાવે છે, ને તે ભૂંડો તરફથી દબાવે છે; પછી પાકની રાહ જુએ છે. એ પછી થએલો પાક ભૂંડો પાસેથીજ મસળીને દાણાં સંઘરી* દે છે.

એ સ્થિતિ ફકત પ્રાચીન કાળેજ હતી એમ નહી હાલ પણ ત્યાં થોડાજ† શ્રમ વડે પાક નીપજે છે. બે મહિનામાં પ્રત્યેક જાતનો પાક તૈયાર થાય છે.

હાલની સ્થિતિ વિષે વિચાર કરતાં એવું જણાઇ આવે છે કે, નદીના પાણીની ભિનાશ ઘણી મળે એટલે ઉષ્ણ હવા વડે પાક સારો થાય છે. નીલ નદીના પાણી વડે જે જમીન ભીની થયેલી છે, તેને ખેડવાની વગેરે જરૂર પડતી નથી. ભિનાશથી જમીન નરમ થાય છે તેથી અને નદીમાંના કાદવ કીચડથી જમીનને ઉત્તમ દ્રવ્યો મળે છે તેથી અનાજ વાવતાં પહેલાં જરા માટી આમ તેમ ફેરવી નાંખે છે એટલે કામ‡ થાય છે. સમશીતોષ્ણ અને ઉષ્ણકટીબંધમાં જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે ઘણા ખરા અહીં ઉત્પન્ન થાય છે. ચોખા અને બીજું અનાજ ઘણું થાય છે§ ઘઊં અને અળશી મિસરમાં ઘણા વિભાગમાં થાય છે. ફેરોએ પોતાના સ્વમમાં જે ઘઊંની એક જાતિ જોઇ હતી, તે જાતનો ઘઊં અદ્યાપિ જોવામાં આવે છે. તેના એક એક છોડવાને સાત સાત

* હિરાડોટસ કૃત મિસર દેશનો ઈતિહાસ.

† વંડર્સ ઑફ ધી વર્લ્ડ પૃ. ૧૦૨

‡ પ્રોવિંસિવ જીઆગ્રફી ભા. ૧ પૃ. ૪૯૯

§ ઉત્તમ ઘઊં મિસરમાંના ઉપલા ભાગમાં માગાણામાં થાયછે.

કણુસલાં આવે છે. આ ઉપરથી અહિંની ફળદ્રુપતા વિષે સહેજ અનુમાન થશે. પરંતુ જે અર્થે પાક હાથમાં આવીને સસ્તાઇ રહેવી એ નદીના પાણી ઉપર આધાર રાખીને હોય છે, અને નદીને દર વરસે સરખુંજ પાણી આવતું નથી તેથી હિંદુસ્તાનમાં જેવી રીતે વારંવાર દુષ્કાળ પડવાનો ભય હોય છે. તે પ્રમાણે આ દેશમાંએ એ ભય હોય છે. કેરોની આસપાસ નીલ નદીને ૨૨ ફીટ કરતાં જે પ્રમાણથી ઓછું પાણી હોય છે તે. પ્રમાણે ઓછો પાક નીપજે છે. ૨૨ ફીટ પાણી હોય એટલે સારો પાક ઉતરે છે એવી આશા હોય છે. પણ ૨૮ ફીટ કરતાં વધારે પાણી ચઢે એટલે દુષ્કાળનું ભય હોય છે; કારણ પાણી ઓછું થવાને કેટલાક દીવસની રાહ જોવી પડે છે. તે જલદી ઓછું થાય નહિ તો અનાજ વાવતાં હરકત આવે છે.

અમે જે આ વિચારો કહ્યા તે બધા અનાજ સંબંધી છે. પણ અહીંના લોકોનું નિર્વાહનું સાધન ફક્ત અનાજ છે એમ નથી. ઘણા લોકોનું ભોજ્ય ખારેકો છે. ખરેકોનાં ઝાડ મિસર દેશમાં પોતાની મેળે ઉગી નીકળે* છે. એવું કહે છે કે અહીં ખારે-કો એટલી થાય છે કે, તે ઉપર માણસોનું ગુજરાન થઈને તે

* ઉત્તર આફ્રિકાના અને અરબસ્તાનના ઉજડ મેદાનમાં લોકોને જે પ્રમાણે ઉંટોની જરૂર હોય છે તે પ્રમાણે ખારેકોનીએ અવશ્યકતા હોય છે. ખારેકોનાં ઝાડ ઉત્તર અક્ષાંશના ૧૨—૩૭ અંશમાં સારાં ઉછેરે છે. જીઓના, સ્પેન, ફ્રાન્સ આ દેશોમાં આ ઝાડ રોપવામાં આવ્યા છે. ખ્રિસ્તી ધર્મ શાસ્ત્રમાં અને કુરાનમાં શત્રુ એ સુધાં ખારેકોના ઝાડ ઉપર કોહાડી મારવી નહી, એવી મનાઈ છે. મહમુદનું ભોજન ખારેકો હતી. એ ઝાડ સુકી અને ઉ-જડ જગાએ થાય છે, પણ જે નદી કાંઠે હોય છે તે સારાં હોય છે. ખારેકોની ૧૩૯ જાતિ જોવામાં છે. ને તે પૈકી ૬૦ થી ૭૦ સુધી અરબસ્તાનમાં દેખાય છે.

ઉંટને પણ ખવરાવવામાં આવે છે. ચોખામાં જેટલું પુષ્ટિ કારકપણું છે તેટલું અથવા તેથી પણ વધારે ખારેકોમાં છે. ખારેકોનાં ઝાડ ૨૦૦ વર્ષ સુધી રહે છે. એ ઝાડ ઉષ્ણ દેશમાં સારા ઉછરે છે. સારાં ઉછરેલાં ઝાડ ઉપરથી ૫૬ પૈંડ ખારેકો ઉતરે છે. જે પ્રમાણે આયરિશ લોકોમાં બટાકા ઉપર નિર્વાહ ચાલે છે તે પ્રમાણે મિસરમાં ખારેકો ઉપર નિર્વાહ થાય છે. જે પ્રમાણે ગંગાના પ્રદેશમાં થોડા શ્રમથી ચોખા પેદા થાય છે. તે પ્રમાણે મિસર દેશમાંના લોકોને ખારેકો થોડા શ્રમથી પ્રાપ્ત થાય છે. મિસરમાં પ્રથમ જે પ્રદેશમાં સુધારણા થઇ તે સયદ નામના પ્રદેશમાં થઇ. એ પ્રદેશ ઘણો રસાળ છે આ પ્રદેશમાં ઉપજીવનનું એક સાધન છે તે, ચોખા કિંવા ખારેકો કરતાં એ વિપુળ છે. એ ધૌરા* એ નામથી પ્રસિદ્ધ છે. આ શિવાય હિરા ડૉટસે અહીંની ભેજવાળી જમીનમાં રહેનારા લોકોનું નિર્વાહનું એક સાધન જોયું. તે એવું કે, જે વખતે નદીને પાણી આવે છે ને આખું મેદાન સમુદ્ર પ્રમાણે દેખાય છે તે વખતે પાણીમાં ઘણા કમળો પેદા થાય છે. લોકો એ કમળોના ફૂલ તોડીને તે તડકામાં સુકવે છે. એમાં જે એક પદાર્થ હોય છે તે કાઢી લેઇને તેને ખાંડે છે; ને તેના પાવ બનાવીને ખાય છે. એ કમળોના કંદ ખાવા જેવા હોય છે. ને તે બહુ મીઠા હોય છે. તે ગોળ સીતાફળ જેવડાં હોય છે

શાકપાન,† ફળો, અથવા નદીમાંના માછલાં એ ગુજ-

* લોકો ધૌરાના દાણા મકાઈ પ્રમાણે શેકીને ખાય છે. ને એના છોડ શેરડીના સાંઠા પ્રમાણે ખાય છે. પાના ઢોરને ઉપયોગી પડે છે. ને દાણા દળીને લોકો તેના લોટના રોટલા કરે છે.

† જે વખતે મુસલમાનોએ મિસર ઉપર સ્વારી કરી તે વખતે આલેકઝાંડ્રિયા શહેરમાં ૪૦૦૦ લોકો શાકભાજી અને ફળો વેચનારા હતા.

રાનના સાધનો કોરે મુકીશું તો એ, ઉપર કહેલી હકીકત ઉપ-રથી મિસર દેશમાંના લોકોને ગુજરાનના પદાર્થ કેટલા સ્વલ્પ આયાસવડે પ્રાપ્ત થાય છે, એ વિષે સહેજ કલ્પના થશે. પૂર્વે કહ્યા પ્રમાણે ઉપજીવનનું સાધન સારૂં હોવાથી શું કાર્ય થયું છે તે કહેતા પહેલાં અહીંની હવાનું કેવું માન છે તે વિષે આપણે વિચાર કરીશું.

મિસર દેશ એ વિંધ્યાદ્રિની ઉત્તરનો જે હિંદુસ્તાનનો ભાગ આવેલો છે તેની જોડે સાધારણ રીતે સમાંતર થાય છે. ત્યારે ઉત્તર હિંદુસ્તાનમાં જે હવાનું સાધારણ માન તેજ મિસર દેશમાં હોવું જોઈએ પણ હિંદુસ્તાનના આ પ્રદેશમાં સિંધુ, ગંગા યમુના, ગોગ્રા, ગોમતી, બ્રહ્મપુત્રા વગેરે નદીઓના પાણીવડે ને એવાજ પ્રકારના નૈસર્ગિક કારણોવડે હવાની પ્રખરતા ઓછી થએલી છે; પણ મિસર દેશની એવી સ્થિતિ નથી. અ-હીંની હવા ઉષ્ણ છે, ને આ ઠેકાણે વરસાદથી* પેદા થતી ઠંડક ઝાઝી નથી. કેરો મધ્યે વરસમાં ચાર પાંચ વરસાદ વરસે છે. મિસરની ઉપલાણે એક બે વરસાદ પડે છે. સમુદ્ર કિનારે માત્ર વખતો વખત વરસાદ વરસે છે. જે ભીનાશ મળે છે તે નીલ નદીની નહેરો† વડે અને તળાવો‡ વડે મળે છે.

---

* મિસરમાંના ખેડુતો વરસાદ વરસે તો તેથી ઝાઝું સુખ માનતા નથી; કારણ વરસાદ વરસે તો તે વડે અસંખ્ય છોડવા ઉગે છે ને તેથી અનાજને હરકત પોહોંચે છે.

† મિસરમાં જે નહેરો છે તેમાં જોજેફની નહેર અથવા કલિદેમેન પણ કહે છે તે મોટી છે. તેની લંબાઈ ૧૧૦ માઇલ અને પહોળાઈ ૫૦ થી ૩૦૦ ફીટ સુધીની છે.

‡ મોરીસ અથવા જેને હાલમાં બર્કેટ એલકરૂન કરીને કહે છે એ સરોવર. મારિઓટિસ, આબુકર, એટકો, અને મેંઝલે એ મિસરમાંના મુખ્ય સરોવરો છે. એ પૈકી મારીઓટીસ એ કેટ-

ઉષ્ણતા માપક યંત્રમાં પારો ઘણું કરીને ૧૦૦ અંશ ઉપર હોય છે. મિસરની નજીકમાંજ અરબસ્તાન હોવાથી ત્યાંના રેતીનાં મેદાન ઉપર થઇને જે વસંતનો ઉનો પવન વહે છે, તેથી પણ ઘણો ત્રાસ થાય છે. એને મિસરમાં ખમસિન કરીને કહે છે. એ પવન લાંબો વખત સૂધી રહે તો, કેટલીક વખતે પ્રાણહાનિ* થાય છે. નીલ નદીની બન્ને બાજુએ પર્વતની જે હારો સમુદ્ર સૂધી ગએલી છે તેથી જો કે આસપાસના ઉષ્ણ પ્રદેશ ઉપર થઈને આવનારા પવનનો કાંઈક અટકાવ થાય છે તોપણ એ ડુંગરા ઉંચા ન હોવાને લીધે એ વાદળને આકર્ષણ કરી લેતા નથી. એ કારણથી, તુષાર જમા થઇને અને વાતાવરણમાં ભીનાશ ઉત્પન્ન થઇને આ પર્વતોથી સૂર્ય કીરણોની પ્રખરતાનું જોઈએ તેવું નિવારણ થતું નથી. મિસરમાંના ડુંગરા ઉંચા ન હોવાથી ઉનાળામાં ભૂમધ્ય સમુદ્રની જે વરાળ થાય છે, તે આ ડુંગરોની આસપાસ એકઠી ન થતાં, મધ્ય આફ્રિકામાંના પર્વતોની આસપાસ એકઠી થઈને ત્યાં વરસાદ વરસે છે. ને નીલ નદીનો પ્રવાહ ઉત્પન્ન થાય છે. જ્યાં સૂધી નીલ નદીના પાણીની ભિનાશ જમીનને ઘણી મળે છે, ત્યાં સૂધી સ્થિતિ સારી હોય છે. પણ

---

લાક વર્ષ સૂધી સુકું હતું પણ ઇ. સ. ૧૮૦૧ થી સમુદ્રનું પાણી અંદર આવવા માંડીને તે અસલ પ્રમાણે પાછું સરોવર બન્યું છે આબુકર સરોવર પણ ૨૦૦ વર્ષ સૂધી સુકુ પડેલું હતું. ઈ. સ. ૧૭૭૮ માં સમુદ્રના પાણીથી બાજુની ભીંત પડીને અંદર પાણી આવ્યું છે.

* સાયમૂમ અથવા ખમસીન જે વખતે શરૂ થાય છે, તે વખતે વાતાવરણનો રંગ કંઈક જાંબુઓ થાય છે, દાહક ઉષ્ણતા સર્વત્ર શરૂ થાય છે; રેતી અને નાના પથરા ઉપર ઉછળે છે. પથરા નીચે પડીને તેના કકડા બને છે. ને રેતી ઘરમાં પેસે છે. મિસર દેશમાં કોગળીયું શરૂ થવાનો એજ વખત હોય છે.

ભેજ ઓછી થાય કે તરત સૂર્ય કિરણોવડે જમીન ઉની થઈ જઇને સુકા પવનવડે છેક સૂકી થઈ જાય છે.

જેવી રીતે જમીન ફળદ્રુપ હોવાથી, હિંદુસ્તાનમાં ધનનો સંગ્રહ કરતા ફાવીને સુધારણા થતી ગઈ, તે પ્રમાણે મિસરમાં ધનનો સંગ્રહ જલદીથી થતો જઇને સુધારણા થવા લાગી. ઉષ્ણ હવાને લીધે હિંદુસ્તાનને જે નિયમો લાગુ પડે છે તેજ મિસરને પણ લાગુ પડે છે; ને આ કારણથી બન્ને દેશોમાં કેટલીક વાતોમાં સરખાં કાર્ય બની આવ્યાં. જે પ્રમાણે હિંદમાં વિપુળ અને સોંઘા અનાજ વડે લોક સંખ્યા વધતી ગઇ તેજ પ્રમાણે મિસરમાં પણ તે વધતી ગઇ. આફ્રિકા ખંડમાં એ બીજા પ્રદેશમાં ઉષ્ણતા વધારે હતી પણ ત્યાંની જમીન ફળદ્રુપ ન હોવાથી લોક સંખ્યામાં વધારો થયો નથી. જમીનની રસાળતા ને લીધે મિસરમાંના લોકોને ઉપજીવનનું સાધન સહેલું થઈ પડેલું હતું. શિવાય ઉષ્ણ હવાના સંબંધથી ઓછા ખોરાકમાં કામ પુરૂ પડતું હતું. કપડા લતાનો ખર્ચ પણ શીતકટી બંધમાંના લોકો કરતાં ઓછું બેસતું. ને તેથી લોક સંખ્યામાં વધારો થતો ગયો. એવી લોક સંખ્યા આફ્રિકામાં તો ન હોતીજ; પણ પ્રાચીન કાળે જે સુધરેલા દેશ હતા તેમાં પણ ન હોતી એવું ડાયોડોરસ સાયક્યૂલસનું કહેવું છે. પ્રસિદ્ધ ઇતિહાસકાર હિરૉડોટસ એ મિસર વિષે એવું કહે છે કે "અમાસિસ* રાજા રાજ્ય કરતો હતો ત્યારે ઈસ૦

* કુંબાયસેસે મિસર જીત્યો તે પૂર્વે અમાસિસ રાજ્ય કરતો હતો. એ રાજાએ એવો કાયદો કર્યો હતો કે, પ્રત્યેક માણસે પોતે શા ઉપર ગુજરાન ચલાવે છે તે પોતાના પ્રાંતના મુખ્યને વરસમાં એકવાર કહી જવું. એમાં જો કોઈ ચૂકે અથવા દગલબાજી કરે તો તેને મરણની સજા મળતી હતી. એજ નિયમ સોલને એથન્સમાં શરૂ કર્યો હતો.

પૂર્વે ૧૮૨૫ માં મિસર દેશ ચઢતી કળામાં જઇ પોહોંચેલો હતો. નદીમાં હમેશાં પાણી આવતું હતું. ખેડુતોને જમીનથી સારૂં ફળ મળતું; ને દેશમાં નગરો ઘણાં હતાં." મિસરમાં પ્રાચિન કાળે લોક સંખ્યા કેટલી હતી, એ સમજવાને જોકે પુરતું સાધન નથી તોપણ અહીં લોક સંખ્યાઘણી હતી એ વિષે કાંઈ વાદ નથી. તે વખતે સુધરેલા કોઇ પણ રાષ્ટ્રમાં એવી સંખ્યા ન હોતી, એવો જે ગ્રંથકારોનો મત હતો, તે હિંદુસ્તાન સંબંધે, પણ યથાર્થ હતો કે નહી, એ સમજવાને સાધન નથી. લોક સંખ્યા વધારે હોવાથી મજુરોની સંખ્યા પણ વધારે હતી. એથી મજુરીનો દર ઓછો હતો. ને એથી સંપત્તિ અને અધિકારની વહેંચણીમાં જેવી રીતે હિંદમાં અતિશય ન્યૂનાધિક્ય પેદા થયું તે પ્રમાણે મિસરમાં એ અતિશય ન્યૂનાધિક પેદા થયું. ને એ કારણને લીધે એક રીતે હીન સ્થિતિ અને બીજી રીતે થોડાક જણના હાથમાં સંપત્તિ એવો પ્રકાર બની આવ્યો. જે પ્રમાણે હિંદમાં સાધારણ લોકોની સ્થિતિ ખરાબ થઇને તેમને છાનીમાની રીતે બધું ખમવાની ટેવ પડેલી છે તે પ્રમાણે મિસરમાં પણ સાધારણ લોકોની યોગ્યતા કંઇજ નહોતી ઉપલી પંક્તિના લોકો ગમે એવો જુલમ ગુજારતા હતા. હવે, એવી સ્થિતિ હતી કે નહી, એ વિષે મિસરમાંના મોટમોટા મિનારા ને બીજા ભવ્ય પણ નિરૂપયોગી કામો સાક્ષી આપે છે. મિસરમાં મિનારા ચણવાનું ગાંડપણ એટલું વધી ગયું હતું કે વ્હામસિનિટસની પછીના ઘણાખરા રાજાઓએ નાના મોટા મિનારા ચણાવેલા છે. પ્રાચીન નામીચા નગરોમાં જે ઈમારતો બાંધેલી હતી, તે બધી નાશ પામેલી દેખાય છે. ગ્રીસ અને રોમના કળાકુશળતાના કામો છિન્ન ભિન્ન થઈ ગયાં છે, પણ મિસરમાંના મિનારા જેવાને તેવાજ

રહી ગએલા છે હવે એ સર્વે મિનારા વિષે અમે કહી શકતા નથી. પણ બધામાં જે મોટો મિનારો છે તેનું સ્વરૂપ, ને તે તૈયાર કરવાને લાગેલા માણસો વગેરે વિષે ખુલાસો કરીએ છીએ. તે ઉપરથી તે વખતની કેવી સ્થિતિ હતી, એ વિષે આજે પણ અનુમાન કરી શકાશે.

મિસરમાં મિનારા ઘણા છે પણ તે પૈકી જીઝે, સકર અને દશૂર એ નજીકના, મુખ્ય છે. જીઝેનજીકના મિનારા ઘણા વિશાળને પ્રસિદ્ધ છે. એ ખડક ઉપર છે ને ખડક, નીલ નદીની સપાટીથી ૧૬૦ ફીટ ઉંચા છે; તેથી એ ઘણી દૂરથી પણ દેખાય છે. એમાં જે મોટો મિનારો છે તે ચિઆપ્સ રાજાની કારકિર્દીમાં બાંધવામાં આવેલો છે એવું કહેવામાં આવે છે. તેનો પાયો ચોખૂણીઓ છે, ને પ્રત્યેક બાજુ ૭૪૬ ફીટની છે. તે મિનારાની લંબ ઉંચાઇ ૪૬૧ ફીટ છે. નીચેથી ઉપર જવાને પગથીયાં છે; પથરાનો પહેલો પડ છાતી પૂર ઉંચો છે ને ઉપર ચોતરફ બે ત્રણ ફીટની જગ્યા છોડીને વળી એક પથરાનો પડ છે. એવી રીતે મિનારો શંકાકાર થતો જઇને તેના શિખરનું ક્ષેત્રફળ ૩૦ ચોરસ ફીટ છે. દરએક પગથીયું એકથી દોઢ ફીટ પોહોળુ અને સવ્વાબે ફીટ ઉંચુ હોવાથી તે ઉપર થઇને ચઢનારાને ઓઝો ત્રાસ થતો નથી. એ મિનારાનો બહારનો દેખાવ પણ ચમત્કારિક છે. ૧૬ માં પગથીઆ ઉપર ચઢી ગયા પછી ઉત્તરની સામેની જે બાજુ છે; તેના મધ્ય ઉપર મિનારાની અંદર જવાનો એક માર્ગ છે. એ માર્ગ સાંકડો છે; ને તે ૧૨ ફીટ સુધી ઉંડો છે. વાંકી ચૂંકી રીતે ગયા પછી એક ઓરડો આવે છે, એને રાણીનો ઓરડો કહે છે. એ ૧૭ ફીટ લાંબો, ૧૪ ફીટ ઉંચો ને બાર ફીટ પહોળો છે. આ ઓરડાની ઉપર બીજો એક ઓરડો છે. એને રાજાનો ઓરડો એમ કહે છે એ રાણીના ઓરડાથી

ખમણો છે. એવીરીતે અંદર બીજા કેટલાક ઓરડા કરેલા છે, પરંતુ કયાવ્હિગ્લિયા* સાહેબે જે ઓરડાની શોધ કરેલી છે તે ઓરડો ૬૦ ફીટ લાંબો, ને ૨૭ ફીટ પોહોળો છે. આ મોટા કામમાં આસરે સાઠ લક્ષટન પથ્થર હશે. એ મિનારો ચણવાના કામમાં ૧૦૦૦૦૦ માણુસો વીસ વરસ સુધી રોકાયાં હતાં. એવું હિરાડોટસનું કહેવું છે. જે ઠેકાણે એક લાખ માણુસો વીસ વરસ સુધી ફક્ત રાજાનું પ્રેત મુકવાને માટે જગ્યા તૈયાર કરવાને રોકાએલા હતા, તે ઠેકાંણે યોગ્ય મજુરી મળી હશે કે? એક મજુરને રોજ બે આના આપ્યા હશે એમ માનીએ તો, એક લાખ મજુરોની વીસ વર્ષની મજુરી ૯ કરોડ રૂપીઆ થાય છે. એ શિવાય મજુરોપર દેખરેખ કરનારા, તેજ પ્રમાણે ચુનો, પથ્થરા વગેરે સામાનનો ખરચ ધ્યાનમાં આણતાં એકંદર ઘણી રકમ વધી જાય છે. રાજ્ય પ્રકરણ સંબંધીના યોગ્ય કામો તરફ ખર્ચ કરીને એવા પ્રકારના મોટા પણ નિરૂપયોગી કામ તરફ ખર્ચ કરવાને પ્રસ્તુતના સંપત્તિવાળા દેશથી પણ વગર જુલમે ખર્ચ થઇ શકતો નથી. એ વાત ધ્યાનમાં આણતાં જે રાજાના વખતમાં એ મિનારો ચણવામાં આવ્યો, તે રાજા ઘણો જુલમી હોવો જોઇએ. ને લોકો પણ ઘણા કંગાલ હશે એ ઉઘડું છે. ચિઆપ્સ રાજાએ એ મિનારો ચણાવેલો છે એવું ઉપર કહ્યું છે. એ રાજા વિષે હિરાડૉટસ એવું કહે છે કે, પ્રથમ એણે મંદીરો બંધ કર્યાં; યજ્ઞ કરવાની મનાઈ કરી. પછી એણે મિસર દેશ-

* કયાપટન કયાવ્હિગ્લિયાની પહેલાં, આલ જીઅર્સમાંના બ્રિટિશ સરકારના વકીલ ડેવ્હિસન સાહેબેને માટે ગ્યૂ સાહેબે ૧૫૫ ફીટ ઉંડાણમાં જઈને અંદરના ભાગનો શોધ કર્યો હતો. પૂ જેટલી ઉંડાઈ સૂધી શોધ થએલો હતો, તે કરતા ૨૦૦ ફીટ વધારે ઉંડાણમાં કયાવ્હિગ્લિયા ગયા હતા. એ માર્ગ અંદરની વાવની સાથે મળે છે માટે તેઓ વળી વધારે ૨૮ ફીટ ઉંડાણમાં ગયા હતા.

માંના લોકોને પોતાના કામ તરફ રોક્યાં. કેટલાક લોકોને અરબી ટેકરીમાંથી પથરા તાણી લાવીને તે હોડીમાંથી બીજી બાજુએ લેઇ જવાના કામમાં લગાડયા હતા !! કેટલાક જણને એ પથરા, કાંઠા ઉપરથી લીબીયાની ટેકરી સૂધી લેઈ જવાના કામમાં રોકયા હતા. એ પથરા તાણી જવાને માટે ફરસ બંદી-નો (પથ્થરની ચીપોનો) રસ્તો કરાવ્યો હતો, એ કરવાને માટે ૧૦ વરસ લાગ્યાં હતાં. મિનારા ઉપર જે લેખ છે તે ઉપરથી એમ જણાય છે કે, મજુરોના નિર્વાહને માટે જે ડુંગળી, અને ગાજર આપતાં હતા તેને માટે ૩૯૦૦૦૦૦ રૂપીઆ ખર્ચ થયા. એ ઉપરથી એકંદર ઓજારો, ખાવું, પીવું, પથ્થરા ઘડી-ને તૈયાર કરવા, દેખરેખ કરવી, વગેરે કામો પછવાડે કેટલો ખર્ચ થયો હશે? જે પ્રમાણે ચિઆપ્સે મિનારો ચણાવ્યો, તેજ પ્રમાણે તેનો ભાઇ સિફ્રેનિસે એજ મિનીરાથી ઉતરતો એવો એક બીજો-મિનારો ચણાવ્યો. બેઉ ભાઇએ ૧૦૬ વર્ષ સૂધી રાજ્ય કર્યું. એટલા વખતમાં જુલમ વગર વાત નહોતી. જે પ્રમાણે હિંદુ-સ્તાનમાં અલ્લાઉદ્દીન અને આલમગીરબાદશાહનો કમકમાટભરેલો જુલમ હતો; તે પ્રમાણે પેલા બંને ભાઇનો મિસરદેશમાં જુલમ થયો હતો. જે પ્રમાણે છેલ્લા બાજીરાવનું નાગ સાંભ-ળીતાજ આપણને કંટાળો ઉપજે છે, તેજ પ્રમાણે મિસરમાંના લોકોને એ રાજાઓનું નામ દેવાને પણ કંટાળો ઉપજતો હતો.

જે મિનારાના સંબંધમાં અમે અત્યાર સૂધી નિરૂપણ કર્યું તે કરતાં નાના મિનારા મિસરમાં ઘણા છે. એ કયા કામને માટે બાંધવામાં આવ્યા છે એ સંબંધે હજી પ્રાચીનકાળથી શંકાજ છે. કેટલાકજણ કહે છે કે, એ સૂર્યના નામના કરેલા છે, કેટલાક કહે છે કે જ્યોતિષશાસ્ત્ર સંબધી વેધ લેવાને માટે તે ચણવામાં આવેલા છે; પણ ડાહ્યા લોકોનું એવું કહેવું છે કે, રાજાના મડદાં

મૂકવાને માટે એ ચણાવ્યા હશે. કેવડો મોટો એ ઉપયોગ!! લાખો રૂપીઆનો ભૂકો ને હજારો લોકોના શ્રમનો અપવ્યય રાજાઓની ઘોર ચણવા સારૂ થવો એ કરતાં દેશની નિકૃષ્ટ સ્થિતિ બીજી કઈ છે? આ ઉપરથી તે કાળે રાજ્ય પ્રવર્તકોનો કેવો જુલમ હશે ને શ્રમ કરનારા લોકોની કેવી બેહાલત હતી એની સહેજ કલ્પના થશે. એવાં નિરર્થક કામો ઉભાં કરવામાં મજુરોએ આપ ખુશીથી કામ કર્યું હશે, એવું માનવાને શંકા આવે છે. જે વાસ્તવિક મજુરી હશે તે જો આપવા માંડે, ને રાજાની ઘણી સંપત્તિ હશે તો એ તે ખુટ્યા વિના રહેશે નહી એ હાલમાં આપણી નજરે આવે છે.

એકાદ મોટો માણસ મરણ પામે તો તેની પાછળ તેની યાદગીરીને માટે સ્મારક કરવાનો ચાલ ઘણા ખરા દેશોમાં* જોવામાં આવે છે. પણ આ કામમાં પ્રાચીન મિસરદેશની કોઈએ બરોબરી કરી નથી, ને આગળ હવે પછી કોઇ કરશે એવું લાગતું નથી. મિશર દેશમાં પ્રાચીનકાળે એક રીતે જુલમ અને બીજી રીતે હીન સ્થિતિ હતી, એ વિષે અનુમાન કરવાને હજી વધારે પ્રમાણો છે. ઇસવી સન પૂર્વે ૨૫૨માં આસિચિસ રાજા રાજ્ય કરતો હતો તેના વખતમાં પૈસો ઝાઝો વહિવટમાં ન હોતો. તેણે એવો કાયદો કર્યો હતો કે, જેને પૈસાની જરૂર હશે તેણે પોતાના

* જે પ્રમાણે મિસરમાં રાજાની ઘોરો હંચી છે, તે પ્રમાણે બીજે ઠેકાણે તેવી નથી. પણ લિડીયાનો રાજા આલિયાટિસ (ક્રસસનો બાપ)ની જે ઘોર ગિગા સરોવરને કાંઠે છે. તેએ મિનારાથી ઉતરતી પંક્તિમાં આવશે. એના પાયાનો ઘેરાવો ¾ માઇલ અને ઉંચાઇ ૨૦૦ ફીટ છે. મેક્સિકોમાં ચોલુલામાંનો મિનારો ૧૭૭ ફીટ ઉંચો છે, આયર્લાંડમાં મીથ પ્રાંતમાં ન્યૂગ્રેંજમાં જે ઘોર છે તે ૭૦ ફીટ ઉંચી છે. એનો પાયો બે એકરથી વધારે છે. ન્યૂગ્રેંજ જેની ઘોરો ડેનમાર્ક, સ્વીડન, રૂશીયા ને તાર્તરીમાં દેખાય છે.

બાપનું પ્રેત તારણ દાખલ મૂકી પૈસા કરજે લેવા. વળી એ કાયદામાં કહ્યું હતું કે-નાણાં કરજે લેનાર માણસના કુટુંબના માણસો દાટવાની જે જગ્યા હશે તે ઉપર શાહુકારની સત્તા ચાલશે. જે માણસે એવા પ્રકારના તારણ ઉપર પૈસો કાઢ્યો હશે, તે જો કરજ ન ફેડી શકે તો મુવા પછી તેને દાટવો નહી. ને સગાવહાલાં પણ એને દાટી શકે નહી.

જે વખતે બાર રાજા મિસરમાં રાજ્ય કરતા હતા, તે વખતે પોતાની કારકીર્દીનું કાંઇ પણ સ્મારક હોવું જોઈએ એમ તેમને લાગવાથી તેઓએ, મીરિસ સરોવરની નજીકમાં બ્યૂહ બંધાવેલોછે. એ હિરાડોટસે જાતે જોએલો છે ને તેનો એવો મત છે કે, "ગ્રીસ દેશમાંના બધા કિલ્લાઓ, ને સર્વ ઈમારતો બાંધવાને જે ખર્ચ અને જે શ્રમ થયા હશે, તે કરતાં એ બ્યૂહને માટે વધારે શ્રમને વધારે પૈસો ખર્ચ થયો છે. એફિસસમાંનું અથવા સેમાસસમાંનું દેવાલય મોટું છે. મિસરમાંના મિનારા પણ મોટાં છે પણ એ બ્યૂહ બધાને પાછળ હઠાવી દેછે. એમાં બાર દિવાનખાના છે. ૭ ઉત્તરે અને ૭ દક્ષિણે એમાં ૩૦૦૦ ઓરડા છે. પૈકી ૧૫૦૦ જમીનની ઉપર ને ૧૫૦૦ જમીનની અંદર છે. નીચેના ઓરડામાં કોઇને જવા દેતા નહીં; કારણ જે રાજાઓએ એ બ્યૂહ બંધાવેલો છે તેમની અને પવિત્ર મગરોની ઘોરો તેમાં છે. સર્વે ભિતો પર જાનવરોનાં ચિત્ર કોતરેલાં છે, બ્યૂહના પ્રત્યેક ખુણે એક એક મિનારો છે એ ૨૪૦ ફીટ ઊંચો છે. ને એ ઉપર જાનવરોના ચીત્ર કોતરેલાં છે."

સામિટિસનો પુત્ર નેકોસે લાલ સમુદ્ર સુધી નેહર બાંધવાની શરૂઆત કરી, એમાં વહાણો ફરી શકે એટલી એ પોહોળી છે. એ નહેર ખોદવાને માટે જે મજુર કામે લગાડ્યા હતા, તે પૈકી ઘણા શ્રમને લીધે ૧૨૦૦૦ લોક મરણ પામ્યા. તેથી નેકોસે એ કામ મુલતવી રાખ્યું; પછી એ કામ ડેરાયસે પુરૂં કર્યું.

સાઈસમાંના અથિનીના મંદિર સંબંધે અમાસિસ રાજાએ મેંફ્રિસ અને એલિફંટીનામાંથી મોટમોટા પથરા આણ્યા. તે પૈકી એલિફંટિનામાંથી જે એક પથરો આણ્યો હતો તેની તેણે ઓરડી બનાવી એ પથરો લાવવાને માટે ૨૦૦૦ લોકો ૩ વરસ સુધી કામ કરતા હતા.

એ જે દાખલા આપેલા છે તે ઉપરથી મિસરમાં શ્રમનો કેવી રીતે વ્યર્થ વ્યય થતો હતો, શ્રમ કરનારા લોકોની કેટલી ખરાબ સ્થિતિ હતી, ને બીજી રીતે જુલમનો પ્રકાર કેટલો જારીથી શરૂ હતો એ વિષે સહેજ કલ્પના થશે. એવા દાખલા મિસર દેશના ઇતિહાસમાં ઘણા છે. પણ તે વિષે અત્રે વિચાર કરવાનું કારણ નથી. સોંઘા અનાજને લીધે મજુરીનો ઓછો દર; ઓછી મજુરીથી મજુરદારોની ખરાબ સ્થિતિ, ને આ હીન સ્થિતિને લીધે જુલમ ગુજારવાની સગવડ એથી જે કાર્ય થયાં તેથી સુધારણાનો પાયો કાચો પડીને સુધારણાની ઇમારત પડી ગઈ. એમાં કાંઈ વિશેષ આશ્ચર્ય નથી.

સૃષ્ટિ પદાર્થ વિષયક નિયમો વડે બીજું એક કાર્ય મિસરમાં બની આવ્યું છે. તે જાતિ ભેદ. મિસરમાં સાત જાતો હતી. ઉપાધ્યાય, યોધ્દા, ગોવાળીયા ભૂંડોનારખવાળ, વેપારી, દુભાષી, અને ખલાસી. યોદ્ધાઓને હર્મોટિ*બિયન અથવા કલસિરીયન કરીને કહેતા. હર્મોટિબીયન અને કલસીરીયન એ ધંધો વગેરે

* બુસિરિસ, સાઈસ, કેમીસ, પપ્રમિસ, પ્રાસોપિટસબેટ ને નાથોનો અડધો ભાગ એ ઠેકાણાના યોધ્દાઓને હર્મોટિબીયન એ નામ હતું. હિરાડોટસની વખતે એમની વખતે એમની સંખ્યા ૧૬૦૦૦૦ હતી, થીબ્સ, બુબાસ્ટિસ, આપથીસ, ટાનિસ, મેંડિસ, એબિનિટસ, આથ્રિબિસ, ને આનેસ્સિસમાંના યોદ્ધાને કલસિરીયન સંજ્ઞા હતી એમની સંખ્યા ૨૫૦૦૦૦ હતી.

કરતા ન હતા. એ જાતમાંના લોકો ફક્ત લશ્કરી કામો કરતા હતા. બાપના મરણ પછી છોકરો એજ કામ કરતો હતો. મિસરમાંના આ ક્ષત્રિયોને કાંઇ વિશેષ હક્ક હતા. એ હક્કનો ફાયદો ધર્મ પ્રવર્તકોની જાતિ શિવાય બીજા લોકોને મળતો ન હતો. એ ક્ષત્રિયો પૈકી કેટલાક જણોને જમીન આપેલી હતી. મિસરમાંના ક્ષત્રિયોને વેરો માફ હતો. એક હજાર હર્મોટિબીયન અને એક હજાર કલક્ષિરિયન એ વારા ફરતી રાજાના રક્ષક થતા હતા. મિસર દેશમાંના લોકો ભૂંડને અપવિત્ર માનતા હતા. કોઈને ભૂંડ અડકે તો તે નદી ઉપર સ્નાન કરવાને જતો. ભૂંડ રક્ષક લોકો મિસર દેશીય હોય તો પણ તેમને મંદિરમાં જવાને બંધી હતી તેમને બીજી જાતિના લોકો કન્યા આપતા નહી. ને તેમની કન્યા કોઈ સ્વીકારતા પણ નહી. વર્ણ વ્યવસ્થાના બીબામાં ગાળી કાઢેલા આપણા લોકોને જે પ્રમાણે પૂર્વાપર સંપ્રદાય છોડવો પસંદ પડતો નથી; તે પ્રમાણે પ્રાચીન મિસરના લોકો પોતાના વડીલોના રીત રિવાજ છોડતા નહી. જે ધંધો બાપ કરતો હશે તેજ છોકરો પણ કરતો હતો. રાજ્ય પ્રકરણમાં એકાદ કારીગરનું અંગ છે; એમ જણાય તો અથવા પોતાનો ધંધો છોડીને બીજો ધંધો કરવા માંડે તો તેને મોટી શિક્ષા થતી હતી. રાજ્ય પ્રવર્તક, ધર્મ પ્રવર્તક અને ક્ષત્રિય લોકો શિવાય બીજા લોકો પાસે સત્તાની જમીન રહેવી નહી જોઈએ એવો નિયમ હતો. બાકીના લોકોએ ઊપલી પંક્તિના લોકોને માટે શ્રમ માત્ર કરવા. આ ઉપરથી નીચલી પંક્તિના લોકોની કેવી સ્થિતિ હશે તેનું સહેજ અનુમાન થશે. રાજ્યમાંના થોડાક લોકોના કલ્યાણ તરફ ધ્યાન આપીને બાકીના લોકો વિષે દર ગુજર કરવાથી તે લોકો રાજ્યમાંની ઉથલ પાથલ વિષે ઉદાસ હોય છે. તેમની સ્થિતી

સુધારીને તેમને ઊંચું માથું કરવાની છૂટ ન આપીએ તો કોઈ ગમે તે રાજા થાય તો પણ તેમાં તેમને કાંઇ સારૂં નરસું લાગતું નથી. ઉપર જે સ્થિતિ વર્ણવેલી છે; એ સમજવાને તાદૃશ અડચણ પડશે નહી. જે નિયમો જુલમ ભરેલા છે, તે જુલમ શિવાય અમલમાં આવી શકવાના નથી એ ખુલ્લું છે. મિનારા જેવી નિરર્થક ઈમારતો જુલમ વગર ઉભી કરવી કઠણ છે. એ ઈમારતો સુધારણાનું દર્શન નથી પણ તે વખતની ખરાબ* સ્થિતિનું દર્શન છે એવું જે પ્રસિધ્ધ બકલે કહ્યું છે તે યથાર્થ છે. એ ખરાબ સ્થિતિ ઘણું કરીને મિસરમાંના સૃષ્ટ પદાર્થ વિષયક નિયમોવડે થઇ. એ નિયમોવડે જોકે પ્રથમતઃ સુધારણાને ઉત્તેજન મળ્યું, તોપણ તેજ નિયમોવડે હીનતા અને દુર્બળતા પ્રાપ્ત થઇ, ને રાજ્યની ઈમારત કોહી જઇને પરચક્ર આવ્યા બરાબર તે પાયમાલ થઇ ગઇ.

## મેક્સિકો† અને પેરૂ‡

આ બે દેશના ઇતિહાસ વિષે વિચાર કરતાં કાર્ટેજ અને પિઝારો એમની દુષ્ટ કૃતિ ધ્યાનમાં આવ્યા વગર રહેતી નથી. લોભને લીધે માણસ કેવાં કેવાં દુષ્ટતાના કર્મ કરવાને પ્રવૃત્ત

* બકલ કૃત સુધારણાનો ઈતિ. ભા. ૧–પૃ. ૯૨.

† મેક્સિકો એનો અર્થ મેક્સિતલી અથવા લડાઈના દેવનું સ્થાન એવો થાય છે. જે શેહેરોનું પૂર્વનું નામ 'ટિ નોક ટિટલન' એવું હતું. આ ૧૩૧૫ માં વસાવેલું હતું. બિલ્બોઆમાં રહેનાર નનેઝ જે સ્પેઈનનો હતો તેને મેક્સિકોનો પ્રથમ શોધ લાગ્યો હતો. કાર્ટેઝ એણે આ શેહેરથી ૭૫ દિવસ વેઢા આપ્યા પછી આ શેહેર તેને હસ્તગત આવ્યું હતું. આ શેહેર કબજે આવતાં કેટલાક દિવસ લાગ્યા અને જુનું શેહેર નાશ પામતાં નવું શેહેર વસ્યું.

‡ પેરૂનો શોધ પિઝારો અથવા ડિગો અલ્માગ્રોએ કર્યો હતો.

થાય છે; એ આ બે દેશના ઈતિહાસપરથી સારી રીતે ધ્યાનમાં આવે છે. સોનું અને રૂપું આ દેશમાં ઘણું જડે છે એવું સ્પાનિશ લોકોને જણાવ્યા પછી, આ દેશમાંના લોકોની વિપતિની શરૂઆત થઇ. અહીંના શેહેરો બેચિરાખ થઇને, લોકોને ખાણુમાંથી સોનું અને રૂપું ખોદી કાઢવા માટે એક સરખી રીતે કામ કરવું પડ્યું. એમાં હજારો માણસ મરી ગયાં, તથાપિ પ્રવર્તકોનું સમાધાન થયું નહી. અહીંના અસલી સરદાર, માનકરી, અને સુખવસ્તુ લોક એ ઘણુંખરા નષ્ટ થયા છે. મેક્સિકોમાં અશુદ્ધ રૂપું ઘણું છે. ત્રણ હજાર ઉપરાંતની ખાણો છે અને તેમાંથી રૂપું કાઢવાનું કામ શરૂ છે. એ સ્થિતિ ધ્યાનમાં આણીએ તો સહેજ અનુમાન થશે કે મેક્સિકો અને પેરૂ એ બે દેશના ઈતિહાસમાંનો અર્વાચીન કથા ભાગ સ્પાનિશ લોકોને કલંક લગાડે એવો છે. અપરાધ વગર લોકોને દંડવા એ નીચ કર્મ છે. મેક્સિકન લોકોના રાજા માંટિઝૂમા એ જુલમી હતો; મેક્સિકોમાંના લોકો મૂર્તિપૂજક હતા; ને ધર્મ સંબંધી તેમની વ્યવસ્થા જુલમ ભરેલી હતી. એ વાતો જો કે ખરી હશે તોપણ જે લોકોએ વાસ્તવિક રીતે કાંઇ અપરાધ કર્યો નથી તે લોકોને કતલ કરીને રક્તસ્રાવ કરવાને જેઓ પ્રવૃત્ત થયા, તેમનું કૃત્ય કેટલું નીચ સમજવું જોઇએ? જે પ્રમાણે હિંદુસ્તાન અને મસર એ દેશમાંની સુધારણા પ્રાચીન હતી તે પ્રમાણે મેક્સિકોની પ્રાચીન* નહોતી. ટોટીકન લોકોનો પેહેલો રાજા ઇ. સ.

* મેક્સિકોમાંની અસલી જાત ટોટિકનની હતી એવું કહેવામાં આવે છે. તેમનો મૂળ દેશ મેક્સિકોની ઉત્તરે ટાલન કરીને હતો. તેમને ઈ. સ. ૪૭૨ માં ત્યાંથી હાંકી કાઢયા પછી તે કેટલાક દિવસ સૂધી ભટકતા હતા. જે ઠેકાણે તેઓ રહેતા હતા. તે ઠેકાણે ઘરબાર કરીને તથા જમીન ખેડીને તેઓ રહેતા હતા. તેઓ આસરે ૧૦૪

૬૬૭માં રાજ્ય કરવા લાગ્યો. ટોટિકન* લોકોએ ૩૮૪ વરસ સુધી રાજ્ય કર્યું. ટોટિકન રાજાઓએ સ્વદેશમાં કાંઇક સુધારણા કરી, પણ મોટો દુષ્કાળ પડવાથી લોકોને આસપાસના દેશમાં જવું પડયું. તેમની પાછળથી ચિચિમેકા એ રાજ્ય કરવા લાગ્યા. એ લોકો કયાંથી આવ્યા તે જણાતું નથી. સ્પાનિશ લોકો જે વખતે આવ્યા તે વખતે બીનો માંટિ†ઝૂમા એ રાજ્ય કરતો હતો. જ્યારે સ્પાનિશો મેકિસકો અને પેરૂ એ બે દેશમાં આવ્યા તે વખતે એ દેશની‡ સુધારણા થએલી હતી. અહીં લોક વસ્તી પણ ઘણી હતી. લોકો ખેતી કરતા હતા તેઓએ નગરો વસાવ્યાં હતાં. ને તેમનામાં રાજ્ય વ્યવસ્થા હતી એવું તેમને જણાયું.

મેકિસકો અને પેરૂ એ બે દેશ સુધર્યાં હતા, એવું અમે કહ્યું. આ ઉપરથી જુના મહાદ્વીપોમાંના સુધરેલા રાજ્ય જેટલા

---

વરસ પછી મેક્સિકો શેહેરની પૂર્વે ૫૦ માઈલને અંતરે આવીને વીસ વર્ષ સુધી રહ્યા હતા. એ નવીન જગ્યાને તેઓએ ટોલાટઝિંકો એ નામ આપ્યું. એ ઠેકાણાથી તેઓ પશ્ચિમે ૪૦ માઈલ સુધી ગયા. એ ઠેકાણે તેઓએ એક શહેર વસાવ્યું. તેને તેમણે ટોલન અથવા ટુલા એ નામ આપ્યું. એ પ્રમાણે પ્રવાસ કરતા હતા ત્યારે તેઓની જોડે મુખ્ય અધિકારી હતા.

* ૩૮૪ વરસમાં ટોટિકન લોકાના ૮ રાજા થઈ ગયા. તેમનામાં એવી એક ચાલ હતી કે—રાજા ગાદિ ઉપર બેઠા પછી તેનું નામ ૫૨ વરસ સુધી ચાલુ રહે.

† ૫૨ વરસ પૂર્ણ થતા અગાઉ જો તે મરણ પામે તો તેના નામથી પ્રતિનિધિઓ રાજ્ય ચલાવતા હતા. તે વધારે દીવસ સુધી જીવે તો તેણે રાજીનામું આપવું એવો કાયદો હતો.

‡ બીજા માંટિઝુમા રાજ્ય કરતાં પહેલાં મેકિસકોમાં કઓલોથ, નોપાલટઝિન, ઠિકનાટ ઝિનને પટેલોમાંટિઝુમાં એ રાજ્ય કરતા હતા.

એ દેશ સુધર્યા હતા, એવું કહેવાનો અમારો હેતુ નથી. જુના મહાદ્વીપોમાંના રાષ્ટ્રની ને આ દેશોની સરખાવણી કરીએ તો એ દેશોની સુધારણા બહુ ઓછી થએલી હતી. એ જોકે ખરૂં છે, તો પણ અમેરિકામાંનાં બીજા દેશો કરતાં આ દેશમાં-ની સુધારણાનું ડગલું આગળ હતું. એ વિષે હવે વાદ નથી. અહીંના લોકો બીજા લોકો પ્રમાણે જંગલમાં ભટકતા ન હોતા; સ્વતંત્ર પણે મનસ્વી રીતે ન વર્તતાં એકજ * રાજાની સત્તા તળે રહેલા હતા. તે શહેરમાં એકત્ર રહેવા લાગ્યા હતા. રાજ પ્રવર્તકો લોકોના જીવ રક્ષણની ને ગુજરાનની તજવીજો કરવા લાગ્યા હતા. રાજ્યમાં * નિયમો સ્થાપન થવા લાગ્યા હતા. લોકો ધર્મ બંધન માનવા લાગ્યા હતા. ને વ્યવહા-રમાં જે કળાની આવશ્યકતા હોય છે તે કળા નજરે આવવા લાગી હતી. એટલુંજ નહીં, પણ જે કળા ફક્ત શોભાવાળી હોય છે તે સુધાં નજરે પડવા લાગી હતી.

જ્યારે મેક્સિકો દેશ સ્પાનિશ લોકોના કબજામાં આવ્યો ત્યારે ત્યાંના લોકોને ખાનગી મિલકતનો હક્ક પૂર્ણ પણે ધ્યાનમાં આવેલો હતો. એવું સ્પાનિશ લોકોના જોવામાં આવ્યું હતું. મેક્સિકોમાં શહેરો ઘણાં હતાં ને તે મોટ મોટા હતાં. ઝેંપોલા એ શહેર જોઇને સ્પાનિશ લોકોને આશ્ચર્ય લાગ્યું હતું; પણ જ્યારે પાછળથી લસ્કાલી, ચોલુલા, તક્યુબાટેઝ કયૂકોને મેક્સિકો એ શહેરો જોયાં ત્યારે તેઓને લાગ્યું કે અહીં ઘણી લોક સંખ્યા છે. ધંધાઓનું પૃથક્કરણ અને મહેનતના વિભાગ એ નજરે પડવા માંડયા હતા. સોની, કડીયા, ચિતારા વગેરે ધંધા કરનારા દેશમાં હતા. રાજા સરદાર અને રૈયત એમનું અરસ પરસ કર્તવ્ય કર્મ શું છે એ અહિંના લોકોને સારી પેઠે માલૂમ હતું.

* રાબર્ટસનકૃત અમેરિકાનો ઈતિહાસ પુ. ૭ પૃ. ૯૩૧

તેઓ વરસના* જુદા જુદા ભાગ માનતા હતા. એ અને એ પ્રમાણેજ બીજી વાતોપરથી મેક્સિકન લોક સુધર્યા હતા, એવું કહેવાને હરકત નથી.

અમે આજે ઉપર હકીકત કહેલી છે, તે ઉપરથી મેક્સિકોમાં સુધારણાનું માન કેવી રીતનું હતું એ જણાશે. જ્યાં સુધી લોકો જંગલી હાલતમાં હોય છે, ત્યાં સુધી તેમની ગરજો પણ થોડીજ હોય છે. તેથી તેઓને પરરાષ્ટ્ર ઉપર આધાર રાખીને બેસવાની જરૂર પડતી નથી તેમ એકત્ર થવાની એ ઇચ્છા થતી નથી. માટે તેઓ પોતાની ખુશીથી અથવા ગુજરાન સારૂ દૂર દૂર રહે છે. ને તેઓ ઘણું કરીને નદી કાંઠે ઝુંપડીઓ બાંધીને રહે છે. શેહેરો વસાવીને રહેવું એ સુધારણાનું સૂચક છે.

જંગલી હાલતમાં જે લોકો હોય છે, તેઓ જરૂર પડતા સર્વ કામો કરે છે. શીકાર કરવા સારૂ ધનુષ્ય અને બાણ તેઓ જાતે તૈયાર કરે છે, ને રહેવાને માટે તેમને ઝુંપડીઓ બાંધતા આવડે છે. કળા કુશળતાના ને ગુંચવણવાળા કામ કરવાને જે શિક્ષણની જરૂર છે, તેની અવશ્યકતા ઉત્પન્ન થતાં પૂર્વે માણસની ગરજો હળવે હળવે વધી જઇને તેમની કલ્પના પ્રૌઢ થવી જોઇએ એ ઉઘડું છે. જેમજેમ સુધારણા થાય છે, તેમ તેમ ધંધાનું પૃથક્કરણ થાય છે.

* મેક્સિકન લોકોમાં વરસના ૧૮ મહિના માનેલા હતા. ને પ્રત્યેક મહિનામાં ૨૦ દિવસ મળીને વરસના ૩૬૦ દિવસ માનતા હતા. પણ એટલા વખતમાં સૂર્યની ગતિ પૂર્ણ થતી નહી એવું જણાયા પછી તેઓ વરસના ૩૬૫ દિવસ ગણતા હતા. એ પાંચ દિવસ તેઓ વધારાના ગણતા હતા. ને એ દિવસોની કોઈપણ મહિનામાં ગણત્રી થતી ન હોતી; તેથી એ દિવસોમાં તે કાંઈપણ કામ કરતા નહોતા. કિંવા ધર્મ સબંધી કામ પણ કરતા ન હોતા. એ દિવસ તેઓ મોજમજામાં ગાળતા હતા.

જુદા જુદા લોકોનું વર્ગી કરણ થવું એ પણ સુધારણાનું દર્શન છે. જંગલી સ્થિતિમાં રહેનારા લોકોને બીજાના કબજામાં રહેવું પસંદ પડતું નથી. તેમને બીજાનો પોતાની ઉપરનો અધિકાર સહન થતો નથી. ને તેમનામાં નાના મોટાનો ઝાઝો ભેદ માનવામાં આવતો નથી. મેક્સિકોમાં રાજા, સરદાર, રૈયત એવા જુદા જુદા વર્ગ હતા. રાજ્યમાં એકંદર ૩૦ સરદાર હતા. શિવાય નાના નાના સરદારો ત્રણ હજાર હતા. માંડળિક સરદાર ઉપર દિવાની તથા ફોજદારી પૂર્ણ અધિકાર રાજા તરફ હતો. ઇનસાફને માટે ન્યાયાધીશો નીમ્યા હતા. રાજ્ય કારભાર ચલાવવાને માટે જો ખર્ચ પુરો પડવાને માટે જમીનો પર, ધંધાઓ પર, અને બજારમાં જે માલ વેચવા સારૂ આવતો હતો તે ઉપર વેરો નાંખેલો હતો. એક [illegible] ખબર બીજે ઠેકાણે પોહોંચાડવા સારૂ રાજ્યમાં ઠેક ઠેકાણે લોકો રાખ્યા હતા, ને રસ્તા દુરસ્ત કરવા સારૂ તથા દિવા કરવાને માટે અને રાત્રે રોણ ફરવાને માટે કેટલાક માણસોની [illegible]ના કરવામાં આવી હતી. કાર્ટેજે પોતાનો રાજા પાંચમાં ચાર્લસને મેક્સિકો શહેર વિષે જે હકીકત પત્ર લખીને જાહેર કરી હતી તે ઉપરથી મેક્સિકન લોકોની સુધારણા થઈ હતી કે નહી તે જણાશે. પોતે મોટો અને તવંગર દેશ જીત્યો એવું રાજાને લાગવાને માટે કાર્ટેજે કદાચ બડાઇ મારીને લખ્યું હશે, એ જો કે સંભવે છે; તો પણ ઉપર જે હકીકત આપેલી છે તે ઉપરથી તે ખોટું કહેવાય નહી. કાર્ટેજ કહે છે કે, "શહેરમાંના કેટલાક રસ્તા સાંકડા અને કેટલાક પોહોળા છે. અહીંની બજારની જગ્યાએ સિવિહલ્યાની બજારની જગા કરતાં બમણી મોટી છે. એમાં સર્વે પ્રકારની વેપારની જણસો છે. સોના રૂપાના ઘરેણાં ઇમારતને ખપ આવે એવાં નળીયાં ને સાગનાં લાકડાં

અહીં નજરે પડે છે. અહીં વૈદ્યોની દુકાનો છે, ને તેમાં તૈયાર કરી રાખેલાં ઓસડો, મલમ વગેરે વેચાતાં મળે છે. ગોટાળો ન થાય માટે દર એક જણસ જુદી જુદી શેરીમાં વેચવામાં આવે છે. આ બજારના ચોકમાં એક મોટી હવેલી છે એનું નામ મિલાડાએન્શિયા છે. એમાં દસ બાર ગૃહસ્થ બેસે છે. માલના વેચાણ સંબંધી જે કજીયા પેદા થાય છે તે તેઓ પતવે છે. અમને બજારની ઠઠમાં બીજા કેટલાક ગૃહસ્થ નજરે પડયા હતા. તે જણસો બદલ વ્યાજબી કીમત માગેલી છે કે નહી તે જોતા હતા. વેપારી પાસેથી જે ખોટાં કાટલાં તેઓએ ખુંચાવી લીધાં હતાં તે તેઓએ ફાડી નાંખેલાં મેં જાતે જોયાં."

આ વાત ઉપરથી મેક્સિકોમાં સુધારણા હતી, એ વાત વિષે શંકા નથી. એ સુધારણા સામાન્ય હતી એ વાત ખરી છે. કારણ જેવી રીતે લેખનકળા પ્રાચીન રાસ્ટ્રોમાં હતી તેવી રીતે એ દેશમાં નહોતી. શિવાય અરસપરસના વ્યવહાર નાણાવડે સહેલથી ચલાવી શકાય છે એ એમને માલુમ નહતું. તેઓ વાંકી ચૂંકી રીતે વ્યવહાર ચલાવતા હતા. જે પ્રમાણે મેક્સિકોમાં સુધારણા થઇ હતી; તેજ પ્રમાણે પેરૂમાંએ તે થઇ હતી. હવે પેરૂ વિષે વિચાર કરતા પહેલાં, અમારે એક કહેવાનું છે. તે એ કે, મેક્સિકોની દક્ષિણમાં પાનામા નામની સંયોગીભૂમિ સુધી જે એક સાંકડો જમીનનો કડકો નકશામાં દેખાય છે ને જે મધ્ય અમેરિકા એ નામથી પ્રસિદ્ધ છે. તેને પણ આ સુધરેલા દેશમાં સામેલ કરીએ તો ચાલશે; કારણ એ ઠેકાણે સુધાં જમીન સારી હોવાથી લોકો સુધારણા કરી શકયા. કોપન, પ્યાલેંક, અને અક્સમલ એ, જે, ઇમારતો અહીં દેખાય છે, તે ઉપરથી એ સ્થાન સુધારણાનું સ્થાનક હશે એવું માનવાને કારણ છે.

જે પ્રમાણે મેક્સિકો વિષે અમે થોડીક હકીકત કહી તે-

જ પ્રમાણે પેરૂ વિષે પણ હકીકત કહેવી એ જરૂરનું છે. કારણ એ દેશ વિષે પણ અમે જે હવે પછી કહેવાના છીએ તે વિષે એ હકીકત ખુલાસો થવાને ઉપયોગી છે. પેરૂ ૧૦હયન લોકો જંગલી હાલતમાં છતાં તેમની સુધારણાઓ કરવા સારૂ મંકોકપ્યાક ને તેની સ્ત્રી મંમાઓકોલો એ પેદા થયાં. એ કોણ હતાં ને કયાંથી આવ્યાં એ જણાતું નથી. વળી તેમનું કલાકૌશલ્ય અને કાયદા કયાંથી અને કેવી રીતે સંપાદન કર્યા એ પણ જાણવાને માર્ગ નથી. પેરૂ વિહયન લોકો સૂર્યના ઉપાસક છે એવું જોઇને અમને સૂર્યે સુધારણા કરવા સારૂ મોકલ્યા છે એવું તેઓ એ લોકોનું કહ્યું. એમનું કહેવું શું છે તે સાંભળી લેવાને જુદી જુદી જાતિના લોકો એકત્ર થયા. જે સામાજીક સંપને લીધે ઉદ્યમ ચાલે છે, ને સુધારણની શરૂઆત થાય છે તે સામાજીક સંપ પ્રથમ મંકોકપ્યાકે કરી દીધો. મંકોકપ્યાકે લોકોને ખેતી અને બીજી કળાઓ શીખવી દીધી. મંમાઓકોલોએ સ્ત્રીયોને શીવવાનું તથા વણાવાનું કામ શીખવ્યું. મંકોકપ્યાકે ઈ. સ. ૧૦૪૩માં કજકોટે નામનું શહેર વસાવ્યું. એ પેરૂ વિહયન લોકોની રાજધાની હતી. મંગોકપ્યાક કોણે કેવી રીતે વર્તન કરવું એ બદલના નીયમ કર્યા; એવી રીતે રાજ્યની સ્થાપના થઈ. સારાંશ જે પ્રમાણે ચીની લોકોનો કાન ફ્યૂશિઅસ, અથવા ઇરાની લોકોનો ઝોરોઆસ્ટર તે પ્રમાણે પેરૂ વિહઅન લોકોનો મંકોકપ્યાક એ હતો. મંકોકપ્યાક પછી જે ઇંકા (અધિપતિ) થયા, તેઓએ વિકટોથી ચીલી સુધી રાજ્યની હદ વધારી. જે પ્રમાણે અમારી પ્રાચીન સુધારણામાં ધર્મનું પ્રાબલ્ય બહુ હતું તેજ પ્રમાણે પેરૂ વિહયન લોકોમાં ધર્મનું પ્રાબલ્ય ઘણું હતું. રાજ્યનીતિ, કાયદા, વગેરે બધી વાતો ધર્મના આધાર

ઉપર હતી. ઇંકની આજ્ઞાએ શ્રેષ્ટ પુરૂષની આજ્ઞા છે માટે તે અમલમાં આણવાની, એવું નહી પણ તે આજ્ઞા જાણે ઈશ્વર પ્રેરિત છે, એવું સમજીને લોકો તેને બહુ માન આપતા. આ ઉપરથી એવું થયું કે ઇંકનો અધિકાર અપ્રતિબંધ રીતે શરૂ થયો ને એનો હુકમ તોડવો એટલે અધર્મ કર્યા જેવું થાય છે એવી સમજ પેદા થઇ. સર્વ અપરાધ બદલ દેહાંત શિક્ષા હતી. અજવાળું અને ફળદ્રુપતાનું જે કારણ સૂરજ તેની સેવા પેરૂ વિહયન લોકો કરતા હતા. લોકો જે હકીકત કહે છે તે ઉપરથી જણાય છે કે તેઓમાં એકંદર બાર રાજા થઇ ગયા. ને તે પૈકી એક પણ રાજા જુલમી નહતો. એ રાજાઓની કારકીર્દીમાં એકે બંડ થયું નથી. રાજાઓ બીજો મૂલક જીતતા હતા પણ તે સુધારણા કરવા સારૂ જીતતા હતા. પોતાને જે ફાયદો થતો હતો તે જીતાએલા લોકોને આપતા હતા. પેરૂ મધ્યે જમીનના ઉત્પન્નની કાંઇ ચમત્કારીક વ્યવસ્થ થતી હતી. તે એવી કે, એક ભાગ સૂર્યને આપવાનો, એ ઉપજમાંથી મંદિરો બાંધવામાં આવતા, અથવા બીજા સાર્વજનીક કામમાં તે ખરચ્ય કરવામાં આવતો હતો બીજો ભાગ ઇંકાને આપવાનો એ ભાગ રાજયના સંરક્ષણને માટે અપાતો હતો. તીજો અને મોટો ભાગ લોકોના પોષણ સારૂ કામમાં આવતો હતો, એ ભાગ દર વરસે યોગ્યતા પ્રમાણે અને કુટુંબમાંના માણસોની સંખ્યા પ્રમાણે વેહચી આપવામાં આવતો હતો. દેશમાંની જમીન સર્વેજણ ખેડતા હતા. સરકારી અધિકારીએ લોકોને બોલાવ્યા પછી તેઓ એકત્ર થઇને જથાબંધ ખેતરોમાં કામ કરવા જતા હતા. એવી રીતે એક ઠેકાણે માન અને એક ઠેકાણે કામ કરવાની ટેવ પાડીને આપણે એક કુટુંબમાંના છીએ એવી સમજ તેમનામાં પેદા થઇ હતી. પેરૂમાં જે ઠેકાણે પાણી-

ની અછત હતી, તે ઠેકાણે નેહેરો ખોદીને ખેતરમાં પાણી લેઇ જવામાં આવ્યું હતું. લોકો સમુદ્ર ઉપરના પક્ષીની હગારનું ખાતર ખેતરમાં નાંખતા હતા. તેઓ રહેવા સારૂ ઇંટોના ઘરાં બાંધતા હતા. એ ઘરો નાનાં પણ મજબૂત હતાં. રાજવાડાનું કામ અને મંદીરો ઉપર પેરૂ ઇંડિયન લોકોની કારીગરી માલૂમ પડવા માંડી હતી. પ્યાકેકપ્યાકનું મંદીર ઇંકની હવેલી અને કિલ્લાનું કામ ભારે હતું. કઝકોથી કિટો સુધી બે રસ્તા ૧૫૦૦ માઇલ એક સરખા લાંબા હતા. એક ડુંગરવાળા પ્રદેશમાં થઇને મધ્ય ભાગમાં ગએલો હતો ને બીજો સમુદ્ર કિનારા ઉપરના મેદાનમાં થઇને ગએલા હતો. એ રસ્તાઓ હાલના રસ્તા પ્રમાણે નહોતા, એ પંદર ફીટ પોહોળાઇના હતા. મુસાફરોને રસ્તો માલૂમ થવા સારૂ ઠેક ઠેકાણે ઝાડ ઉછેરવામાં આવેલા હતા. ઇંકા દેશમાંથી ફરવા નીકળતા હતા તેથી તેમની સગવડતા સારૂ મોદિખાના બાંધવામાં આવેલાં હતાં.

મેક્સિકો અને પેરૂ એ દેશમાં જે સુધારણા થઇ તે શાથી થઇ એ વિષે વિચાર કરતાં જણાયછે કે, ઉપજીવનનું મુખ્ય સાધન જે ભૂમિ તે ફળદ્રુપ હોવાથી અહીંના લોકોને પોતાનો સુધારો કરતાં આવડયો. હવે મેક્સિકો અને પેરૂ એ દેશની થએલી સુધારણાને કારણ ત્યાંની ફળદ્રુપ જમીન હતી, એવું અમે કહ્યું એ ઉપરથી અમેરિકામાં બીજે કોઇ પણ ઠેકાણે ફળદ્રુપ જમીન ન હોતી; એવું કહેવાનો અમારો હેતુ નથી. બ્રેઝિલમાં ફળદ્રુપ જમીન છે પણ ત્યાં સુધારણા કેમ થઇ નહી શકી એ વિષે પાછળ અમે એક ભાગમાં વિચાર કરેલો છેજ. ચિલીમાં ફળદ્રુપ જમીન છે, પણ એ દેશ પેરૂના રાજ્યનો ભાગ હતો, માટે પેરૂ વિષે વિચાર થયો એટલે એ ભાગનો વિચાર કરવાનું કાંઈ કારણ નથી. શિવાય બીજું એક ધ્યાનમાં લેવું જોઇએ કે, માણસની પ્રથ-

મની સ્થિતિ જાનવરોનાં ટોળાં રાખીને અથવા શીકાર કરીને ગુજરાન ચલાવવું એ હોય છે. એ સ્થિતિમાં તે રખડતા ફરેછે. અમેરિકામાંના લોકો એ સ્થિતિમાં છતાં પ્રથમ મેક્સિકન અને પેરૂ ઇન્ડિયન લોકોને ઉત્તમ જમીન મળી આવી ને તેથી એક ઠેકાણે તેઓ રહી શકયા. તેથી તેઓને સુધારણા કરતાં આવડી હશે, ને બાકીના લોકો રખડતા ફર્યા હશે.

મેક્સિકો વિષે હંબોલ્ટ સાહેબનું કહેવું છે કે, "જે કોઇ જમીનમાં વાવેતર કરશે તેનું તે પોષણ કરશે, એવું, અહીંનો દેખાવ જાણે મુસાફરોને કહે છે. મેક્સિકન લોકોની ચઢથી, અશાશ્વત પરકીય વેપાર ઉપર અથવા યૂરોપમાંના ખટપટીઆ રાજ્ય કારસ્થાન ઉપર આધાર રાખીને નથી." પેરૂ વિષે રાબર્ટસન* સાહેબ કહે છે કે, "સામાજીક સ્થિતિને અત્યાવશ્યક જે ખેતી તેનો પેરૂમાં બહુ ફેલાવ થએલો હતો. ને અમેરિકામાંના બીજા દેશો કરતાં ખેતીનું કામ અહીં ઉત્તમ પ્રકારે ચાલતું હતું. સ્પાનિશ લોકો એ દેશમાં પ્રવાસ કરતા હતા ત્યારે પ્રત્યેક જાતની જણસ તેમને એટલી પ્રાપ્ત થતી હતી કે, મેક્સિકો જીતનારા દુષ્કાળના કારણથી વિપત્તીમાં હતા. એ સંબંધની જે વાર્તાઓ આપણા સાંભળવામાં આવે છે, તે વાર્તાઓ પેરૂના સંબંધમાં નજરે આવતી નથી."

બંગાળા અને ચીનમાં જે પ્રમાણે ચોખા અથવા મિસરમાં ખારેકો તેજ પ્રમાણે મેક્સિકો અને પેરૂ મધ્યે મકાઇનું ભોજ્ય છે. જે પ્રમાણે ચોખા અને ખારેકો ઓછા શ્રમથી પ્રાપ્ત થાય છે. તે પ્રમાણે અહીં મકાઇનો પાક થવાને વધારે શ્રમ પડતો નથી. ને તેનો પાક ઘણો થાય છે. બીયું વાવ્યા પછી થોડા વખતમાં પાક

* રાબર્ટસન કૃત અમેરિકાનો ઈતિહાસ પૃ. ૯૪૬

તૈયાર થાય છે. મકાઇ ચોખા અને ખારેકો જે પ્રમાણે ઉષ્ણ દેશમાં થાય છે તેમ શીત દેશમાં એ થતી નથી એમ નથી. પણ હવાનું માન જેમ જેમ કમી હોય છે તેમ તેમ શરદને ગરમ પ્રદેશમાં તેનો પાક વરસમાં ત્રણ વખતે કાઢી લેઈએ તો પણ હરકત પડતી નથી. મેક્સિકોમાં ખાવાના પદાર્થ કેટલા જથા બંધ મળે છે, એ વિષે હંબોલ્ટ સાહેબ કહે છે કે, ૧૨૦ યાર્ડ ચોરસ જમીનમાંથી ૪૦૦૦ પાઉંડ (આસરે ૫૦ મણ) પૌષ્ટિક પદાર્થ પ્રાપ્ત થાય છે. ને આટલીજ જમીનમાં જર્મનીમાં ઘઉં વાવીએ તો તે એક બુશેલ કરતાં પણ ઓછા થાય છે.

એ શિવાય મેક્સિકન લોકો અને પેરૂ વિહયન લોકો બનાના* કરીને એક વનસ્પતિ છે તે ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. બનાના એક ઝુમખાને ૧૬૦ થી ૧૮૦ સુધી ફળો આવે છે. ને તેમનું વજન ૬૦ થી ૮૦ પૌંડ સુધી હોય છે. યૂરોપમાં બે માણસના ગુજરાન સારૂં ઘઉંનો પાક તૈયાર કરવાને જેટલી જમીનની જરૂર પડે છે, તેટલીજ જમીનમાં જે બનાના પાકે છે તે ઉપર ૫૦ માણસોનું ગુજરાન ચાલે છે. પેરૂમાં બટાકાએ થાય છે ને એ ઉપર પણ કેટલાક જણનું ગુજરાન ચાલે છે. બટાકા એ મૂળ અહીંના છે કે, બીજા ઠેકાણાના એ સંબંધી કેટલાક દીવસ સૂધી વાદ હતો. પણ યૂરોપીયન લોકો આ દેશમાં ગયા હતા તે પૂર્વે બટાકા આ દેશમાં હતા. એ વિષે હવે શંકા રહી નથી. ૩૩ પૌંડ ઘઉં અને ૯૯ પૌંડ બટાકા પેદા થવાને જેટલી જમીન જોઇએ છીએ તેટલી જમીનમાં ૪૦૦૦ પૌંડ બનાના પેદા થાય છે. એવું હંબોલ્ટે અનુભવ વડે મુકરર કરેલું છે.

કયાસાવ્હા કરીને એક જાતનું કંદ મૂળ છે, એના રોટલા

* કેળાના ઝાડ જેવી એક જાત છે.

બનાવીને તે ઉપર કેટલાક મેક્સિકન લોકો પોતાનો ગુજારો ચલાવે છે. એ બટાકા જેવું હોય છે. ને એની છત સાત આઠ મહીના પછી થાય છે.

આ હકીકત ઉપરથી મેક્સિકો અને પેરૂ આ બે દેશમાં ગુજરાનનું સાધન કેટલું બધું સોંઘું હશે, એ વિષે સહેજ કલ્પના થશે. વિપુલ અન્ન સામગ્રી વડે હિંદુસ્તાન અને મિસરમાં જે કાર્ય થયાં, તેજ કાર્ય એ બે દેશમાં થયાં. ગુજરાનનું સાધન થોડાક શ્રમવડે પ્રાપ્ત થવાથી ધનનો સંભવ જલદીથી થવા લાગ્યો, અને તેથી સુધારણા થતી ગઇ. પણ આજ સાધનવડે લોક સંખ્યા વધીને શ્રમ કરનારાઓની સંખ્યા વધતી ગઇ. અને મજુરીનો દર ઓછો થયો. એક રીતે શ્રમ કરનારાની ખરાબ હાલત, ને બીજી રીતે થોડાક જણની સારી સ્થિતિ એવો પ્રકાર જેવી રીતે હીંદુસ્તાનમાં બની આવ્યો તેજ પ્રકાર એ બે દેશમાં પણ નજરે આવ્યો. હીંદુસ્તાન અને મિસર દેશમાં સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોનું વિશેષ જોર હોવાથી એ કારણો જોકે ધનના સંઘરાને અનુકૂળ હતા તોએ તેજ ધનની યોગ્ય વહેંચણને પ્રતિકૂળ હતા, એથી પેરૂ અને મેક્સિકોમાં ધનની વહેંચણીમાં ન્યૂનાધિક્ય પેદા થયું. એથી સુધારણામાં એ બહુ ન્યૂનાધિક્ય ઉત્પન્ન થયું. મેક્સિકો અને પેરૂ એ દેશમાં કળાનો ફેલાવ થએલો હતો, પણ તવંગર લોકોના મોજ શોખને સારૂ જે ઉપયુક્ત કળા, તેમનો ફેલાવ થએલો હતો. જે કળાવડે ગરીબ લોકોની સ્થિતિ સુધરે છે, તે કળાનો ઝાઝો ફેલાવ થયો ન હતો. ઉપલી પંક્તિના લોકોનાં ઘરમાં નકશીવાળા વાસણ અને ઘરેણાં જોવામાં આવતા હતા. તેમની ઓરડીઓમાં તથા દીવાનખાનામાં શોભાયમાન ને જેનાપર વેલાકાર ચીત્રેલા એવા પડદા લટકાવવામાં આવતા હતા. તેમનો પહેરવેશ અને તેમનાં ઘરેણાં

જોવાથી તેમની સંપત્તિ ઘણી છે એવું લાગતું હતું. જે પ્રમાણે આપણા અહીંના શૂદ્ર, અથવા મેક્સિકોમાંના ટયામિનીસ તે પ્રમાણે પેરૂમાં યનકોનએ હતા. એમની સ્થિતિ દાસ જેવી હતી. એમનો પહેરવેશ અને ઘર એ સ્વતંત્ર લોકોના પહેરવેશ તથા ઘરથી ભિન્ન હતાં. બોજા ઉપાડવાના તથા બીજા મજુરીના કામમાં એમની યોજના થતી હતી, ને એમના માથા ઉપર વેરાનો ઘણો બોજો હતો. રાજ કુટુંબમાંની મંડળી, સરદાર, સરકારી કામગાર અને ધર્મ પ્રવર્તકને વેરો માફ હતો.

લોકોને માથે વેરાનો બોજો હોવાથી તેઓ સંઘરો કરી શકતા નહીં. ને તેથી તેઓ હમેશાં પરતંત્ર રહેતા હતા. જ્યારે પૈસે શિલક રહેવા માંડે છે, ત્યારેજ સ્વતંત્રતા સંબંધી વિચાર મનમાં આવે છે. એ રાજ્ય પ્રવર્તકોને માહિત હોવાથી, લોકો ધનં સંચય કરી શકે નહી, એવા ઉપાયો તેઓ હમેશાં કરતા હતા. કોઇ પણ બાબતમાં લોકો સ્વતંત્ર થવા પામે નહી એ વિષે તેમના ઉદ્યોગ ચાલુ હતા. ખેતી અને બીજા ધંધા એમાં જો કે લોકો હોશીયાર થયા હતા, તોપણ પૈસો એટલે શું એની તેમને માહિતી પણ નહોતી. ખાનગી મિલકત પણ તેમની પાસે ન હોતી. અમુક પ્રકારના લોકોએ અમુક ધંધો કરવો તથા અમુક રમત રમવી એવો પ્રતિબંધ હતો. તે પ્રમાણે લોકો વર્તન રાખતા હતા. તેઓ સરકારની પરવાનગી શીવાય પહેરવેશ તથા રહેવાનું ઠેકાણું ફેરવી શકતા નહી; બહુ તો શું કહીએ, પણ પરણવાની સુધા તેમને છૂટ નહોતી. એને માટે સુધાં સરકારની પરવાનગીની જરૂર હતી. એ વાંચીને કેટલાક જણને આશ્ચર્ય લાગશે ને એવી સ્થિતિ હશે કે નહી એ વિષે મનમાં શંકા આવશે. લોકો એટલો જુલમ કેવી રીતે ખમી શકયા ? ને એ જુલમ દૂર કરવા સારૂ તેઓએ કેમ પ્રયત્ન કર્યા નથી ? પણ

અમે ઉપર જે કારણો કહ્યાં છે તે વિષે વિચાર કરીએ તો એવા પ્રકારની સ્થિતી થવી, એ કેટલું સ્વાભાવિક છે, તે ધ્યાનમાં આવ્યા વગર રહેશે નહી. પેરૂનું રાજ્ય પિઝારોના હાથમાં સહેજસાજ કેવી રીતે ગયું? રાજાને પકડીને ઠેર માર્યો તો એ લોકોને ખોટું લાગ્યું નથી એ કેટલી આશ્ચર્યની વાત! આ ઉપરથી લોકો જુલમ તળે કેટલા દબાયા હતા! ને તેમની કેવી ખરાબ સ્થિતિ થઇ હતી? મેક્સિકન લોકોએ જરા હાથ પગ હલાવ્યા, પણ પેરૂવિહયન લોકો તે સુધ્ધાં કરી શક્યા નથી. પોતાનું સ્વાતંત્ર્ય મેળવવાની અને શત્રુનો નાશ કરવાની તક સુધાં તેઓએ ખોઇ દીધી. એવી લોકોની ખરાબ સ્થિતિ થઇ હતી. એમના વંશજો વિષે વિચાર કરીએ તો પણ એજ સ્થિતિ દેખાય છે. તેઓ સુધાં દુર્બલ અને ઉત્સાહ હીન છે. આખા અમેરિકામાં એવા દુર્બલ લોકો દેખાતા નથી. ને તેમના હાથે કાંઇ થાય એવું દેખાતું નથી. પેરૂમાં જે પ્રકારની સ્થિતિ હતી તેજ પ્રકારની મેક્સિકોમાં પણ હતી. જે સૃષ્ટ પદાર્થ સંબંધી કારણોનું પેરૂમાં જોર હતું તેજ કારણોનું મેક્સિકોમાં એ જોર હોવાથી વ્યવહારીક વાતોમાં એક દેશમાં જે કાર્ય બની આવ્યાં તેજ પ્રકારનાં કાર્ય બીજા દેશમાં, એ બની આવ્યાં. મેક્સિકોમાંના ઘણા ખરા લોકોની બહુ ખરાબ હાલત હતી. તેમને ટામિની કહે છે. મેક્સિકોમાં લોકો જાનવરો રાખતા નહી તેથી તે બોજો ટામિનીઓને ઉચકવો પડતો. આ દેશમાંના ખેડુતો મેયીકવી એ નામથી પ્રસિધ્ધ છે. ને તેમની સ્થિતિ અમારા કણબી કરતાં એ બહુ ખરાબ હતી. જે ઉપર તેઓ આધાર રાખીને રહેતા તેમની પરવાનગી વગર તેઓ રહેવાનું ઠેકાણું પણ બદલી શકતા નહી. જમીનના વેચાણની સાથે તેઓને સુદ્ધાં વેચવામાં આવતા હતા; જમીન ખેડવાનું તથા હલકા કામો કરવાનું તેમના તરફ હતું. તેમની બ-

હુજ ખરાબ સ્થિતિ હતી. તેમના પ્રાણુની કાંઇજ કીમત નહોતી. ને તેમના પૈકી કોઇને કોઈ એકાદ ઠેર મારે તોપણુ તેને શિક્ષા થતી નહી. જેવી રીતનો સરદારનો પેહરવેશ હશે તેવો પેહરવેશ કરવાની અથવા સરદાર પ્રમાણે ઘર બંધાવવાની લોકોને છૂટ ન હોતી. રાજા આવે ત્યારે લોકોએ તેના તરફ આંખ પણુ કરવી નહી. એવા કઢંગા ને સખત નિયમો હતા.

આ ઉપરથી મેક્સિકો અને પેરૂ એ દેશમાંના સૌધારણુ લોકોની સ્થિતિ કેવી ખરાબ હતી; ને કમકમાટ ભરેલો જુલમ કેટલો ચાલતો હતો; એની સ્હેજ કલ્પના થશે. મિસર દેશ વિષે અમે પાછળ કહી ગયા છીએ કે લોકોને બીલકુલ સ્વતંત્રતા ન હોવાથી ને તેમના ઉપર તેમના ઉપરીની પૂર્ણ સત્તા હોવાથી તેમની મહેનતનો સારો ઉપયોગ ન થતાં નિરૂપયોગી કામો કરવા સારૂ ખોટો ઉપયોગ થતો હતો.

તેજ પ્રમાણે મેક્સિકો અને પેરૂમાં પણુ એજ સ્થિતિ હતી. મેક્સિકન અને પેરૂવિહયન લોકોએ ઘણી ઇમારતો બંધાવી. મિસર દેશમાંના મિનારા તથા બીજા કામોએ જેવી રીતે નિરૂપયોગી હતા, તે પ્રમાણે અહીંની ઘણી ખરી ઇમારતો નિરૂપયોગી હતી. પેરૂમાંનો રાજમહેલ બાંધવાનું કામ ૫૦ વરસ સુધી ચાલેલું હતું. તે આ કામ તરફ ૨૦૦૦૦ માણસો રોકાએલા હતા. મેક્સિકોમાંનો રાજમહેલ બાંધવાને બે લાખ માણસો કામે લાગેલા હતા. એવી રીતે બીજા પણુ કેટલાક દાખલા આપતાં આવડશે. મેક્સિકોમાં ચોચુલા શહેર પાસે એક ટિઓકલી અથવા મિનારો છે. જીઝેનજીક ચિઆપ્સ રાજાએ જે મિનારો ચણાવેલો હતો ને જે વિષે અમે પૂર્વે વર્ણન કરી ગયા, તે કરતાં પણુ એ મિનારો મોટો છે. એ મિનારાનો પાયો ચિઆપ્સના* મિનારા કરતાં બમણો છે. પણુ એ મિના-

* વંડર્સ આફ ધીવર્લ્ડ પૃ. ૧૯૨, ૧૯૩

રો તેટલો ઉંચો નથી. એની ઉંચાઇ ૯૭૭ ફીટ છે, અને પાયાની લંબાઈ ૧૪૨૩ ફીટ છે. મિસર દેશના મિનારા પ્રમાણે એ પથ્થરનો નથી. ઇંટો અને માટીવડે એ ચણેલો છે. એની અંદર જગ્યા ઘણી છે ને તે મડદાં મૂકવાને વાસ્તે કરેલી હતી. મેક્સિકોમાં જે મંદીરો હતાં તે કરતાં એ લોકો એ મિનારાને ઘણા પવિત્ર માનતા હશે. એવા કામોને માટે શ્રમનો કેવો નિરર્થક ઉપયોગ થતો હતો ને લોકોની સ્થિતિ કેવી હશે, એ વિષે અનુમાન કરવાને અડચણ પડશે નહી.

હવે લોકોની એ જે સ્થિતિ થઇ હતી તે એક બે દીવસમાં થઇ ન હોતી. એ સ્થિતિ પ્રાપ્ત થવાને ઘણાં વર્ષ વીત્યાં હશે. લોકોએ ફ્કત મજુરી કરવી. તેઓ એ ધનનો સંઘરો કરવો નહી, ને ઉપલી પંક્તિના લોકોના સુખસાતાને સારૂ હમેશ મહેનત કરવી એ વીષે પ્રયત્ન કરવો એ દેશને અતિશય કૃષ્ટકારકછે. સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોવડે સ્વાભાવિક રીતે જે એકંદર લોકોની દુર્બળ સ્થિતિ થાય છે, તેથી જુલમ કરવાને સવડ મળે છે. એ વાત ખરી છે ને પેટને સારૂ લોકો જુલમ વેઠે છે એ વાત સુધાં ખરી છે. પણ એ ખરાબ સ્થિતિનો અટકાવ કરવા સારૂ પ્રયત્ન ન થાય ને લોકો જુલમ વેઠે છે; માટે વધારે બોજો નાંખવામાં આવે છે ત્યારે કેટલાક વખત સુધી વિપરીત પરીણામ કદાચ થશે નહી. પણ લોકો ઉદાસ રહે છે ને રાજ્ય ઉપર કાંઇ પ્રસંગ આવે તો તે સમયે તેમને કાંઈ વિશેષ લાગતું નથી. રાજ્ય પારકાના હાથમાં જાય તો જેમનું ખરેખર નુકસાન થાય છે; તેઓ માત્ર આગળ ધસે છે પણ એવાઓને લોકોની મદદ ન હોવાથી શત્રુનો વિજય થતાં અડચણ પડતી નથી. જુલમની સુદ્ધાં કાંઇ મર્યાદા રહેવી જોઇએ. મર્યાદા ઉપરાંત જુલમ થવા માટે એટલે લોકોને ગમે એવી નવીન

સ્થિતિ હશે તો પણ તે ઇષ્ટ લાગે છે. એવું મેક્સિકો અને પેરૂ એ બે દેશના ઈતિહાસ ઉપરથી સારી રીતે ધ્યાનમાં આવે છે. જ્યાં સૂધી પરચક્ર નહોતું ત્યાં સૂધી રાજ્ય યંત્ર જેમ તેમ ચાલતું. પણ પરચક્ર આવ્યું કે તરત માંટિઝુમાના સરદારો એક પછી એક ફિતુર કરવા લાગ્યા. ઝેંપોલાનો કાઝિક કાર્ટેઝને જઇને મળ્યો. ચકોર કાર્ટેઝે જાણ્યું કે, મેક્સિકોનું રાજ્ય જોકે મોટું છે, તોપણ, જ્યારે એકજણ આવીને આપણને મળે છે; ત્યારે રાજ્યમાં ઐક્યભાવ (સંપ) નહી હશે, ને વિશેષતઃ કેટલાક લોક જુલમતળે દબાઇ ગએલા હશે. જે પ્રમાણે તેને લાગ્યું તેજ પ્રમાણે વાસ્તવિક સ્થિતિ હતી. ઝેંપોલા અને કિવયાબીસ્લાનમાંના કાઝિક તેની મૂલાકાત લેવાને ગયા. લશ્કલનના લોકોએ પ્રથમ તેને અટકાવ્યો પણ તેઓ સુદ્ધાં થોડાજ વખતમાં જઇને તેને મળ્યા ને તેઓજ પોતાના દેશ બંધુને જીતવાને તૈયાર થયા. તેમની અને ઝેંપોલિયનની મદદ વડે કાર્ટેઝે ચાલુલા શહેર લીધું. આ ઠેકાણે સ્પાનિશ લોકોએ ૬૦૦૦ ચોલુલન લોકોને કત્તલ કર્યા. ચોલુલા એ મેક્સિકન લોકોનું પવિત્ર સ્થાનક હતું. લોકોને લાગતું હતું કે દેશોની વસ્તીમાં શત્રૂનો પ્રવેશ થઇ શકશે નહી. રાજાને તો થોડાક શત્રૂના સીપાઇઓ બપોરની વખતે વગર અટકાવ થએ કેદ કરીને લેઇ ગયા—એ પ્રમાણે થોડા વખતમાં મેક્સિકોનું રાજ્ય નાશ પામ્યું.

હિંદુસ્તાન, મિસર, મેક્સિકો અને પેરૂ એ ચાર દેશના દાખલા લેઇને સુધારણા વિષે અમે જે નિરૂપણ કર્યું, તે ઉપરથી એ દેશોમાં સૃષ્ટ પદાર્થ સંબંધી નિયમોનું કેવું જોર હતું ને એ નિયમોથી જો કે સંપત્તિનો સંગ્રહ થયો. તોપણ તેની વહેંચણી જેવી થવી જોઇતી હતી તેમ ન થવાથી કેવાં કાર્ય થયાં, એ વાચકોના ધ્યાનમાં આવ્યું હશે. એ નિયમો વડે

એક રીતે લોક સમુદાયની દુર્બલ સ્થિતી થઇને તેમની બહુ નિકૃષ્ટ અને નિચેતન સ્થિતિ થઇ; અને બીજી રીતે રાજકીય સત્તા અને સામાજીક અધિકાર થોડાક જણના હાથમાં આવીને તેમને જુલમ કરવાને સગવડ મળી. નીચલી પંક્તીના લોકો માથું ઉંચું કરી શકે નહી એ બદ્દલ ઘણા પ્રયત્નો થયા એનુ પરિણામ એવું થયું કે જો કે, દેશમાં સંપત્તીનો સંચય અને સુધારણા એ થયાં હતાં, તો પણ લોક સમુદાયને એ સંપત્તીનો ને સુધારણાનો જોઇએ તેવો ફાયદો થયો નહી. તેમની જે સ્થિતિ હતી તેમાં ઝાઝો બદલ થયો નહી. સંપત્તિ અને સુધારણાને ફાયદો કેટલાક વિશેષ પ્રકારના લોકોનેજ માત્ર થતો હતો. બાકીના લોકો કેવળ ઉત્પન્નભક્ષી હતા. તેમને ઝાઝી સ્વતંત્રતા ન હોતી. અને કોઇ પણ પ્રકારનું માન મળતું નહી. વારૂ, એટલું છતાં વળી એમને જુલમ વેઠવો પડતો હતો. એ કારણથી એમના ઉપર જે સત્તા ચલાવતા હતા તેમની સાથે લોકોમાં જોઈએ તેવો સંપ ન હતો. જ્યાં સૂધી પરચક્ર આવ્યું ન હોતુ ત્યાં સૂધી લોકો કબજામાં રહ્યા. પણ જ્યારે પરકીય લોકો દેશ ઉપર સ્વારીઓ કરવા લાગ્યા, તે વખતે નાના પાયા ઉપર જે સુધારણાની ઇમારત ચણેલી હતી, તે ભાંગી પડી. જ્યારે પરચક્ર આવ્યું ત્યારે ઉપલી પંક્તીના લોકોને શત્રુની સાથે બાથ ભીડવી પડી. બીજા લોકોની મદત હતી તે નહી જેવીજ તેઓને કેવળ પેટભરા મજુરો બનાવીને છોડેલા હતા, તેથી તેઓને જરા કોઇ પૈસા ટકાની લાલચ બતાવતા કે તરત તેઓ તેને જઇને મળતા તેથી એ દેશો પરકીય લોકોની સત્તામાં ગયા એ દેશોપર પરકીય લોકોનું સ્વામિત્વ થતાં પૂર્વે એ દેશોને ક્ષયરોગ લાગેલો હતો; તેથી પરકીય લોકોને તે જીતી લેતાં મુશ્કેલ પડી નહી એટલુંજ નહી પણ, લોકો જુલમ તળે

દબાએલા હતા તેથી પરકીયોને મદત મળીને તેઓ થોડા વખતમાં એ દેશોની ધૂળધાણી કરી શક્યા. મેક્સિકોમાં રાજાના નામથી અધિકાર ચલાવવાનો જે ઘાટ સ્પાનિશ લોકોએ ઘડ્યો હતો, ને જે હાલમાં કેટલેક ઠેકાણે જોવામાં આવે છે, તેની, નિકૃષ્ટ સ્થિતિને પોહોંચેલા મેક્સિકન લોકોને સમજાણુ સુધાં પડી નહી. હશે, એ પૂર્વોક્ત દેશોમાં સંપત્તિ, અધિકાર અને જ્ઞાન એમની જેવી વહેંચણી દેશને હિતકારક છે, તેવી થઇને સુધારણાનો પાયો વિસ્તૃત હોય તો એ દેશો સ્વલ્પ આયાસ વડે પરકીય લોકોના કબજામાં ગયા ન હોત. જે લોકો પોતાના દેશની સુધારણા કરવાને તૈયાર હોય છે, તેઓએ એ વિચાર સારી પેઠે ધ્યાનમાં રાખીને તે પ્રમાણે ઉદ્યોગ ચલાવવો એવી તેઓને સૂચના કરીને અમે આ, ભાગ સમાપ્ત કરીએ છીએ.



## આ પુસ્તક વેચવાનાં ઠેકાણાં.

---

"ગુજરાતી" પ્રિંટીંગ પ્રેસ. મુંબઈ.

રા૦ ઈચ્છાલાલ બાપુલાલ મહેતા, સરકારી ગુજરાતી શાળાના મેહેતાજી, ખાહારકોટ, કાપડ બજાર. મુંબાઈ.

રા૦ ત્રીભોવનદાસ દ્વારકાદાસ પારેખ તથા રા૦ પ્રાણલાલ ત્રીભોવનદાસ ચોકસી. ભરૂચ.

રા૦ વરજીવન ભોળાભાઈ વકીલ પારેખ. પેટલાદ.

રા૦ નાથજી બળદેવ ગાંધી. આંતરસુબા.

રા૦ અમૃતલાલ ભોગીલાલ ગાંધી. ધારી.

રા૦ દ્વારકાદાસ મોતીલાલ શાહા. બુકસેલર. અમદાવાદ.

રા૦ પાનાચંદ મોજીલાલ દેસાઈ વકીલ. વીસનગર.

રા૦ મીઠાલાલ રણછોડદાસ પટેલ. બુકસેલર. વડોદરા.

વડોદરામાં પ્રસિદ્ધ કરતાને ઘેર—કોઠીપોળમાંથી.